નોબલ પ્રાઇઝ મેળવનાર જાણીતી અમેરિકન લેખિકા શ્રીમતિ પર્લબકની વિખ્યાત નવલકથા 'ધી પેટ્રીઅટ' નું આ ભાષાંતર બહેન કપિલા ઠાકોરે કર્યું છે અને મૂળ પુસ્તકની ખૂબી ભાષાંતરમાં આવી હોઇ પુસ્તક સુંદર થયું છે.

પિતા એને જાપાન મોકલી આપે છે.



જાપાન ગયા પછી યુવાન ત્યાંના વ્યાપાર સમ્રાટ મુરાકીની પુત્રી તામા સાથે પ્રેમમાં પડે છે અને એને પરણે છે, અને ચીન પાછા વળતાં સુધી સ્વપ્નસિદ્ધિ સમા જીવનમાં કલ્લોલ કરતાં જીવે છે.



**શ્રીમતી પર્લ બક**

☆ ચીની પ્રજાનાં જીવન તથા આદર્શ, દુઃખ તથા આશાનાં દર્શન કરાવતું અભિનવ સાહિત્ય સર્જી પશ્ચિમને પૂર્વની પિછાન કરાવનાર – રંગ, જાતિ કે દેશના ભેદ વિના દરેક દલિત દેશ અને પ્રજાના સ્વાતંત્ર્યની લડતની સહાયક અને સાહિત્યનું નોબલ પ્રાઇઝ મેળવનાર સુવિખ્યાત અમેરિકન લેખિકા ☆

નોબલ પ્રાઇઝ મેળવનાર સુવિખ્યાત લેખિકા શ્રીમતી પર્લ બકની લખેલી, ક્રાન્તિનો ભોગ બનેલા ચાઇનીઝ નવયુવાન અને જાપાનીઝ વ્યાપાર સમ્રાટની પુત્રીની રસિક પ્રણયકથા. દેશને ખાતર પત્ની તથા બાળકોને જાપાનમાં છોડી ચીનમાં લડવા આવનાર ચાઇનીઝ

# દેશભક્ત

નાં અદ્‌ભુત સાહસ, શૌર્ય ને
પ્રણયથી ભરપૂર નવલકથા

ખંડ : બીજો




લેખિકા
પર્લ બક

અનુવાદક
કપિલા ઠાકોર
બી. એ.

પરિચય
લીલાવતી મુનશી





એન. એમ. ઠક્કરની કંપની
બુકસેલર્સ : : પબ્લીશર્સ
૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ : ૨

આવૃત્તિ પહેલી ☆ ૧૯૪૫



ત્રણ રૂપિયા

: મુદ્રક :
રામદાસ ઈ. પટેલ
રજની પ્રિન્ટરી
પ્રિન્સેસ સ્ટ્રીટ: મુંબઈ ૨



: પ્રકાશક :
નંદલાલ મો. ઠક્કર
એન. એમ. ઠક્કરની કંપની
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨



એમનાં આદર્શને મૂર્તિમાન
કરતું આ પુસ્તક વહાલા
[illegible] શ્રી. [illegible], ને

શ્રી. કપિલા ઠાકોર બી. એ.

એમનાં બીજાં પુસ્તકો



બાપુજી અને બીજી વાતો

ટનૂ ટનૂ ટનૂ

વેરાયલાં ફૂલ

જંગલમાં રખડતાં

રૂપીના બાગમાં

આપણાં મિત્રો

લેનીન

એને ચરણે



ને સ્વતંત્ર દેશની પેદાશ જાપાની તામા! જાપાની સ્ત્રીઓનું આખું ઘડતર જ બીજા દેશોથી જુદું-અનોખું છે. જાપાની કૌટુંબીક જીવનનું એક સુંદર ચિત્ર પણ આમાં આપણને મળી ગયું છે. પરાધિન દેશનો પતિ અને સ્વાધિન દેશની પત્ની વચ્ચે સંપૂર્ણ પ્રેમ છતાં દેશપ્રેમ કેવું એક અદૃસ્ય ઘર્ષણ ઉભું કરે છે! એ પણ બહુ સરસ રીતે દર્શાવવામાં આવ્યું છે.

છેલ્લા ભાગમાં ઇવાન પાછો દેશ આવે છે અને પોતાના દેશની લડાઇમાં ભાગ લે છે. આમાં ચ્યાંગ કાઇ શેક અને કોમ્યુનીસ્ટો વચ્ચેનો સંબંધ બતાવ્યો છે. ચીનની જાપાન સાથેની લડાઇના સ્વરૂપની કંઇક ઝાંખી આમાં થાય છે; પણ આ ભાગ પહેલા બે ભાગ જેટલો મને જોરદાર નથી લાગ્યો.

આવી એક સુંદર વાર્તાનો અનુવાદ કરવા બદલ બહેન કપિલા ઠાકોરને ધન્યવાદ ઘટે છે.

**લીલાવતી મુનશી**

# બે બોલ

પર્લ બકની સુવિખ્યાત 'ધી પેટ્રીઅટ' નામક નવલકથાનો આ અનુવાદ ગુજરાતી જનતા સમક્ષ રજુ કરતાં મ્હને આનંદ થાય છે.

ચીની દેશભક્તની આ એક કથા છે; પરંતુ એ માત્ર એક ચીની યુવકની જ વાર્તા નથી. ચીન–જાપાનના યુદ્ધ પહેલાંનાં થોડાં વર્ષોની શરૂઆતથી ચીન–જાપાન યુદ્ધનાં શરૂઆતનાં થોડાં વર્ષોનો ચીનનો, સમસ્ત ઇતિહાસ એમાં સમાયો છે.

સુન–યાટ–સેનના મહાન બળવા પછી મંચુ વંશના શહેનશાહનો વંશ નાબુદ થયો. ચીનમાં પરદેશીઓની સત્તા ઓછી થઇ. પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું. અનેક મોટી આશાઓ ચીન સેવી રહ્યું. પણ થોડા વખતમાં જ પાછી પ્રજાની આંખ ઉઘડવા માંડી. શહેનશાહ ગયો પણ સત્તા તો થોડા લશ્કરી અમલદારો ને ધનિકોના હાથમાં જ રહી. મધ્યસ્થ સરકાર દિનપ્રતિદિન નિર્બળ બનતી ગઇ–પાંગળી બની ગઇ–અને પ્રાંતોમાં તો તેનું અસ્તિત્વ જ ન હોય તેમ પ્રાન્તિક નવાબો બધી સત્તા

ભોગવતા થયા. દેશના આમ વર્ગની વેદના હતી તેવી જ રહી. બીજી બાજુ જાપાનીઝ લોકોની માગણીઓ વધતી ગઇ અને મધ્યસ્થ સરકાર, લશ્કરી સામનો કરવા અશક્ત હોઇ તે સ્વીકારતી ગઇ.

જે મહાન હેતુ માટે સુન–યાટ–સેન જેવા નેતાની સરદારી હેઠળ તે લડયા હતા તેના પર પાણી ફરી વળતું હતું. ચીનનું આત્મ-ગૌરવ હણાયું અને જાપાન વિરુદ્ધ જુવાળ ચીનમાં ફરી વળ્યો.

ચીનના નવજુવાનો અને વિદ્યાર્થીઓ જાગૃત થયાં. ખેડૂતો અને મજુરોમાં તેમણે જાગૃતિ આણવા પ્રચાર કરવા માંડયો. અને સશસ્ત્ર બળવો કરી, આ પાંગળી અર્થ વગરની, સરકારને ઉથલાવી તેની જગ્યાએ સશક્ત, પ્રાણવાન, પ્રગતિમાન સરકાર સ્થાપવા ઠેરઠેર છૂપાં બંડખોરોનાં મંડળો સ્થાપવા માંડયાં. તે મંડળોનાં ઘણા-ખરાં સભ્યો મોટે ભાગે સામ્યવાદી પણ હતાં.

આ ભૂમિકામાં આ નવલકથાની વસ્તુ વણી લેવામાં આવી છે. તેનો નાયક ઇવાન કરોડપતિ શરાફનો પુત્ર છે. આ ક્રાંતિકારી ચળવળનાં વહેણમાં તે પણ તણાય છે અને તેમાં મહત્વનો ભાગ ભજવે છે. બધી તૈયારીઓ પૂરજોસમાં થઇ હોય છે ત્યાં ક્રાંતિકારીઓ પકડાઇ જાય છે. ઇવાનના સત્તાશાળી પિતા ઇવાનને પકડાતાં પહેલાં, તેની ઇચ્છા વિરુદ્ધ, જાપાન મોકલી આપે છે.

ઇવાનના ઘરનું વાતાવરણ સર્જી લેખિકાએ અમીરીણીયા, રૂઢી-ચુસ્ત, પ્રણાલિકામાં દટાઇ રહેલાં, સુષુપ્ત ચીનનો આબેહુબ ચિતાર રજુ કર્યો છે. સાથે સાથે એના ઘર બ્હાર બંડખોરોની ટોળીમાં નવું ચીન સર્જાતું આપણી પાસે મૂર્તિમાન્ કર્યું છે.

ઇવાન જાપાન જાય છે ત્યારથી નવલકથાની વસ્તુ અને ભૂમિકા તદ્દન બદલાય છે. જાપાનના વ્યાપાર સમ્રાટ મી. મુરાકી નામના પિતાના અંગત મિત્રના ઘરમાં તે કુટુમ્બીજન જેમ રહે છે, તેની દુકાનોમાં તેને મદદ કરે છે, તેની મનોહર પુત્રી તામા સાથે પ્રેમમાં પડી

એને પરણે છે, અને ચીન પાછા વળતાં સુધી સ્વપ્નસિદ્ધિસમા જીવનમાં કલ્લોલ કરતાં જીવે છે.

આ ભાગમાં આપણા નેત્રોને લેખિકા જાપાન અને તેની પ્રજા તરફ ખેંચે છે ને ત્યાંના લોકોની પીછાન કરાવે છે. નાનો યંત્ર જેવો આ ટાપુ છે. પ્રજા સ્વચ્છ, ઉદ્યમી, બહાદુર, સંયમી અને સર્વનું અનુકરણ કરવામાં ચંચળ દેખાય છે. સૌન્દર્યપ્રેમ એમનો જીવન–ઉલ્લાસ છે. કોળીઓ ભાત ખાતો માણસ પણ પુષ્પ-સૌન્દર્ય ભોગવી શકે છે. મી. મુરાકીને, અનેક માનસિક વ્યથામાં પણ, ફૂલગોઠવણીની ઉણપતા દેખાઈ આવે છે.

તામાનું વ્યકિતત્વ ખીલવતાં લેખિકાએ આપણી સમક્ષ જાપાનની નવયુગની બાલિકા મૂકી છે. તે નવયુગની છે, છતાં તેની ભૂમિકા ને સંસ્કાર જાપાનના જ છે. પોપટની માફક બધુંજ તે સ્વીકારે છે: ઘરવિષે, બાળઉછેરવિષે, લગ્નવિષે, માંગલિક પ્રસંગો ને બધાંવિષે તેને શિશુંવયથી શીખવવામા આવ્યું છે. દેહ ઉપભોગની કલા પણ કલા માફક તેને લગ્ન પહેલાંજ શીખવવામાં આવી છે. જાપાની હોવાના આત્મભાનથી તે શીખવ્યા પ્રમાણે જ વર્તે છે. આ બધાં છતાંય અતિ કુશળતાથી તામામાં લેખિકાએ એક પ્રાણવાન યુવતિ સર્જી છે.

જાપાની પ્રજાનો પ્રધાનસ્વર તેમની સમ્રાટભકિત છે. દેશ-ભક્તિનું તે એક સ્વરૂપ માત્ર છે. નાનપણથી કેળવાયલાં સંયમ, અને શિસ્તપાલનને લીધે જ એ લોકો ગમે તેવાં કષ્ટ વેઠી, આત્મ-ભોગ, કોરી આંખે અને વિના સંકોચે આપી શકે છે. એ દેશની રાજનીતિ પસંદ ન હોવા છતાં એમની દેશભક્તિ તો કોઈને પણ પ્રશંસા કરાવે એવી છે.

સમ્રાટભકિતમાં સ્ખલન થાય તો કુટુમ્બકંલક લાગે એ લાગણી એમને સદાય દેશભકત બનાવી રહે છે. સાધારણ સમયમાં

ગમે તે કરે પણ યુદ્ધ થવાનું હોય તો તો તામા જનરલ સેકીને જ પરણે. એકીયો ને સુમીની કરુણ પ્રેમકથા ભૂલી એમને દેશદ્રોહીમાં લેખી, ઘરમાં એમનો મૃત્યુશોક પણ ન પાળવાનો વડીલોનો હુકમ પળાય છે. મૃત્યુ પામેલા સૈનિકોના અવશેષો લેવા જ્યારે સૌ સૌનાં સગાંઓ આવે છે ત્યારે પણ કોઇ વિલાપ કરતુ નથી. રખે કોઇ અંતર્વેદના જાણી જાય અને દેશભકિત ખંડિત થાય. ! એમની ઉર્મિ પણ આ શિસ્તપાલન અને સંયમથી કેળવાઇ ગઇ હોય એવું આ લેખિકાએ અસ્ફૂટ છતાંય સ્પષ્ટ શૈલીમાં નિર્દેશ કર્યું છે.

ધરતીકંપ વખતનું ચિત્ર પણ પ્રજાનું માનસદર્શન કરાવે છે. પૃથ્વીનાં નીચેનાં પડો ઉપર ઉપસી આવે છે, સાગર મોટી છોળમાં આ ટાપુને આંખના પલકારામાં હતો ન હતો કરી નાખે છે. ઉલ્લાસ અને અતિ પરિશ્રમથી ઘડાયલાં ઘરો સમુદ્રતલમાં સરી જતાં જોવાં અને સ્વસ્થ ચિત્તે સહન કરવું: આ સંયમ, હિંમત, અને હસતાં હસતાં ફરી સર્જવાની આશા, આપણું અંતર હરી લે છે અને આ પ્રજાની શકિતનું ભાન કરાવે છે.

પર્લ બકની મહત્તા જાપાનનું આ ચિત્ર ચિતરવામાં છે તેટલીજ એકીયો અને સુમીનું પાત્ર ચિતરવાનું નહી ભૂલવામાં છે. અતિ શિસ્તપાલન અને કૃત્રિમ ઉર્મિને વશ ન થતાં તે યુગલ સ્વતંત્ર જીવન જીવવા પ્રયાસ કરે છે. સમ્રાટભકિતને નામે બીજા નિર્દોષ માનવીનો સંહાર ન કરતાં સ્વેચ્છાથી તેઓ મૃત્યુ સ્વીકારે છે. જાપાનમાં પણ સર્વ સામાન્ય માનવતાનાં દર્શન કરાવતાં આવાં પાત્રોમાં દુનિયાની આશા સમાયલી છે.

ચીન જાપાન વચ્ચેના પ્રસંગો યુધ્ધનું સ્વરૂપ લે છે અને જાપાનનું વાતાવરણ બદલાઇ જાય છે.

જેમ જેમ બે દેશ વચ્ચે દ્વેષ વધતો જાય છે તેમ તેમ ભિન્ન માટીનાં સર્જાયલાં આ સ્ત્રી પુરુષ વચ્ચે પણ અદ્રશ્ય દિવાલ ચણાતી

ાય છે. ઈવાન તામાના જીવનની અસ્વસ્થતા શરૂ થાય છે. છતાં
ણુ તામા એ સર્વ સમજી કેટલીય વાર ઇવાનનું દર્દ હળવું કરે
! જાપાનની દેશભકિત જોતાં ઇવાનને નાનમ લાગે છે. જાપાની
રીજ ચીન માટે લડવાની પોતાના જ પતિની તીવ્ર ઇચ્છા સમજી
ક. એને તો ઇવાનની દેશભકિત જાગૃત થાય તેમાં કંઇજ
ાશ્ચર્ય નથી લાગતું. ઇવાન ચીન માટે જાપાન સામે લડવા
દેશ જાય છે. ગૃહસંસારનું પોતાનું રચેલું નાનું સ્વપ્નું
ી જાય એ તો આ દેશભકિતની તીવ્ર ઉર્મિ પાસે
ક નાની વેદના છે; એટલી સ્વાભાવિકતાથી આ પ્રસંગને
 એ ઇવાનની પ્રેરકમૂર્તિ બની રહે છે. પોતાના પુત્રોને પિતાની
છાન સ્વદેશ માટે લડી રહેલા એક દેશભકત તરીકે આપવામાં
ાતાની જાતને એ ધન્ય માને છે અને સંકુચિત રાષ્ટ્રભાવનાથી ઉભી
લી તેમની વચ્ચેની દિવાલ આપોઆપ ઓસરી જાય છે.

લેખિકા આપણને પુનઃ ચીનમાં લઇ જાય છે.

જાપાન સર્વત્ર વિનાશ પાથરતું જાય છે. ભૂમિભસ્મ થતાં
નમાંથી એક સબળ સાહસિક, ચીન સર્જાતું જાય છે. ઇવાન
ાંગ કાઇ શેકને મળે છે ને લડાઇમાં જોડાય છે. જૂના મિત્ર-
ડળમાં ફરી કામ કરતો થઇ જાય છે. અતિ કુશળતાથી
ાન અને એન લેનનું માનસ ચિતરાયું છે. કડવા જીવનમાંથી ઉભો
લો ક્રાન્તિકાર તે એન લેન. એને હાડે હાડે રાજસત્તા પર ધૃણા
ે રહી છે અને એની સામે એની દરેક શકિત બંડ ઉઠાવી રહી
. સંસ્કારમૂર્તિ ઇવાન આ ક્રાન્તિકારની નીચે કઠણુ બનતો જાય
. છતાંય એના નેત્રમાંથી માયા જ ઝરતી રહે છે.

છેવટે એક નાનુ છતાંય વિસરાય નહી એવું પાત્ર તે પિયોની.
એકાએ પ્રથમથી એ કોઇ મોટા અંતમાં ભાગ ભજવશે
ને ખ્યાલ નહોતો આપ્યો, પણ અંતે તો એન લેનને હાથે ચડી,
ન લેનની ધગશમાં ધીકી, ધડાઇ, એની જીવનસખી બની, ચીનના

ઇતિહાસની એક સબળ મદદગાર બની રહી. અવસર શોભાવી રહી. આ પાત્રદ્વારા લેખિકાએ એક ગુલામકન્યામાં પણ રહેલી સુષુપ્ત શકિતઓનું ભાન કરાવ્યું છે.

અંતમાં એટલું જ કહીશ કે આ નવલકથા અગૂઢ વાણીમાં કંઇક કહી રહી છે. પ્રેમ આ જાતિ કે તે જાતિ પર નથી રચાયો. દેશ, સંસ્કૃતિ કે જાતિ પર એનું અવલંબન નથી રહેતું. સંકુચિત રાષ્ટ્રભાવના પર વિજય પામતાં આ સ્ત્રી પુરુષના પ્રેમની માનવતા યુદ્ધવિરામ પછી તેમને ફરી ભેગાં કરશે. અગાધ સમુદ્ર અને અગમ્ય ભાવિ એમની વચ્ચે અંતરાયલાં હોવા છતાં ઇવાનનાં તામા તરફ અને તામાનાં ઇવાન તરફ પુનર્મિલનની આશાભર્યાં જોઈ રહેલાં કરૂણ નેત્રો, પુસ્તક વિરમતાં, વાંચકની સ્મૃતિમાં સદાય તરવર્યા કરશે.

પ્રસ્તુત નવલકથાના અનુવાદમાં અને પ્રકાશનમાં મ્હને જે જે વ્યકિતઓ તરફથી માર્ગદર્શન મળ્યું છે તે સર્વનો આભાર માનું છું. ખાસ કરીને

શ્રી. કેશવપ્રસાદ દેસાઇનો. જેમણે આ પુસ્તક ગુજરાતીમાં ઉતારવા મ્હને સૂચવ્યું.

શ્રી. લીલાબ્હેન મુનશીનો. એમના 'પરિચય' માટે.

અને લેશ માત્ર ઓછો નહી એવો શ્રી નાગરદાસ પટેલનો. જેમણે આ પુસ્તકના પ્રકાશનની સરળતા કરી આપી.

આશા છે કે હિંદુસ્તાન સાથે કંઇક આદર્શ અને સંસ્કૃતિમાં સામ્યતા ધરાવતા હેતુભર્યાં આ પુસ્તકને ગુજરાતના વાંચકો આવકારશે.

કપિલા ઠાકોર

ચંદ્રીવિલા : તેજપાલ રોડ

ગામદેવી : મુંબઈ

# [ખંડ બીજો]

તામા માબાપની પાછળ ઘુંટણ પર બેઠી હતી. પહેલાં તો ઇવાને બધું જ મી. મુરાકીને એકલાને જ કહ્યું. પછીથી મી. મુરાકીએ મેડમ મુરાકી અને તામાને બોલાવ્યાં. પોતે એકલાએ પત્ર વાંચ્યો અને પછી પત્ર ઘડી કરી પાછો ખીસ્સામાં મૂકી દીધો. ઇવાન તામાની સામે સીધી નજર ન નાખી શક્યો. કદાચ અસભ્ય લાગે, પણ તામા આ ખંડમાં છે એવું ભાન એને સતત રહ્યા કર્યું. એના ભૂરા કીમોનાની કીનાર ઇવાનની ઢાળેલી આંખો જોઇ રહી હતી.

'ઇવાન, બેસી જાવ' મી. મુરાકીએ કહ્યું. સૌ બેસી ગયાં. પાછો એમણે પેલો પત્ર બાંહ્યમાંથી કાઢ્યો. એ થોડી પળો તો ચૂપ થઇ બેસી રહ્યા. એમના દાંત કચકચતા હતા અને ગુસ્સાથી આખું શરીર વ્યાપ્ત થયું હતું. પછીથી શાંત ચિત્તથી એકીઓનો પત્ર વાંચવા માંડ્યો. ફરી પાછો એ પોતાની બાંહ્યમાં મૂકી દીધો. સૌ ચૂપ બની બેઠાં હતાં. એકાદ ડુસકું સંભળાઇ તાત્કાળિક બંધ થઇ ગયું. એને લાગ્યું કે તામા જ રડતી હતી.

તામા હોઠ કરડી પોતાનું રૂદન રોકી રહી હતી. તામાની મા પણ શોકગ્રસ્ત આંસુ લુછતી અબોલ બેસી રહી હતી.

'જે પુત્ર, પિતા અને શહેનશાહને નાફરમાની બતાવી ગયો તે પુત્ર મર્યાનો શોક કેવો ? મ્હારા ઘરમાં આનો શોક ન જોઇએ.' મી. મુરાકીએ એના કડક અવાજમાં સત્તાધારી શબ્દોમાં કહ્યું.

એના હાથ ધ્રૂજતા હતા. 'એટલું જ બસ.' પછી ઇવાન તરફ વળી બોલ્યો :

'તમે પાછા જતા પહેલાં એક રાત અહીં જ સૂજો. પહેલાં હતો તેજ આપનો ખંડ છે. તમે જઇ શકો છો.'

ઉપકાર માની ઇવાન ચાલ્યો ગયો.

આ બધાં જ દુઃખ પાછળ એનું હૃદય ધબકતું હતું. હવે એને ઝરણા તરફની પગદંડી ખબર હતી. તામાના ખંડનું બારણું પણ ખબર હતું. પત્રની આવશ્યક્તા ગઇ.

તે પછી મેડમ મુરાકી ઉઠ્યાં 'જરા અમને જવા દેશો.' તામાની ભીની આંખોમાં પણ ઇવાનને મળવાની ઇસારત હતી.



મધ્ય રાત્રિએ ઇવાન એને બારણે ઉભો. ચાંદરણીમાંથી ઘેરા પાનની છાયડીઓ નીચે જલ્દી જલ્દી પસાર થઇ જતો તે તામાને બારણે આવી ઉભો. તામા એની રાહ જોતી ઉભીજ હતી. ચાંદનીમાં એ ફીકકી લાગતી હતી.

'બહારની ઓસરીની છાયામાં આવ.' પક્ષીની પાંખના ફફડાટ કરતાં પણ એનો અવાજ મૃદુ હતો. ધીમેથી પેલી શેવાળ ફુટી સાદડીપર ઇવાને પગ મૂકયો. થોડીવાર બન્ને એકબીજાને નિહાળતાં અવાક ઉભાં રહ્યાં. થોડીવારે ઇવાને એને હાથમાં લીધી. સ્રીનો તેનો આ પ્રથમ સ્પર્શ હતો. સ્રીનાં મૃદુ દેહની સુંદર રેખાઓથી તે તદ્દન અપરિચિત હતો. પ્રેમમસ્ત બની એક

સ્ત્રીની દેહલતા પોતાના દેહ સાથે તન્મય થતી જોઇ તે વિસ્મય પામતો જતો હતો. બીજી જ દેહ પોતાનાં દેહનું અંગ બની રહ્યાનો આનંદ એ અનુભવી રહ્યો. અનંત પળો આ દીર્ઘ આલિંગનમાં વીતી. છેવટે તામા જોર કરી એના હાથમાંથી સટકી ગઇ અને મંદસ્વરે બોલી :

'એ આવશે તો પણ હું એને નથી મળવાની.'

'હું તને ગમે ત્યાંથી શોધી કાઢતે. મ્હારા વગર તારી સહિસલામતી હોઇ શકે જ નહી.' ઇવાને કહ્યું.

'ના, ના, ઇવાન. તું જાણે છે. એ તો જાપાનમાં યુદ્ધ થવાનું છે.'

'હા, પણ આપણા વચ્ચે તો નહી જ ને ?'

'પણ મ્હારે તો મ્હારી ફરજ બજાવવી પડશે. હું નહી આવું'

'હા, પણ અત્યાર સુધી જે બુઢ્ઢાને તું ધિક્કારતી હતી તેને પરણવાની તારી ફરજ છે એવું તો તું નથી માનતી ને ?

'હા, પણ હવે બધું જ બદલાઇ ગયું છે. લડાઇના સમયમાં તો જાપાનના પુરુષો રણસંગ્રામ ખેલશે અને સ્ત્રીઓ ઘેર પુત્રને જન્મ આપશે' તામાએ કહ્યું.

'પણ તામા, તું તો નવયુગની બાલા છે ?'

'હા ! પણ અમેય શું કરીએ ?'

એણે જરા જોરથી તામાને પોતાની તરફ ખેંચી. એના હૈયાના ધબકારાની ગતિ ત્વરાથી વધી રહી હતી.

'ના ! ના ! પણ તું અને હું તો એવા દેશમાં ભાગી જવાનાં છીએ કે જ્યાં યુદ્ધજ નથી. જ્યાંથી કોઇ પણ આપણને શોધી શકશે નહિ. જ્યાં હું ચાઇનીઝ કે તું જાપાનીઝ છે તેનું ભાન પણ કોઇને નહીં હશે.'

'હા પણ એવી ભૂમિ દુનિયામાં કશે જ નથી.' તામાએ નિશ્વાસ નાખી કહ્યું.

'છે, છે. ફક્ત તું મને વચન આપ કે તું એને નહિ પરણે. હું તારે માટે બધી જ યોજનાઓ ઘડીશ અને તને કહીશ.'

આમ વાતો ચાલતી હતી ત્યાં તો કોઇનાં પગલાં સંભળાયાં. એક ડાળી તૂટી. બન્ને જણુ બીકમાં ને બીકમાં એકબીજાને ભેટી પડ્યાં. મી. મુરાકી ઘરના ખૂણામાં વળી જતા હતા. તામાએ ઇવાનનો હાથ ઝાલ્યો અને એને ઓરડામાં ખેંચી લીધો. બન્ને જણુ પડદા પાછળ ઉભાં. મી. મુરાકીથી તેઓ ૨૦ ફીટ જ દૂર હતાં, પાણીના ધોધ પાસે નીચું માથું કરી તે ઉભા હતા. ચાંદરણીમાં એમના વાળ જ દેખાતા હતા. એમના હાથમાં રસ્તે ચાલતાં ડાળીએથી તોડેલાં ફૂલો હતાં. એમણે એ ફૂલો નિસાસામાં પાસેના નાના તળાવમાં નાખી દીધાં અને એ બીજી દિશામાં વળી ગયા.

પણ હવે અહિં વધારે રોકાઇ શકાય એમ નહોતું. ઇવાન તામાના ગાલને નીચો વળી સ્પર્શ્યો. ગાલ સુંવાળા ગાભલાં જેવા હતા. પુષ્પની મધુર સુવાસ આવતી હોય એવું જ તામાના સાનિધ્યમાં લાગતું હતું.

'તામા, મ્હને વચન આપ.'

'હા, પણ ઇવાન, હવે તું જા'

'તું ઉતાવળ નહિ કરતી. મ્હારી રાહ જોજે. લડાઇ થવાની છે કે કેમ તે બધું શોધી કાઢશું. લડાઇ કદાચ ન પણ થાય.'

એના ગાલ પર તામાએ પોતાના હોઠ ફેરવ્યા એ કેવા મૃદુ હતા!

'જાવ જાવ હવે, મ્હને કંઇ સંભળાય છે.'

બ્હાર ચાંદરણીમાં થઇ એ પોતાના ખંડમાં પહોંચી ગયો. દૂર દૂર કીનારાની પેલી પાર એવી ભૂમિ હશે કે જ્યાં લડાઇ કે દુઃખ નહિ હશે. જ્યાં વિરામ હશે. એની પથારી પર અસ્વસ્થ ચિત્તે પડ્યો હતો. પછી એને યાદ આવ્યું કે તામાએ એને

વચન તો આપ્યું ન હતું.

ઇવાને તે દિવસ એકલા જ નાસ્તો કરી લીધો. બીજુ કંઇ કરવાનું ન સુજવાથી બીજા ખંડમાં ગયો. આ ખંડ પાશ્ચાત્ય ઢબે ગોઠવેલો હતો. જાપાની સાદડીઓ પર બેસવા કરતાં આ ટેબલખુરશીપર બેસતાં વિશેષ આરામ લાગતો. ચળકતા લીલા રંગની ગાદીવાળી ખુરશીઓ પડી હતી. વર્ષો પહેલાં યોકોહામામાં એમની બેઠક ખસેડી ત્યારે આખો સેટ જ મી. મુરાકીએ એમના અમેરીકન ઘરાકો માટે ખરીદી લીધો હતો. એ શિવાય એ ભાગ્યે જ વપરાતો. ઇવાન કોઇકવાર આ ખંડમાં વાંચવા આવતો. આ ખંડને ખસતા પડદાને બદલે ચારે તરફ ભીંતો હતી.

એ હજુ તો માંડ બેઠો હશે અને સીગાર ફૂંકવાની તૈયારી કરતો હશે એટલામાં તો બારણું ઠેલાયું. મી. મુરાકી ત્યાં આવી પહોંચ્યા. એમની સાથે બીજો એક જાડો ટુંકો પુરૂષ યુનિફોર્મમાં આવી ઉભો. મુરાકી શેઠ વિસ્મય પામતાં ઉભા થયા. ઇવાને પણ પ્રણામ કર્યાં. એનું તો લોહી બધું જ મગજ પર ચઢી ગોળ ગોળ ચક્કર ચક્કર ફરવા માંડયું અને શરીર ઠંડુ હીમ થઇ ગયું.

'આ ચાઇનીઝ બેન્કર વુ ચુંગનો પુત્ર છે.'

જનરલ સૈકીએ માથું ધુણાવ્યું.

'હું હમણાં જ જતો હતો' ઇવાને કહ્યું.

'ના ના, બેસો ને?' જનરલ સૈકીએ કહ્યું.

ઇવાન જેમ તેમ પોતાની જાતને ગોઠવી બેઠો. એની અસ્વસ્થતા આરપાર વિસ્તરી રહી હતી. મગજમાં ધૂન મચતી હતી. એમાંથી કંઇનું કંઇ શોધતો એ બેઠો. આ જાડા બેડોળ પુરૂષનું એના ઉંચા કોલરમાં જ આખું મોઢું બેસી ગયેલું હતું. મોટું ચપટું મોઢું, પીંછી જેવી મૂછો, બધું જ વિચિત્ર મેળ જેવું લાગતું હતું. આટલું છતાંય એ જુવાન લાગતો હતો.

ાનાં વરસો દેખાતાં જ નહી. ઇવાન તો અંતરમાંથી એના પર
.ાપ વરસાવતો હતો. કાયા સશક્ત કઠોર ને સત્તાધારી લાગતી
તી.

'તમે તો મ્હને જરૂર ચીનની કંઇક બાતમી આપી શકશો.
મે મને કહી શકશો કે આપના પિતાની બેન્કની શાખાઓ
માં કયાં શહેરોમાં છે.' જનરલ સેકીએ પૂછ્યું.

ઇવાનને તરત જ વિચાર આવ્યો. હું એને કશું જ કહે-
ાનો નથી. એકવાર એને એન લેનને કહેતાં સાંભળ્યું હતું કે
પાનીઝ નાની નાની વાતો, નીરૂપયોગી વાતોના સવાલો પૂછી
હત્વની વસ્તુઓ જાણી લે છે.

'હું જાણતો નથી' ઇવાને કહ્યું.

'ત્હમે જાણો નહી એ બહુ વિચિત્ર વાત કહેવાય' જનરલ
કીએ કહ્યું. જરા ઇવાન તરફ એક કઠોર દ્રષ્ટિ ફેંકી. 'કંઇ
હે, મ્હારી પાસે આ બધી બાતમી વિગતવાર પડી છે. આ
. હું અને મુરાકીશેઠ જે યોજના ઘડીએ છીએ તેમાં મદદ
ઇ પડે માટે જ પૂછું છું. પણ કદાચ તમે હારબીનથી પેકીંગ
લું દૂર છે તે તો નક્કી જ કહી શકશો.'

'મ્હે ઘણી ખરી જીંદગી શાંઘાઇમાં જ ગાળી છે.' ઇવાને
તર વાળ્યો.

જનરલ સેકીનું મોઢું જરાક રાતું થયું. પછી મુરાકી તરફ
ી એમણે વાતો કરવા માંડી 'જુવાની! આપણે જે યોજના
ડી છે તે બરાબર છે. ત્રણ અઠવાડીયાં આ થોડા ચીનના બંડ-
ારોને મારી નાખવા માટે બસ છે. ખરેખરી લડાઇ તો બમ-
ની જ નથી. હવે સમય નથી માટે હું જઇશ. પણ પાછો
ીશ ત્યારે થોડા દિવસ રજા માગી લઇશ. મ્હારા જીવનના તે
મીમાં સુખી દિવસો હશે.'

ઇવાન તો જનરલ સેકીને જોતો જ રહ્યો. એને એમ જ

થયું કે જનરલ સેકી એ ચીનો છે માટે એને શિક્ષા કરતો હતો અથવા તો એના પર એનો ડર બેસાડવા પ્રયાસ કરતો હતો. એના અંતરમાં તો સેકી માટે જ્વાળા પ્રકટી હતી. પણ એકા એક એનું મગજ ઠંડુ થવા લાગ્યું.

'ત્રણ અઠવાડિયાં બસ છે?' થોડી પળો પહેલાં જ એને એમ થતું કે જપાનને ધિઃક્કારવું અશક્ય છે. પણ હવે એને જપાનમાં કંઇક ધિઃક્કારવા જેવું મળ્યું ખરું અને તે આ પુરુષ. આ મિજાસી, તુમાખીથી ચકચૂર, લશ્કરી મહત્ત્વકાંક્ષી અધિપતિ જેને તામાને પરણવું હતું તે.

'આપ કોઇ સામનાની આશા રાખતા જ નથી.'

'સામનો કરશે તો આપણે હવામાં બોમ્બગોળા ફેંકશું.' તુમાખીથી સેકીએ કહ્યું.

ઇવાન લાલચોળ બની ગયો હતો. એને આ માણસ પર ઝેર આવ્યું પણ હમણાં ધિક્કારવાનો કે વેર લેવાનો વખત નહતો. લડાઇ ન થાય તે જ વાત તેને પોતાને માટે મહત્ત્વની હતી.

એ તદ્દન અસ્વસ્થ બની ગયો હતો. કંઇક વેદના અનુભવતો એ ઉઠતો, બેસતો અને ફર્યા કરતો પણ એના મગજનો ગુંચવાડો જરા ઓછો થતો હતો. મન પરનો બોજો હલકો લાગવા માંડયો. હમણાં જ એ તામાને કહી આવશે કે લડાઇ તો થવાની જ નથી.

એટલામાં એક પરિચારિકા ફૂલદાનીમાં તાજા ફૂલ લઇ જતી હતી.

'તામા સૈન ક્યાં છે?' પરિચારિકાએ સાશ્ચર્ય ઇવાન સામે જોયું.

'પેલી પૂર્વદિશાની અટારીમાં એ ફૂલો ગોઠવતાં બેઠાં છે' સાશ્ચર્ય પરિચારિકાએ જવાબ આપ્યો.

ઘરના અંતઃપુરમાં ઇવાન કદી ગયો જ નહોતો. કારણ કે પુરૂષો બનતા લગી તો ત્યાં જઇ શકે જ નહિ. પણ હવે એ

રસોડામાં થઇ પસાર થયો. તામાને એકલી બેઠેલી જોઇ. ટેબલ પર ફૂલો અને લીલોતરીનો ઢગલો પડ્યો હતો. આ બધાંમાંથી સફેદ ઘાસ લઇ એ સફેદ લીલીઝ સાથે ગોઠવતી હતી. ઇવાનને જોતાં જ એણે નમન કર્યું.

'ઇવાન, તું ક્યાંથી ?' તામાએ પૂછ્યું. પણ ઇવાન એ બોલે તે પહેલાં જ બોલી ઉઠયો 'તામા એ માણસ ભયંકર છે'

'હા' તામાએ પણ કહ્યું.

'મ્હેં પણ એને કાલેજ જોયો' ઇવાને જણાવ્યું.

'સેકી કહે છે કે લડાઇ થવાની જ નથી.'

એણે જે સાંભળ્યું હતું તે બધું જ તામાને કહ્યું અને પોતાના પિતા તરફ પણ એ તિરસ્કાર દર્શાવવા લાગ્યો. 'મ્હારા પિતા જેવા પુરુષ પૃથ્વી પર છે ત્યાં સુધી કદી પણ જાપાન દેશ સાથે લડવા દેશે નહિ અને મ્હારા પિતા એટલે કોણ? દેશનો સૌથી સત્તાધારી નાણાપતિ.'

ઇવાનને જૂના દિવસોના તેજ ફરી દેખાયાં. એન લેન એને જરૂર આમ બોલવા માટે ધિક્કારત. જરૂર એને આ જાપાનીઝ બાળાના પ્રેમમાં પડવા માટે પણ ધિઃક્કારત. એન લેનને તો કોઇને પણ એક જાપાનીઝ કેમ પ્રિય થઇ શકે એની સમજ જ નહોતી પડતી.

'હા, જો લડાઈ નહિ થશે તો તો જરૂર બધું જ બદલાઇ જશે. પછીથી તો મારા પિતા સાથે જ મારે લડવાનું રહેશે. કારણ કે એજ મ્હારા પર જોરજુલમ વરસાવે છે.' તામાએ કહ્યું.

'પણ હું સોગંદ પૂર્વક કહું છું કે લડાઈ તો નથી જ થવાની' ઇવાને કહ્યું.

પરિચારિકાઓ આમ તેમ સાફ સુફ કરતી હતી ને ધૂળ ઝાપટી આમ તેમ ફરતી હતી.

'આ પરિચારિકાઓ સામે ઈવાને જોયા કર્યું' અને તામાને કહ્યું 'આમને જોઇ મને મધ માખીઓ યાદ આવે છે. એ લોકોએ તને ને મ્હને એકલાં ન મૂકવાનો નિશ્ચય કર્યો લાગે છે. પણ હું તને છોડવાનો જ નથી. જ્યાં સુધી તું તારી જાતથી સહિ-સલામત ન થાય ત્યાં સુધી એક વખત તું પોતે નિશ્ચય કરી નાખે તે બસ છે!'

તામાએ ઇવાનની સામે સ્થિર નયને જોયા કર્યું. એની કાળી આંખો મોટી લાગતી. એનું મોઢું ફીકું દેખાતું હતું. એના ઉશ્કેરાટમાં એણે આ બધું જોયું જ નહોતું.

'જો લડાઇ નહિ થવાની હશે તો હું એને નથી જ પરણવાની.' તામાએ કહ્યું.

છેવટે તામાએ એટલું વચન આપ્યું ખરૂં.

'ત્યારે હું તારા પિતાને મારી વાત કરૂં ખરો! વિચાર કરી રાખજે' ઇવાને ગંભીરતાથી કહ્યું. 'એમને ગમશે તેવો હું જૂની ઢબનો માણસ બની રહીશ. લગ્નને લગતી બધી ગોઠવણ કર્યા પછી હું તને બધું કહીશ' ઇવાને કહ્યું.

તામા રૂપેરી ઘાસ ગાલ પર અડાડી અબોલ ઉભી રહી.

એની આંખોનાં ઉંડાણમાં ખૂબ નિરીક્ષણ કરી એને નમન કરી ઇવાન ચાલ્યો ગયો. ફરીથી એણે પાછું ફરી જોયું ત્યારે પેલી પરિચારિકાઓ કેવી ખંતથી તામાની આસપાસ વળગી રહી હતી! મેડમ સુરાકી કંઇ અજબ ઝડપમાં બાગમાંથી આવતાં દેખાયાં. એટલી ઝડપમાં એ પગલાં ભરતાં હતાં કે એના ઝભ્ભાના પણ વિટા વળી જતા હતા. ઇવાને આની અવગણના જ કરી. પોતે કહેવાનું બધું જ કહી દીધું હતું તેનો એને સંતોષ હતો. કોઇને કંઇ પણ કહ્યા વિના એ ફરી પાછો ચોકાહામા ચાલ્યો ગયો.

☆

છેવટે છાપાઓમાં આવી ગયું કે મંચુરીયામાં લડાઇ નથી થવાની. શહેરોમાં રસ્તે રસ્તે આવી બૂમો સંભળાવા લાગી. આંતરરાષ્ટ્રીય પ્રજા મંડળને પણ બોલાવવામાં આવ્યું હતું. એનો અર્થ એ જ કે સરકાર અને ચ્યાંગ કાઇ શેક બધા એકના એક છે, એમને કોઇને લડવું નહોતું. એને આ સર્વત્ર સ્થપાઇ રહેલી સુલેહ પાછળ એના પિતાનું પણ દોરી સંચાલન દેખાયું.

એણે પોતાની વિચારમાળા બદલી નાખી. જે વસ્તુને એ બદલી શકવાનો નથી, જે એના હાથની વાત નથી, તે વસ્તુના વિચારો કરવા મિથ્યા લાગ્યા. એના જીવનનું મધ્યબિંદુ સુલેહ હતું. કારણ કે સુલેહશાંતિ એટલે તામાની જીત. અને તામા એટલે જીવનનાં કેટલાય સુખી વર્ષો. સારૂં થયું કે એ તામાને આવેશમાં નહિ પરણ્યો. ચાર વર્ષના પરિચય, મિત્રચારી ને પ્રણય પછીજ એણે પરિણયનું નકકી કર્યું હતું. લગ્ન પહેલાં જે જે વિરૂધ્ધ વૃત્તિઓ હતી તેનો સામનો કરવાની એનામાં શકિત હતી. હવે જ્યારે લગ્ન થશે ત્યારે જરૂર એ શાશ્વત સુખમાંજ પરિણમશે. એનાથી પોતાનું ધાર્યું મનમાનતું જીવન જીવાશે, સહઅભ્યાસ, સહજીવન અને સહભોગમાં કંઈક વર્ષો તામા સાથે નીકળી જશે. દરેક પ્રજા પોતાનું સંભાળી લેશે. બુધ્ધિશાળી માણસોને આ દુનિયામાં સ્થાન જ નથી. એને સુખમાં જીવવું હોય તો પોતાની નાની દુનિયામાં પુરાઇ રહેવું જોઇએ.

એ કોઇને કશું જ કહેતો નહિ પણ એને હવે તામાની ખાત્રી હતી. એણે એક ગોર શોધી કાઢયો અને મુરાકી શેઠ પાસે જવાનુ દબાણ કર્યું અને બ્રહ્મદક્ષિણા એટલી બધી આપી કે ગોરથી પણ ના તો નજ પડાઇ.

'પણ તમારી છબી?' બુઢ્ઢાએ પૂછ્યું.

ઇવાન કહેવા જતોજ હતો કે એ લોકો જાણે છે કે હું કેવો

લાગું છું. પછી એ ચુપ થઇ ગયો. બધું જ રીતસર, વિધિસર કરવાનો એણે નિશ્ચય કર્યો હતો. તેમાં જ એની પોતાની સલામતી હતી. જીવનમાં પોતે બંડખોર ઘણીએ થયો હતો પણ તેમાંથી શું સાર નીકળ્યો ? તેને જાપાનીઝ ફોટોગ્રાફર પાસે જઇ ફોટો પડાવી લીધો. ફોટોગ્રાફરે એને જાપાનીઝ દેખાડવાનો શક્ય તેટલો ભારે પ્રયાસ કર્યો. કોટ પાટલૂનમાં એ તદ્દન સામાન્ય વિચારશીલ, ફીકકો માણસ લાગતો હતો. ઇવાનના મુખ પર કંઇ બીજી જ પીંછી ફરી ગઇ હોય તેમ એનું બદન પણ તદન જ બદલાઇ ગયું હતું, પણ તેની એને દરકાર નહોતી.

'હું પણ એની છબી તને લાવી આપીશ' બુઠ્ઠા ગોરે કહ્યું.

'મ્હેં તો એને જોઇ છે એટલે મ્હારે તો એની છબીની જરૂર જ નથી.' ઇવાને કહ્યું.

'ના, ના, પણ એની છબી મેળવવાનો તો તમને હકક છે. આપને જોવી હોય એટલી ટગર ટગર જોઇ શકાશે. પાછળથી સંતાતા લુપાતા થોડી વાર જોવા કરતાં એ વધારે સારૂં થઇ પડશે' ગોરે હસીને કહ્યું.

બુઠ્ઠા ગોરે પોતાના અસીલને ન્યાય આપવા મીઠી વાતો કરવા માંડી. ઇવાન હસીને ચાલ્યો ગયો.

લડાઈ નહિ. એણે એક છાપું ખરીદ્યું અને રસ્તામાં આંટા મારતાં મારતાં વાંચ્યું. તેમાંથી કંઇ અર્થ થતો નહતો. તે અત્યાર સુધીમાં સમજતો હતો કે હવે તો છાપામાં જનરલ સેકી જેવા માણસોને જે લખાવવું હશે તે જ આવશે.

છાપામાં જાપાનીઝ સત્તાને નમતું નહિ આપી ને ચીનમાં અંધાધુન્ની ફેલાવવાનો ને કેર વર્તાવવાનો કેટલાક ચીની લુંટારૂઓ અને ક્રાન્તિકારીઓ ઉપર આરોપ મૂકવા સિવાય બીજું કશું નહોતું. ઇવાનને યાદ આવ્યું કે ચીન લેન જીવતો હોત તો જરૂર આ લોકો ભેગો જ હોત પણ એને ખાત્રી હતી કે એ તો ક્યારનો

મરી ગયો હતો. આ લુંટારુઓ ક્રાન્તીકારીઓને લીધે થતી મુશ્કેલીથી જપાનના રહેવાસીની સહિસલામતી રહે તે સારૂ સુલેહશાંતિ સ્થાપવામાં આવી છે એવો ઉલ્લેખ હતો. પણ આ સુલેહ અને શાંતિનો અર્થ શું ?

આ સર્વનો અર્થ લડાઇ તો નહી જ એ જ થતો હતો. હમણાં એને પોતાને શાંતિ જોઇતી જ હતી. એને તો તામાને એની જીવન સખી બનાવવી હતી. એક સુંદર ઘરમાં એની સાથે રહેવું હતું. બીજા કશાની એને પડી જ નહોતી. જ્યારે બધું જ નક્કી થઇ જશે ત્યારે એ એના પિતાને ખબર આપશે. આનંદમાં એ છાપું ઉરાડતો હતો. છાપું પણ પવનમાં પતંગ માફક એનાં હાથમાંથી ઉડી ગયું.



બુટ્ટો બહુ જ જલદી બધું નક્કી કરશે એવી આશા ઇવાને રાખી જ નહોતી. રાત્રે એ જ્યારે ઉઠયો ત્યારે ઘોર અંધારામાં ફરી એને ચિન્તા થવા માંડી. તામા વિચાર તો નહીં બદલે ને? પણ સ્હવાર પડી ને પાછી એની ખાત્રી થઇ કે તામા એની જ હતી. તામામાં કંઇક મક્કમતા દેખાતી. પિયોનીની ચંચળતા તામામાં નહોતી. જો તામા કહે કે એ આ કરવાની છે તો તે દ્દઢતાથી એ કાર્ય કરશે જ.

સેકીને એ જરૂર પરણુશે. પોતાની ફરજ બજાવવામાં એ પાછી પાની કદાપિ કરે તેમ નહોતી. એના ઘરનું શૈશવકાલનું શિક્ષણુ જ એ હતું પણ જપાનની જૂની સ્રી જેમ એ વડીલને તરત જ શરણુ થાય તેવી પણુ નહોતી.

જે મક્કમતાથી તે સેકીને પરણુવાની પોતાની ફરજ બજાવત તેજ મક્કમતા એક વખત જુદો નિશ્ચય કર્યા પછી તેને નહીં પરણુવામાં પણુ તે બતાવશે જ તેની એને ખાત્રી હતી.

તેને તામામાં શ્રદ્ધા હતી તેથી સ્વસ્થતા મેળવી તે કામે લાગ્યો.

નવાં નવાં વહાણો આવવા માંડ્યાં અને જવા પણ માંડ્યાં. ચીનની દૌલત દરરોજ ઠલવાતી જતી હતી. ઇવાનનું હૃદય હવે આ જોઇ ટેવાઇ ગયું હતું. શીયોમાં પણ સૌન્દર્ય જાણવાની કળા હતી. એને જે કંઇ અમૂલ્ય લાગતું તે એ જાપાનમાં રાખી લેતો.

'પેલા ગોરાઓને તો ભાન જ નથી કે સામાન્ય વસ્તુ અને સંપૂર્ણ સૌન્દર્યભરી વસ્તુમાં શો ફેર હોઇ શકે! જે કલા વિશિષ્ટ છે તે સર્વ હું તો જાપાનમાં રાખી જ લઇશ. આ ભૂમિનું સર્જન આજ ભૂમિ પર રહેવું જોઇએ. વખત જતાં જાપાન જ જગતભરની સુંદર વસ્તુઓનું શ્રેષ્ટ સંગ્રહસ્થાન બની રહેશે. અમારા જેટલો સૌન્દર્યપ્રેમ અને સૌન્દર્યની કદર બીજા કોઇને નથી.' શીયોએ કહ્યું.

ઇવાને શીયોનું બહુ જ સાંભળ્યાં જ કર્યું. ઇવાન શીયોને કદી ઉત્તર આપતો જ નહી. સત્ય તો એ હતું કે શીયો જેટલું સૌન્દર્યપાન ભાગ્યે જ કોઇ કરી શકતું. પોર્સલેનની અને હાથી-દાંતની સુંદર કૃતિઓમાં જ એનો આત્મા રમી રહેતો. એ ચિત્રોમાં અને એ પડદાઓ પર એ જીવી શકતો હોય એટલું એને સૌન્દર્ય પ્રિય હતું.

શીયો થાકી પણ જલદી જતો. થોડું ખાઇ અતિપરિશ્રમ ઉઠાવનાર શીયોની કાયા સ્વભાવસિધ્ધ જ પાતળી હતી. જ્યારે એ બહુજ થાકી જતો ત્યારે કાં તો ફૂલદાની, કે કંઇ ઘડતરની સુંદર કૃતિને પંપાળતો. જ્યારે પણ એ પોતાનો મૃદુ હાથ સૌન્દર્યપૂર્ણ વસ્તુપર ફેરવતો ત્યારે એનો થાક ઓસરી જતો અને એની શકિત ફરી આવી જતી. એની હથેલીમાં એ એક સફેદ રત્નકંકણ રાખી જ મૂકતો. એનાં સૌન્દર્યમાં એને માનવ શરીરની ગરમી ને એના જેવું જીવન લાગતું. હીસાબ ગણત્રી કરતા એના હોઠ ફફડતા હોય ત્યારે પણ એ આ પથ્થર પોતાના ગાલ-

પર ફેરવતો. આને લીધે એની દેહવેદના શમી જતી.

હવે ઇવાનની દ્રષ્ટિ બદલાઇ હતી. તામાના ગોળ ગુલાબી ગાલ અને આના પાતળા માથામાં કંઇ સામ્યતા નહોતી. છતાંય બંને એકજ લોહીનાં ભાઇ બ્હેન હતાં. શીયોનું કંઇક ઇવાનનાં બાળકોમાં ઉતરે તે પણ અસંભવિત નહોતું. કંઇ નહીં, શીયો તો એક સરલ માણસ હતો. એ સૌન્દર્યથી અંજાઇ જતો તો બીજા તેથી હલકી વસ્તુ પર અંજાતા. આ દેશમાં જ એક જાતની સૌન્દર્યઘેલછા હતી. ગરીબમાં ગરીબ માણસ પણ ઘરમાં કોળીયો ભાત ખાઇ જીવતાં તે ય થોડા પૈસા ખરચીને ઘરમાં કંઇક ફૂલો અને બગીચામાં કંઇક રોપા રોપતાં જ. તામા પણ એનું ઘર ફૂલોથી શણગારેલું રાખશે તો ખરી જ કારણ કે એને નાનપણથી શીખવવામાં આવ્યું હતું કે પુષ્પ વિનાનું ઘર તદ્દન સુનું છે.

બીજા મહિનાને અઢારમે દિવસે પેલો ગોર પાછો આવી પહોંચ્યો. ઇવાને લગભગ અરધી રાતો અત્યાર સુધી ઉજાગરામાં ગાળી હતી. એને આ ગોર માટે કેટલી ય ચિંતા કરી હતી. છેવટે એણે પોતે જ મી. મુરાકીને ઘેર જવાનું નક્કી કર્યું હતું પણ એટલામાં જ એકાએક પેલો બુઢ્ઢો ગોર ઇવાનની રાહ જોતો તેને ઘેર બેઠો હતો.

ઇવાન આવ્યો ત્યારે એ ઉઠયો અને એને નમન કર્યાં.

'તમે કયાં જતા રહ્યા હતા?' ઇવાને જરા અધિરાઇથી ગોરને પૂછયું.

'હા, હું પણ મ્હારા કામમાં જ રોકાયો હતો. મ્હારૂં કામ તો ઘણે અંશે પાર પડયું છે. પેલું જૂનું માગું પણ પતાવવાનું હતું અને આ જુવાન કન્યાએ પણ કમાલ કરી દીધી. એના પિતાએ તો કહ્યું કે હવે એને ના કહીએ તો બહુ જ ખોટું લાગે. એની માગણીનો અસ્વિકાર કેમ થાય? છોકરીએ બુધ્ધિ વાપરી ખરી.'

'કેવી રીતે ?' યુવાને અધિરાઈથી પૂછ્યું.

'છોકરીએ કહી દીધું કે એ આત્મહત્યા કરશે જો એ
પેલા સાથે પરણાવવામાં આવશે તો. અને તરત જ એ તો કટાર
લઈ ઉભી, હું પણ તે વખતે તો ત્યાંજ હતો. કમરપટામાંથ
કટારી કાઢીને અમારી નજર સામે હાથના કાંડા પર મારી.'

'ના ના ખરેખર ?' યુવાને પૂછ્યું.

'પછી શું ? પછી તો બીજા કાંડા પર મારવા જ
હતી, ત્યાં એની મા રડી રડી બેબાકળી બની બેશુદ્ધ બની ગ
એટલે બાપે પણ થોડી પળો છોકરીને થોભવા કહ્યું. તામા
હાથમાંથી ટપકતું લોહી સાડીમાં ચુસાવા લાગ્યું.'

પેલા ગોરને તો વાતો કરવામાં રસ પડતો હતો. પ
યુવાન તો સ્તબ્ધ થઈ ગયો હતો. એનું અંતર ધ્રાસકામાં ધ્રુજ
હતું.

'પછી મા પોતે બાળકો વિનાની થઈ બેસશે એવું કં
બબડી. પણ એને તો બીજાં બે છોકરાં છે એવું મારા માન
પ્રમાણે તમે જ મને કહ્યું હતું.

'હા ! પણ એક હમણાં જ મરી ગયો અને બીજા
લશ્કરમાં નામ નોંધાવ્યું છે.'

'પછી તો પિતાએ એને કહ્યું કે આપણે પછી આની વ
કરી નિર્ણય કરશું. પછી હું તો બેસી જ રહ્યો. અને પેલા જૂ
વરને માટે એક રાવબહાદુર જેવાની કન્યા નક્કી કરી આ
આ રાવબહાદુરને સેકી જેવા જમાઈની ઉત્કંઠા હતી
અને એમને ત્યાં પણ એમની પુત્રીનો વિવાહીત એક નવયુગ
છોકરી સાથે ભાગી ગયો હતો, એટલે શું કરવું તેની ચિં
હતી. આવા લાંછનથી નીચું જોવું પડે તેથી બીચારાં મા બ
તો લગનનાં બનાવેલા કપડાંઓ પણ કશે કશે આમ તેમ આ
દીધાં હતાં. એ પીડામાંથી બચવા કંઈક બળ પાથરવા માંડી હ

આવી વિટંબણામાં આવો નરવીર જમાઇ તરીકે મળે એ વાત તો નવાઇ જેવીજ થઇ પડી. એટલે પછી મ્હેંજ બધુ નક્કી કરી આપ્યું.

'તમારે માટે નક્કીજ કરી નાખ્યું છે. તમારે ઘેર નથી જવાનું પણ દરિયા પાસે એક વિશ્રાંતિગૃહમાં જઈ ત્યાં સહકુટુમ્બ મળવાનું રાખ્યું છે. પછી રિવાજ મુજબ ત્યાં ચ્હા પીવાની. દિવસ નક્કી થશે એટલે લગ્ન થશે ને બધુંજ પાકું થઇ જશે.'

'પણ પેલી બિચારીના હાથનું શું?'

તામાનો લોહી નીતરતો હાથ ઇવાનની આંખ પાસે તરવરતો હતો.

'હા હાથ તો ખરાબ જ હતો. હું ધારું છું કે છોકરીની ખાતરી જ હતી કે જ્યાં સુધી તે પોતાનું લોહી નહીં રેડે ત્યાં સુધી કોઇ નમતું જ નથી આપવાનું. બુઢ્ઢો ત્યાં સુધી તો અણનમ રહ્યો હતો. હવે તો બધું જ પાર પડયું છે. તમે પણ એને માર્ગે જવાની તૈયારી કરો. જુવો સ્ત્રી હઠ કેવી છે! ખરી વાત છે કે સ્ત્રી હઠે ચડે ત્યારે તો સમુદ્ર પણ માઝા મૂકે.'

ઇવાને હસતાં હસતાં દક્ષિણા આપવા માંડી. હવે બાકીનું લગ્ન પછી.

'તમે ચીના આવતી કાલથી આગળનો તો વિચાર જ નથી કરી શકતા. આવતી કાલ તો ફક્ત ભવિષ્યની શરૂઆત જ છે સમજ્યા ને સાહેબ! લગ્ન તો પરિણીત જીવનની ફક્ત શરૂઆત જ છે.'

ગળુ ખંખારતાં ઉધરસ ખાતાં ગોરે ઉભા થવા માંડયું. એને તો કશાની પડી જ નહોતી. એનું જીવન તો આવી લગ્નગ્રંથી જોડવામાં જ ગયું હતું. એટલે આજીવિકા પૂરતો જ એને આમાં રસ હતો અને વળી આમાં તો કન્યા પોતાનો સ્વયંવર રચતી હતી. અને પોતાના ધાર્યા પ્રણયીને પરણવા મરવા તૈયાર થઇ

હતી. એટલે ગોરનું તો નસીબ જ ફર્યું હતું.

એના ગયા પછી ઇવાને પોતાની પેટી સારા સારા કપડાથી ભરવા માંડી. આવતી કાલે એ શીયો પાસે રજા લેવા જશે અને શીયોને બધું જ કહી દેશે. શીયોને તો આ વાતની એક સૌન્દર્યશિલાથી અડધી પણ પડી નહોતી. એને સૌન્દર્યવિહીન સર્વ વાતો તુચ્છ લાગતી છતાંય ઇવાને તો એને તામાના વડીલ ભાઇ તરીકે માન આપવાનું જ રહ્યું. તામા એને ખાતર મરવા તૈયાર થઇ હતી. એને ખાતર એ બધું જ કરવા તઇયાર હતી.



તામાને માટે એ વિશ્રાંતિગૃહમાં એક વિધિસરની મિજલસમાં ગયો. ત્યાં એ મી. અને મેડમ મુરાકીને મળ્યો. જાણે કે એ લોકોને ઓળખતો જ ન હોય તેમ. એ લોકોનો વેશ આજે તો તદ્દન જ જાપાનીઝ હતો. જાડા રેશમી કપડામાં સજ્જ થયેલાં ઇવાને એ લોકોને કદી જ નહોતાં જોયાં. કેટલાંક અપરિચિત સગાંવહાલાં પણ તેમની સાથે આવ્યાં હતાં. તામાને પણ નવા જ સ્વરૂપમાં જોઇ. એના બાલ જાપાનીઝ ઢબે ઓળાયલા હતા. મોઢાપર રંગ અને પાઉડર છાંટ્યાં હતાં. જાપાનીઝ કુમારિકાનું નાનપણથી કેળવવામાં આવેલું મૃદુ હાસ્ય તામાના મુખપર પણ ફરી વળ્યું. શું બોલવું તેની ઇવાનને સમજ પણ ન પડી. પણ એની આંખો જ્યારે પોતાની દૃષ્ટિમાં ભળી જતી અને પાછી પાંપણો મિંચાતી ત્યારે જ ઇવાનને કંઇક આરામ મળી રહેતો. એની આંખોમાં ચમકાર તરવરતો, અને એ હાસ્યભરપૂર આંખો દેખી કંઇક અકથ્ય વિશ્વાસ તામા પર આવતો.

'આપણે આ નાટક ભજવું જ રહ્યું,' તામા જાણે એની આંખોથી ઇવાનને કહેતી હતી. એટલે ઇવાન પણ તામા ખાતર ત્યાં બેઠો. મી. મુરાકીએ કહ્યું કે 'તમારા પિતાના પત્રની રાહ

જોઈએ.' તો પણ ઇવાન એકકે શબ્દ બોલ્યો જ નહી. કારણ કે એને ખાત્રી હતી કે એના પિતાને તો આ લગ્ન જરૂર રૂચિકર લાગશે અને હાજ પાડશે. એના પિતા ચીન જાપાનની મિત્રતા જરૂર પસંદ કરશે. અને જો ઇવાન ચીની રહે તો પછી સ્ત્રી જાપાનીઝ હોય તો પણ શું? અને તામા તો ઘરની વહુ છે. વહુ જેટલી તેની કીંમત. પછી તે જાપાનીઝ હોય કે ગમે તે હોય.

મી. વુએ મી. મુરાકીને લખી જણાવ્યું 'જો આ બન્ને દેશની ગ્રંથી આમ વધારે દૃઢ થતી હોય તો તે ઇચ્છવા યોગ્ય છે. આનાથી રૂડું બીજું શું હોઇ શકે?'

ઇવાનને પણ તેણે લખ્યું. 'દુનિયામાં જાપાનીઝ સ્ત્રીઓથી વધારે કેળવાયેલી કોઇ સ્ત્રી નથી. એ સ્ત્રીઓ ડાહી, ઘરરખ્ખુ, વિનીત હોય છે. તારૂં કુટુમ્બ જીવન જરૂર આવી સ્ત્રીથી સુખી થશે. થોડો વખત વીતી જાય પછી એને આપણે ત્યાં લાવજે. હાલ તો નહી જ કારણ કે હમણાં જ આ બે દેશો વચ્ચે કંઇક ઉશ્કેરણી થઇ રહી હતી અને સામાન્ય જનતા તો આ બધું સમજવા અજ્ઞાત જ છે. મંચુરીયાનો મામલો હવે ઠરી ઠામ થઇ રહેશે માટે ચાઇનામાં જાપાનીઝ કન્યા લાવતાં પહેલાં થોડી વાર થોભી જા.'

પિતાનો કાગળ વાંચતાં ઇવાન મલકાયો. એને તામા વગર તો ચીન જવું જ નહોતું.



તામાને ખાતર એ લગ્નના દિવસ સુધી તામાને મળ્યો જ નહિ. એના પિતાનો પત્ર આવ્યો કે તરત જ લગ્ન નક્કી થયાં અને જ્યાં એના વિવાહ નક્કી થયા હતા ત્યાં એ ફરી ગયો. અડધા જાપાનીઝ ફેશનમાં, અડધા પરદેશી ઢબે ગોઠવાયેલા આ

લગ્નમંડપમાં એણે ફરી એનાં એજ માણસો જોયાં. પાછળથી મી. અને મેડમ મુરાકી આવ્યાં. શીયો એની શાંત મુખમુદ્રાવાળી બા સાથે દેખાયો. છેવટે તામા આવી. બંનેએ મિશ્ર સાકે પીધો અને ગોરે કહ્યા મુજબ લગ્નની સર્વે વિધી પૂરી કરી.

તે એક પળ તો તામાના સાનિધ્યમાં પણ એને નિર્જ-નતા લાગી. કારણ કે હમણાં તો તામા મૂંઢ બાળા જેવી, ચિત-રેલા પૂતળાં જેવી ઉભી હતી. એણે કંઇક અઠવાડિયાં થયાં તામાનો અવાજ પણ સાંભળ્યો નહોતો. પાસે ખંભે ખંભા અડકાડી ઉભા રહેતાં તામાને કંઇ કહેવાનું મન થયું પણ એ જાણતો હતો કે એ જૂની ઢબનું અનુકરણ કરવાથી જ એણે આજે તામાને જીતી હતી.

મી. મુરાકી કદી એવો જમાઇ ન લાવત જે પોતાને રસ્તે ચાલે. જે રીતે ઇવાનને પરણવું હતું તેવી શાંત સરળ રીતે મી. મુરાકી તામાને કદીજ પરણવા ન દેતે. તેમને મન લગ્ન વ્યકિતઓનો પ્રશ્ન ન હતો. તેમને મન તો લગ્ન એ એક કુટુમ્બવ્યવસ્થા હતી.

બધુંજ પુરૂં થયું ત્યારે આ બધાં નાનાં, વિનીત માણસો જ ગંભીર વદને મી. અને મેડમ મુરાકી પાછળ હરોળમાં ઉભાં હતાં તે બધાંજ કાકા કાકી, મામા મામી, મસીઆઇ ને પિતરાઇ ભાઇઓ હતાં. સૌ ઇવાન તરફ શરમમાં નીચું જોઇ દ્રષ્ટિ ફેંકી રહ્યાં હતાં. ઇવાને તરત જ જોયું કે તામામાં પણ કૌટુમ્બીક સામ્યતા હતી, તેથી સૌ કોઇનું મુખ તામાને મળતું આવતું. તે સમૂહ જોઇને એને લાગ્યું કે એ તામા સાથે જ નહોતો પરણ્યો પણ એ જાપાનને પરણ્યો હતો અને તેજ ક્ષણે એનાં અંતરમાં એક અકથ્ય વેદના થઇ કે એ કશાને, કોઇને કંઇક અકલ્પ્ય રીતે દગો દઇ રહ્યો છે. પછી ગોરે એના ખભા પર હાથ મૂકયો અને કહ્યું :

'આપ હવે કપડાં બદલી આવો એટલે નવવધુ પણ તૈયાર થાય. મોટર તૈયાર છે.' હવે ઇવાનને યાદ આવ્યું કે એક વાર એણે અને તામાએ નક્કી કર્યું હતું કે પેલા ઉષ્ણ કુંડ પાસેની ટેકરીઓમાં લગ્નનું પ્રથમ અઠવાડીયું ગાળવું. ઘડીના ઝબકારામાં એ ભવિષ્ય ભૂલી ગયો હતો. હવે જરા સ્વસ્થ થયો. લગ્ન પૂરું થયું પણ ખરું લગ્નજીવન બંને એકલાં પડશે ત્યારે જ શરૂ થશે. પોતાના ખંડમાં એ જરા ઉતાવળે ગયો અને ત્યાં પડેલાં ભૂરાં કોટ પાટલુન પહેલાં મૂકયાં હતાં તે પહેરી લીધાં. તે વખત તો વર પરદેશી ઢબનાં કપડાં પહેરે એ જ માનનીય ગણાતું. કપડાં બધાં જ નવાં હતાં. ઉતાવળે કપડાં પહેરી એ નીચે દોડી ગયો. તામા એની ત્યાં રાહ જોતી ઉભી હતી. તામા બંધ મોટરમાં બેઠી હતી. ઇવાન પણ જલ્દી મોટરમાં કુદ્યો. તામા હસી એનું હાસ્ય સર્વત્ર આનંદ પ્રસારતું બની રહ્યું.

તામાએ પોતાના મોંઢાનો રંગ ધોઇ નાખ્યો હતો અને એના વાળ હવે સીધા કરી નાખ્યા હતા. ઘેરો લીલા રંગનો વેશ ને ચામડાનાં બુટ પહેર્યાં હતાં.

'તું મને ઓળખે છે ને?' તામાએ પૂછ્યું. તામાનું મુખ હવે અસલ ગુલાબી લાગતું હતું અને ચામડી પણ કંઇક તપકીરી દેખાતી હતી.

તેણે હાથ લંબાવ્યા અને તામાને જીવનમાં બીજીવાર પોતાની બાથમાં લીધી. તામાના શરીરના અવયવોનું ફરી એને ભાન થયું. તામાની નાજુક આકૃત્તિ એના દેહ સાથે વિંટળાતી અનુભવી. જગતની કોઇ પણ વસ્તુ કરતાં હમણાં એ એને વધારે વાસ્તવિક લાગી. તામાના જીવનનો પ્રધાન સ્વર વાસ્તવિકતા જ હતો. એણે અત્તર કે સુવાસ કંઇ સાથે જ રાખ્યાં નહોતાં. ફક્ત સુવાસિત સાબુની તાજગી એના અંગમાંથી મહેકતી અને માથામાંથી પણ કંઇક તેલની સુવાસ આવતી હતી.

'તામા !' એનો અવાજ આનંદઉર્મિથી ભારે હતો. 'આપણે પરણ્યાં ખરાં.'

'હા નક્કી' તામાએ દૃઢ અવાજે જવાબ વાળ્યો.

ઇવાને કંઇ જ જવાબ ન આપ્યો. એણે તામાની દેહમાં હા કહેતાં કંઇક વિજળી પસાર થતી અનુભવી.



'ઇવાન' તામાએ દઢતાથી કહ્યું. 'હવે ધ્યાન રાખવાનુ કે હું એક નવયુગની બાળા છું.'

ઇવાન હસી પડયો, અને તામાએ એની તોફાનમસ્ત ચમકતી આંખોથી એ જોયું.

'શું તું એ માનતો નથી?' તામાએ પૂછ્યું.

'હા હા, હું તારામાં માનું છું. તારૂં બધું જ મ્હને માન્ય છે' ઇવાને કહ્યું.

'ચાલો ત્યારે આપણાં જીવનનું પ્રભાત સારૂં છે.' ઇવાને તામાને પથારી પર પડયા પડયા જોયા કરી. તામા એના લાંબા કાળા વાળ ઓળી રહી હતી. ઉષ્ણ કુંડમાં ન્હાતાં ન્હાતાં બંનેએ ખૂબ મઝા કરી હતી. મસ્ત બની એકમેકને પાણીની શીકરો ઉરાડી હતી.

હવે એ લોકો એ ખંડમાં એકલાં હતાં. પેલી પરિચારિકાને ઇવાને બ્હાનું કહાડી બ્હાર મોકલી હતી. હવે એને તામા સાથે એકલું પડવું હતું.

એ ઉષ્ણ કુંડમાં તામા સાથે ન્હાવા પડયો ત્યારે બીજું કોઇ અંદર ન આવે તે માટે એણે પરિચારિકાને બક્ષીસ આપી હતી. પરિચારિકા તેની પર હસી હતી, પણ તેની એને દરકાર નહોતી. તે ચીનો હતો. તામા બીજા કોઇના દેખતાં દિગંબર બની ન્હાય તે એની સંસ્કૃતિને ડંખ લાગવા જેવું એને લાગતું.

તામાથી એ એણે છૂપું કર્યું હતું.

તદ્દન નગ્ન દેહે હમણાં પણ તામા એના લાંબા બાહુ ઓળી રહી હતી. આ નગ્નતા પાછળ એક નિર્દોષ અભાનતા હતી. બન્ની સાથે પેલી ટેકરી પર ફરવા જતાં ગ્રામ્યકન્યાને જે અભાન વિમલ અંતરે ન્હાતાં જોઇ હતી તેજ આજે તામામાં દેખાતી હતી. આ સ્રીઓને સવસ્ત્ર અને નવસ્ત્રનો ભેદ જ નહોતો. ધ્વાનનું અંતર આથી જરા અસ્વસ્થ બનતું. આમાં જરા એને મૂર્ખતા લાગતી. નગ્નાવસ્થામાં આમ તામા પરિચારિકાઓ સાથે ઉભી રહે તે પણ ધ્વિાનને તો નહોતું જ ગમતું પણ એને આ કેમ સમજાવી શકાય! એના અંતરનો અવાજ એવું કહેતો કે તામા આ વાત સમજશે જ નહિ.

'જોઉં તારો હાથ' એણે એકાએક કહ્યું. ધ્વાન પાસે તામા આવી અને એનો હાથ ધર્યો. એના ઉપર એક લાંબો ચિરો પડયો હતો. પોતાના ગાલથી એણે તામાનો ઘા સ્પર્શ્યો.

'શું દરેક નવયુગની બાળા પોતાનું ધાર્યું કરવા હાથ કાપતી હશે?' ધ્વાને પૂછ્યું. અધિરાઇની પરાકાષ્ટાએ પણ આ કાપવાળો તામાનો હસ્ત સ્પર્શ એનો ગુસ્સો ઉતારી નાખવા બસ થશે એમ એને થયું.

'મ્હારા પિતા સમજે તે ભાષામાં જ તેમની સાથે વાત થાય ને? અને મ્હેં પણ એમને ખાત્રી કરવા જ આમ કર્યું, મ્હારે તો તમને જ પરણવું હતું.'

આટલાં જ શબ્દો પુરૂષના અંતરને વશ કરવા બસ હતા. પણ હજું પણ એને કંઇ મધુર સાંભળવું હતું.

'જો લડાઇ થતે તો પણ તું મ્હને પરણુતે. મ્હને ખાત્રી છે.' ધ્વાને જરા લાડમાં પૂછ્યું.

તામાની આંખો ના પાડી રહી હતી.

'ના, ના, જો લડાઇ થવાની હતે તો, તો હું જરૂર જનરલ

સેકીને પરણતે. તને ક્યાં ખબર નથી ? મ્હેં તને કહ્યું જ હતું કે હું એવું જ કરીશ.'

ઇવાનથી આ મનાયું જ નહી.

'હું માનતો જ નથી' ઇવાને કહ્યું.

'ત્યારે તમે મ્હને સમજતાં જ નથી.' એણે એકદમ જવાબ વાળ્યો. 'લડાઇ થતે તો હું મ્હારી જ ન રહેતે, મ્હારા દેશની બની રહેતે. લડાઇને સમયે સૌ પોતાના દેશનાં જ બની રહે.' તામાએ કહ્યું. 'લડાઇમાં દેશની વેદીપર સૌએ હોમાવાનું.'

'પણ બુઢ્ઢો સેકી એટલે કંઇ દેશ નહી.' ઇવાને ધિક્કાર પૂર્ણ અવાજે કહ્યું.

એનો હાથ ઇવાને પકડી રાખ્યો. પણ હવે એને જરા જુદું લાગ્યું. શામાટે એણે હાથ કાપી નાખ્યો હતો ? એક પળ પહેલાં આજ હાથનો લાલ કાપો હાથની પીળી મુલાયતામાં ઇવાનને કરૂણ અને અદ્‌ભુત લાગ્યો હતો.

'એ તો એક મોટા સેનાપતિ છે' તામાએ કહ્યું. 'શહેનશાહને એમનાપર સંપૂર્ણ વિશ્વાસ છે.' તામાએ કહ્યું.

શહેનશાહની વાત જ્યારે તામાએ કરી ત્યારે એ કોઈ દેવની વાત કરતી હોય એવી દિવ્યતાથી તે કરતી હોય એવું ઇવાનને લાગતું. એનામાં કંઇક અકથ્ય કારણે ઇર્ષ્યા પ્રકટવા લાગી.

'હા પણ ફક્ત તારે મ્હારા પર જ પ્રેમ વરસાવવાનો છે' એણે બેઠા થઇ પ્રેમવશ થઇ તામાનો હાથ ખેંચી પાસે બેસાડી, એના કાન પાસે તામાનું હ્રદય ધબકતું સંભળાયું.

'હું તો ચાહું છું અને સદાય ચાહીશ' તામાએ એનું માથું હાથમાં લીધું.

'ત્યારે પછી તું શા માટે કહે છે કે લડાઇ થઇ હતે તો હું આમ કરત ને તેમ કરત.'

ઇવાનને તો સાંભળવું હતું કે ભલે જગતનાં પડેપડ જુદાં

પડે પણ આપણી અભિન્નતા ને પ્રેમ તો સચવાઈ જ રહેત.

'એને લીધે કાંઈ હું ચાહતે નહી એવું તો બનતજ નહી.' એનું માથું પંપાળતાં તામા બોલી. 'હા ! ઇવાન ! પણ એક જાપાનીઝ સ્ત્રી તરીકે મારે ફરજ તો બજાવવી જ પડત.'

'ચાલ ! હવે ચુપ રહે. મ્હારે તારી ફરજની વાતો સાંભળવી જ નથી. મ્હારી તરફ પણ તારી ફરજ જ છે. એમ સમજ' ઇવાને કહ્યું.

ઇવાને ફરીથી એને પોતાની પાસે બેસાડી અને ઘા પર હાથ મૂકી એ ખરબચડો ઘા પોતાના હોઠથી પંપાળી રહ્યો.

'બોલતી નહી : આપણે હવે એવી વાતો નથી કરવી.' એ બોલ્યો.

એને તો હવે બીજું કંઈ જ જોઈતું નહોતું. માત્ર એનો સ્પર્શ કરવો હતો. બન્નેનું યૌવનરૂધિર એક જ દિશામાં વેગવતુ દોડતું હતું. સ્ત્રીપુરુષ નિર્મિત શ્રેષ્ટ આનંદ ભોગવવા બન્નેને તલસાટ થતો હતો. છેવટે તામા પણ ઇવાન સાથે કોઈક કેળવાયલી સ્ત્રીની જેમ, એ શાસ્ત્રમાં પારંગત હોય તેમ ઇવાન સાથે પોતાની દેહ ગોઠવતી ગઈ. ઇવાનને જરા વિચિત્ર લાગ્યું. આ નવોઢાને આ શરીરશાસ્ત્રનું ભાન જ ક્યાંથી ? અને એ કંઇક ભાગ્યુ તૂટ્યું પૂછવા લાગ્યો.

'હું એમ પૂછું છું કે તને કંઈ નવીનતા કે વિસ્મય છે જ નહી ? તું આ બધી વાતથી વાકેફ જ લાગે છે !' સૂતાં સૂતાં તામાએ એનાં તરફ જોયાં જ કર્યું. તામાની આંખો વિસ્મિત નિર્દોષતામાં ભરી રહી હતી.

'પણ મ્હને તો ખાસ શીખવવામાં આવ્યું છે. તમારી સાથે પ્રથમ રાત કેમ ગાળવી તે પણ શીખવવામાં આવ્યું છે. મ્હારી માતાએ એ માટે તો એક કુશળ વૃદ્ધાને રાખી હતી.'

તામાની આંખો બાલીશ હતી. એ સરલતમ દેખાતી.

ઇવાન તો થોડી પળો મુગ્ધ અને સ્તબ્ધ બની ગયો.

'પણ શું થયું ઇવાન ?'

'તમારી વાસ્તવિકતાથી હું તો અબોલજ થઇ ગયો છું. મ્હને તો તેં ડારી મૂકયો છે'

ઇવાનને થયું કે હું જે કહી રહ્યો છું તે એ સમજવાની જ નથી.

પણ તામા સમજી ગઇ. એની સામે થોડી પળો ટગર ટગર જોઇ રહી. છેવટે પોતાની શાંત વ્યવહારિક રીતે સમજાવતાં બોલી, 'સાંભળો, સ્ત્રી પોતાના પ્રિય પુરૂષને શું ગમશે એ નહી જાણે તે સારૂં કહેવાય? મ્હને તમારાં કપડાં શીવતાં તમારે માટે રસોઇ બનાવતાં, તમારૂં ઘર સાચવતાં, તમારાં બાળકોને ઉછેરતાં એ બધું જ કરતાં શીખવવામાં આવ્યું છે. તો પછી તમે ને હું તદ્દન એકલાં હોઇએ ત્યારે તમને રીઝવવાની, તમારી સાથે પ્રેમ કરવાની કલા પણ શીખવવી જ જોઇએ ને? જીવનનું હૃદય જ આ કલામાં છે. જ્યારે હૃદય સુદૃઢ હોય ત્યારે જ શરીરમાં ચેતન રહે છે.'

'હા પણ આ તો બધુ વારાંગના જેવું લાગે છે' ઇવાને કહ્યું.

'હાશ, હાશ' ઇવાનનો હાથ તરછોડી તામા દૂર ખસી ગઇ. એ પોતાનો ઝભ્ભો લેવા ઉઠી. ઇવાનને લાગ્યું કે તામાની કંઇક નાજુક હૃદય તંત્રી તૂટી પડી હોય તેમ એ મૂઢ બની ગઇ, આંચકો ખાઇ ગઇ ને એનું માનસ હાલી ગયું. આ બંનેમાં કેટલો તફાવત! બંને એકમેકને સમજતાં ન હતાં પહેલીજ વાર સાર્વજનિક સ્નાનાલયમાં પેલી સ્ત્રીને નગ્નવસ્થામાં તેણે જોઇ હતી. ને તેને અજાણી થઇ ત્યારે બન્જીએ ઠંડે કલેજે સમજાવ્યું હતું કે નગ્ન સ્ત્રીને જોવી એ ખોટું છે. તે વખતે એ સમજ્યો નહી અને પછી વિશેષ વાદવિવાદમાં ન ઉતર્યો. અત્યારે તામા એનાથી દૂર ખસી ગઇ.

તામાએ ઝભ્ભો કમરપાસથી બાંધી દીધો. તામાના હાથ પટો બાંધતાં ધ્રુજી ઉઠયા હતા. એ ઇવાન તરફ પીઠ કરી ઉભી રહી.

'આ કાંઇ વારાંગનાની રીતો ન કહેવાય' એના અવાજમાં દબાયલાં ધ્રુસકાં હતાં 'હું તમારી પરણેતર છું અને તમારાં બાળકોની માતા પણ હુંજ બનીશ.'

પોતાની બાંય વડે ટપકતાં આંસુ લુછતાં એ બોલી ને બાલ પણ સીધા કરી નાખ્યા.

નીચા ખભા રાખી એ દૂર જ ઉભી રહી. અત્યારના એ કરૂણ પ્રધાન ઉર્મિથી ઘેરાયલી ઉભી હતી. એક બાળકને જે શીખવવામાં આવે તેટલીજ બાલિશ અનુકરણતાથી એ વર્તતી. ઇવાન ઉર્મિવશ બની એની તરફ ફર્યો.

'તામા, મ્હને માફ કર, હું તને આજ્ઞા કરૂં છું' ઇવાને કહ્યું.

જરા સડક થઇ એ ટટાર થઇ રહી.

'મ્હને આપ આજ્ઞા તો કરશો જ નહી. હું તો અર્વાચીન યુગની સ્રી છું. નવયુગની બાલિકા કોઇને આજ્ઞાકિંત હોતી જ નથી. પોતાના પતિની પણ નહી. મ્હારે તો તમને પ્રિય હોય તેમ કરવું છે.'

એના ધ્રૂજતા હોઠ ઇવાન જોઇ રહ્યો. એને એકાએક હસવાનું મન થયું. જગતની સર્વ વસ્તુઓમાં તેને પ્રિયમાં પ્રિય આ સ્રી હતી. એના વિચારો એ ભલે હમણાં ન સમજી શકે કે એની વર્તણુંક વિચિત્ર લાગે તો પણ શું? અથવા તો એને માટે શું ધારે છે તે કશાની એને તો પડી નહોતી. એના અંતરનાં અણુએ અણુ તામાને સ્વીકારી રહ્યાં હતાં.

'આવ તામા! મ્હારી પાસે આવ!' નિશ્ચિત અવાજે કહ્યું.

બંનેએ એક બીજા સામે અનિમેષ નેત્રે જોયા કર્યું. સમુદ્ર સપાટી પર ઉંડાણમાંથી પરપોટા તરે તેમ તામાના મુખ પર

સ્મિત તરી આવ્યું. તામા પોતાના વસ્ત્રની ગ્રંથિ જરા ખૂલ્લી કરી પાછી ઇવાન પાસે આવી ઊભી રહી.



જ્યારે એ પોતાનો અને તામાનો ભિન્ન વ્યક્તિ તરીકે વિચાર કરતો ત્યારે પોતે, બેઉ વચ્ચે અને જગત વચ્ચે એક ઉંચીને ઉંચી ચણાતી દીવાલ જોતો. તામા સાથે લગ્ન કરીને પોતાના દેશ અને જાત વચ્ચે એણે ભીંત ચણી હતી અને તામા અને એનાં લોક વચ્ચે પણ એવી જ ભીંત ચણાઇ હતી. જ્યારે આંતરરાષ્ટ્રીય લગ્ન થાય છે ત્યારે એ યુગલની દુનિયા જુદી જ પડી જાય છે. તેઓ બંને પણ જુદી દિશામાં વ્હેતાં પાણીના સંગમ જેવા હતાં અને પોત પોતાના જગતથી વિખુટાં પડી ગયાં હતાં. હજુ ચીના અને જાપાનીઓ એક બીજાને પરદેશી જ માનતા. પોતાના બંનેનાં પ્રપિતામહનાં લોહી પણ જુદાં હતાં, હાડ પણ એક નહોતાં. જ્યારે એ પોતાની દેહ અને તામાની દેહ સરખાવતો ત્યારે એને બે જુદી માટીમાંથી ઘડાયલી બે કાયાઓ જ લાગતી. ખરું હતું કે આ બે દેહોનું આજ મિલન થયું હતું. છતાંય જે દેહ એને આટલો પ્રિય હતો, જે દેહ એની આટલી સમીપ હતો, તે દેહ એનાથી કેટલો નિરાળો હતો! જ્યારે ઇવાનનું હાડ પાતળું અને ઉંચુ હતું ત્યારે તામા જાડી, નીચી અને સશક્ત દેખાતી હતી.

તામા જાડી નહોતી પણ એના પોતાના જેટલી પાતળીયે નહોતી. એના પાર્થિવગુણપ્રધાન દેહને એ ચ્હાતો. એની હૃદય-ગરિમામાંથી નિતરતી નિર્મલતાપર પણ એ મુગ્ધ હતો. જો કે એનીપર એણે અનેક હાસ્ય ફેંક્યાં હતાં.

તામાની બાલિશતા ને સાદાઇ ઇવાનમાં નહોતી અને તેથી જ ઇવાનને આ પોતાની ઊણપ બીજામાં દેખાવાથી પ્રિય થઇ

પડી હતી. આનો અભાવ એને શ્રાપરૂપ જ હતો. ઇવાન જે કંઇ કરતો તે તે પોતે જ અનેક રીતે કરી શકત, પણ તામા તો જે કંઇ કરતી તે એકજ રીતે, પોતાને શીખવેલી રીતે જ કરી શકતી. એનો નવયુગની અર્વાચીન બાલિકા હોવાનો ગર્વ પણ એને શિખાઉ જ લાગતો. બધું જ દોરવેલું જ થયાં કરતું. ઇવાન એને આ વિષે ચ્હીડવતો અને તામા તે સમજતી નહી. હોટલમાં જ્યારે એ રકાબી ધોતી હતી ત્યારે પણ એણે ખૂબ ચ્હીડવી હતી તેવી જ રીતે તે એને ચ્હીડવતો અને તામા એનો મર્મ સમજતી નહી. આજે લગ્નનો સાતમો દિવસ હતો અને રજાનો છેલ્લો દિવસ હતો. આવતી કાલે તો એ નાગાસાકી પહોચી જશે. હવે એને બન્-જીની જગ્યા મળશે એવું મી. મુરાકીએ નક્કી કર્યું હતું. આવતી કાલે એ અને તામા શહેર પાસેના પરાની ટેકરી પરની બંગલીમાં જશે. તેથીજ આજે રાત્રે તામાએ એક મિજલસ ગોઠવી હતી, એણે કંઇક અવનવી વાનીઓ બનાવી હતી. જ્યારે ખાવાનું પીરસાઇ રહ્યું ત્યારે તામાએ પડદા ખેચી લીધાં. બારી નીચેની ટેકરીઓ અને ખીણો પર ઉઘડતી. દૂર દૂર સમુદ્ર કિનારે વીંટલાયલી દીપીકાઓને નિહાળી રહેતું નિશા ભર્યું વ્યોમ દેખાઇ રહ્યું હતું. તામા ઇવાનને કશાને સ્પર્શ કરવા દેતી ન હતી.

'ના ના હું બધું જ ગોઠવું છું. ઇવાન !'

ઇવાને જરા મલકાતાં મલકાતાં તામાને કામ કરતી જોયાંજ કરી. તામા તો ગંભીર વદને, કંઇક કામમાં ગુથાયલી હતી. નાનામાં નાની વસ્તુને પણ તે એટલી જ મહત્ત્વતા આપતી અને કામ કરે જતી હતી. બપોરનાં ટેકરીઓપર ભમતાં ભમતાં પણ આ મિજલસને સુશોભિત કરે એવાં પુષ્પો જ વિણવાની ધૂનમાં હતી અને ફરી આવ્યા પછી લગભગ એક કલાક એ આ ફૂલોમાંથી સુંદર સુંદર ફૂલો વીણી વીણી ગોઠવવામાં એટલી જ મસ્ત હતી

કે ભાગ્યે જ તે એક શબ્દ પણ બોલી હતી. તામાની સુશોભન કલાની સંપૂર્ણતાને માટે ઇવાનને શંકા જ નહોતી. પોતાની લાંબી અને લલિત પાંદડાંમાં ઉછરેલી રૂપેરી બડી દાંડીઓ સાથે એ ફૂલો માટીની ચોખંડી ફૂલદાનીમાં એ કુદરતમાં ઉછરતાં હોય તેટલી જ સ્વાભાવિકતાથી ગોઠવાયાં હતાં. એણે તામાને આટલો પરિશ્રમ ઉઠાવતી, આટલું ઝીણવટથી કામ કરતી ન જોઇ હતે તો જરૂર એ માનતે કે કુદરતે જ આટલી સુંદર રીતે ગોઠવણી કરી હશે. એના શિક્ષણનો ઉદ્દેશ, અને પરિશ્રમને પરિણામે એટલું શીખવા પામી હતી કે ગોઠવણી એ કલા કરતાં પુનર્જન્મ પામેલી કુદરત જ દેખાવી જોઇએ. આ બધી પ્રવૃત્તિઓમાં તામાનાં જીવનનો મર્મ ઇવાન આગળ ઉકેલાતો હતો. એણે જમવાનું બધું જ ગોઠવ્યું. થાળીઓ ગોઠવી અને જમવાની બેઠક પણ નક્કી કરી. ક્યારે શું પીરસાશે તે પણ નિશ્ચિત થયેલું હતું. આ બધું જ પતી ગયું ત્યારે તામાએ તાળી પાડી અને એ હસવા લાગી.

'ચાલો હવે આપણે મજાહ કરીશું.'

'પણ તામા, તું તો ક્યારની આનંદમાં જ છે ને! હું તો તને ક્યારનો જોયા જ કરું છું. તને તો બધું ગોઠવવામાં કંઇક ઓર આનંદ પડે છે!'

તામાએ ઇવાન સામે જોયાંજ કર્યું.

'તમે શું કહેવા માગો છો? જેટલું કરવું જોઇએ તેટલું જ હું કરી રહી હતી.' તામાએ કહ્યું.

'ના ના, તું તારી પ્રિય પ્રવૃત્તિમાં જ મસ્ત હતી. આ આ બધું જ કંઇ કરવાની જરૂર હતી ખરી? ખાવાનું લઇ આવીને ખાઇ લેવાત.'

'પણ ઇવાન, દરેક વસ્તુ કરવાની યે રીત હોય છે! સરલમાં સરલ વસ્તુ પણ. મ્હને તો શીખવવામાં આવ્યું છે કે ઝાડુ

ક્હાડવાની રીતે ઝાડુ ક્હાડીએ તો તે ઝાડુ મટી જાય છે—ચ્હા પીવાની રીતે ચ્હા પીવાય. — દરેક વસ્તુ કરવાની રીતે જ કરવામાં કલા છે અને તેમાં જ જીવનનો આનંદ છે.'

ઇવાન જરા આનંદમાં ગર્જી ઉઠ્યો: 'હા હા! તું નવયુગની કન્યા તો ખરી જ ને!'

તામા જરા અટકી પડી 'ના, ના, આ તો બધી પુરાતન પ્રથાઓ પ્રમાણે હું કરી રહી છું. હું ધારૂં છું તેના કરતાં તો હું ઘણી જ જૂના યુગની છું.'

ઇવાનને લાગ્યું કે તામાનું અંતર ઘવાઇ રહ્યું છે. એની સુશોભન કલાની પ્રશંસા કરવાને બદલે એણે એની પ્રવૃત્તિનો આનંદ છીનવી લીધો. ઇવાનને પોતાના પર ચ્હીડ આવવા માંડી.

'ના, ના, તામા! તું જે કરે છે તે મને ખૂબ ગમે છે. હું તો ચીડવું છું માટે તું ખોટું ન લગાડતી. હવે તને નહી ચીડવું.

'તમે ખુશીથી ચીડવજો' તામા બોલી 'મ્હને એથી કાંઇ ખોટું નહિ લાગે'

તામા ગંભીર થઇ ગઇ હતી. ઇવાને તામા તરફ હાથ લંબાવ્યો પણ એટલામાં જ એક પરિચારિકા થાળીમાં માછલી લઇ આવી.

'આજે આ માછલીનું ખાણું ખાવ. તલાવમાંથી મ્હેં પોતે જ પસંદ કરી છે અને તમારે માટે જ ખાસ રંધાવી છે' માટે તમારે ખાવી પડશે.'

'મ્હને જરૂર ભાવશે' ઇવાને કહ્યું.

ચાંદીના કાંટાથી માછલી કાપી. ઇવાને પાણી માટે કટોરૂં ધર્યું. તામાએ પાણી આપ્યું.

'આજે તો તું જે આપશે તે બધું જ લઇશ.'

તામા ઇવાનના પ્રેમભર્યા શબ્દો સાંભળી જરા શરમાઇ ગઇ પણ એની આંખમાં કંઇક બીક પ્રસરી રહી હતી.

'પણ હું પણ તમને જે જોઇશે તે જ આપવાની છું' તામાએ કહ્યું.

'હા એ તો હું જાણું છું' ઇવાનને થયું કે આ સ્ત્રી સામે જરા હળવેથી કામ લેવાનું છે. એનું અંતર ભારે નાજુક છે. તામા તો બેચાર વ્યક્તિત્વનું અજબ મિશ્રણ હતી.

અર્વાચીન અને પ્રાચીન સ્ત્રીનું મિશ્રણ; કંઇક બાળક અને વૃદ્ધનું મિશ્રણ. પોતે તો તે બધું સમજી નાજુકાઇથી જ કામ લેવાનું રહ્યું.

થોડીવારમાં તો તામા પાછી આનંદમાં આવી ગઇ પછી તો એ લોકોને બન્જી સાંભર્યો ને એની વાતે ચડ્યા. જ્યારે આવી મિજબાની હોય ત્યારે એને તો ભારે મજા પડે. એ લોકોને સારી યે દુનિયામાં બન્જી સાથે વાંધો પડતો જ નહી. એ હમણાં ક્યાં હતો તેની કોઇને કંઇજ ખબર નહોતી. ફક્ત એટલી જ હતી કે તે ચીનના કોઇક ભાગમાં છે. પછી તામાએ ઇવાનને પૂછ્યું 'બોલો, તમારા ચીનની વાતો કરો. એ અમારા દેશ જેવો છે ખરો?'

ઇવાને ડોકું ધુણાવ્યું. કંઇક પહેલાં હા કહી પછી પાછી ધૂન બદલાઇ હોય તેમ ના પાડી. એણે તરત જ તામાની અને એના દેહની ભીન્નતા યાદ આવી—એ ભિન્નતાને લીધે એમના માનસમાં, લાગણીમાં, વિચારશ્રેણીમાં અંતર પડતું. એને બીક લાગવા માંડી કે આ ભેદને લીધે એકમેકનાં અંતર કોઇકવાર ઘવાશે તો નહીંને?

પછી એકદમ એ ચૂપ થઇ ગયો. તામાના સવાલ માટે રાહ જોતો બેઠો. તામાએ એક સિવાય બધા જ દીવા બંધ કરી દીધા. પરિચારિકા છેલ્લી રકાબી ઉંચકી ગઇ અને ચ્હાદાની મૂકી ગઇ. તામા પોતાનો કટોરો લઇ ઇવાન પાસે સ્વસ્થ ચિત્તે બેસી ગઇ. એ ચીનની વાતો ભૂલી ગઇ.

ચીનના સવાલોને બદલે હવે એ ફરતા ડુંગરો પર નજર ફેંકતી ગઇ. એના મોઢા પર શાંતિ અને સુખ પ્રસરી રહ્યું હતું. ઇવાનની દ્રષ્ટિ પણ તામાની દ્રષ્ટિ સાથે જ ફરતી હતી. કેટલીય પળો સુધી બન્ને નિઃશબ્દ બેસી રહ્યાં. આ નિરવતામાં સર્વ લોકો ભૂલાઈ ગયા. ફક્ત એ લોકો હવે પતિ પત્નિ હતાં એ સિવાય એમની સ્મૃતિમાં બીજું કશું જ નહોતું. સ્ત્રી પુરૂષ નો સંબંધ શુદ્ધ છે, રમ્ય છે. જાતિ કે પરાપૂર્વ વંશ પણ એમાં વિસારે પડે છે. ઇવાનને પોતાના લગ્ન માટે પશ્ચાતાપ જ નહોતો એ તો એના લગ્ન માટે બધુંજ કરત કારણ કે એજ એની દુનિયા હતી.

એમની નવી દુનિયામાં એને તામામાં બધું આવી જતું હતું. નવી દુનિયા એ શબ્દો એના મગજ પર એક જૂની વેદનાના ઝટકા સાથે અથડાયા. નવી દુનિયા જેટલું મહત્ત્વ ભર્યું અને વિશાળ બીજું શું હોઇ શકે? ના ના, એ અને તામા તો પોતાનાં બાળકો માટે એક સુંદર સ્થળ બનાવશે. એ લોકોનાં બાળકોનો તો કોઇ જ દેશ નહી. એ લોકોને તો એક નાનું ઘરજ શાંતિ અને સુખનું ધામ બની રહેશે. કદાચ એનાં બાળકો ઇવાનને પિતા તરીકે સગર્વ સ્વીકારી પણ ના શકે? કદાચ પિતા તરીકે તામાનાં બાળકો જરૂર પેલા સેનાપતિને પસંદ કરત. હવે ફરી એને સાંભર્યું કે શાંઘાઇમાં આ વર્ણશંકર પ્રજામાંથી જન્મેલાં બાળકોની કોઇને પડી નહોતી.

હા, પણ આ ગોરૂં પીળું લોહી જેવું તો નહી જ ને? એનાં અને તામાનાં બાળકો એવાં તો નહી જ થાય.

'તામા, શું વિચાર કરી રહી છે?' ઇવાને પૂછ્યું.

'કંઇ ખાસ નહી, હું વિચાર કરૂં છું ઘર કેમ ગોઠવીશ.'

'હા, પણ મ્હને તો આ ડુંગરા છોડી જવાનું મનજ નથી થતું. અહીંજ રહેવાનું હતે તો કેવું સારૂં!' ઇવાને કહ્યું. 'અહીં

બધું જ શાંત છે. કશેથી પણ ભય નથી. જગત પણ આપ-
ણુંજ છે.'

ધ્વાનને લાગ્યું કે આ શાંતિ અને ચિત્તસ્વસ્થતા માટે
આખું જગત ચગડોળે ચડયું છે.

'નારે ! મ્હને તો સદાયે ડુંગરની ટોચો નહી વહાલી લાગે.
બહુ માથાકૂટ પડે. માંસ, શાકભાજી, કોલસા, નિત્ય જીવનની
જરૂરિયાતો પણ ત્યાં ન મળી શકે.'

' હા હા, ખરેખર એ લાવવું ઘણું જ મુશ્કેલ થઇ પડે.'
ધ્વાને કહ્યું.

નિત્ય જીવનની જરૂરિઆતો; ધ્વાનને તો એનો વિચાર
સરખોયે નહોતો આવ્યો.



દિવસો તો કંઇક ઝડપે પસાર થતા હતા. એકાદની રમ્ય
સ્મૃતિને મૂર્ત સ્વરૂપ અપાય ન અપાય ત્યાં તો બીજો આવીને
ઉભો જ રહે. ધ્વાન હવે એની ઓફીસમાં જવા માંડયો.
બન્જી પણ હવે તો નહોતો. ઓફીસમાંથી એ તામાના
સુંદર સ્વચ્છ નાના ઘરમાં જતો. દિવસ પર દિવસ ગયા અને
મહિના પર મહિના પસાર થવા માંડ્યા. તામા અને એનું ઘર
એક મીઠી દુનિયા બની રહ્યાં. બીજા કશાની ઊણપ એને લાગતી જ
નહી. તામા એના જીવનની અધિષ્ટાત્રિ બની રહી.

રોજનું કામ કરતી તામા છુટી લાગતી હતી. ડુંગર પર
પણ એ તો સંપૂર્ણ સુંદરી બની રહી હતી; પણ ડુંગર પર બધું
જરા વધારે પડતું આદર્શ હતું. જાણે તામાએ મનમાં બધી
યોજનાઓ આગળથી ઘડી રાખી હોય અને તેને વળગી રહેવા
પ્રયાસ કરતી નહોય તેમ અહિંયાં બધું વધારે સ્વાભાવિક પણ
હતું. ઘરને એક રમ્ય સ્વપ્ન બનાવવાની તાલાવેલીમાં પોતાનો

વેશ અને બાલ પણ પહેલાં જેવા ઓળેલા ન રહેતા અને વસ્ત્રોનાં પણ ઠેકાણાં રહેતાં નહોતાં. પરિચારિકા કામ કરતી તો પણ બાંય ઉંચી ચડાવી એ પોતે પણ કામ કરતી. કેટલીય વાર ઇવાન ઘેર આવતો ત્યારે તામાના ગાલ પર કોલસાના ડાઘ પડ્યા હોય !

ઈવાનને માટે રોજ તામા સરસ રસોઇ બનાવતી. ફરતી ફરતી રસોઇ બનાવવામાં તામાને મજાહ પડતી. કંઇનું કંઇ તાજુ અને નવું રોજ થતું. ઇવાન તામાને પૂછતો :

'તામા, તને આટલું બધું ક્યાંથી આવડે છે ?'

'અરે ! હજુ તો મ્હને કેટલીય વાની આવડે છે ! તે તો હજુ તમને ચખાડી પણ નથી.'

પણ ઈવાનને જીભના સ્વાદ ઓછા હતા. જે ઉતાવળે અને સાધારણ સગવડે મળી શકતું તે ખાવાનું એને ગમતું. ઘર છોડ્યા પછી એ એકલો ઉછર્યો હતો. ઘણીવાર તો રીક્ષાવાળા ખાય તેવું જ વિશ્રાંતિગૃહમાં એ ખાઇ લેતો. કંઇ થોડો ભાત અને કંઇક બીજું થોડું આમ તેમ ખાઇ લેતો.

તામા જરા કરકસરથી કામ કરતી. એનાથી જરૂર પૂરતું જ રંધાતું અને બગાડ તો ભાગ્યે જ થતો. ઇવાનના ઘરના ભંડારોમાં કેટલો ય બગાડ થતો અને કોઇની નજરે નહોતી પહોચતી. અહીંયાં તો રોજ તામા વિચાર કરતી કે કેટલું જોઇશે ને કેમ જોઇશે. હવે એને એન લેનને મળવાનું મન થયું. આ ઘરમાં એન લેનને જરૂર ગમત કારણ કે અહીં ગરીબ કે તવંગર કોઇથી કંઇ જ શરમાવાનું નહોતું.

ડુંગરની ટોચ પરની અગાશી પર ઉભેલી આ મઢુલી ઈવાનને સ્વર્ગસમી લાગતી હતી. પરિપૂર્ણતા સર્વત્ર પ્રસરતી લાગતી. ઘર નાનું સ્વચ્છ અને શાંત હતું. રૂપેરી રંગની શ્વેત સાદડીઓથી જમીન ઢંકાઇ રહી હતી, અને દિવસના એક મોટા

ખંડ દેખાતો પણ સાંજ પડતી કે બધા જ પડદાઓ ખેંચાઇ નાના નાના ખંડોમાં ઘર ફેરવાઇ જતું. એક ખંડ ઇવાનનો વાંચવાનો, જ્યાં નિશ્ચિંત બેસી એ પાઇપ ફૂંકતો, વાંચ્યા કરતો, તામા પણ સાંજની રસોઇ પતાવી લેતી. રાત પણ પછી એક ચિરાતન સુખમાં પસાર થતી. રવિવારે બન્ને બાગમાં ફૂલરોપણુ કરતાં. મી. મુરાકી પણ ત્યાં આવતા. ખાસ કરીને બાગ સુન્દર બનાવવાની સૂચના કરતા.

દૂર પેલે પાર સમુદ્ર હતો. મી. મુરાકી બબડતા કે આ સમુદ્રના ઘાટે આપણે બગીચો કરવો જોઇએ. દરિયો તો ઘરની ભૂમિકા છે, બાગ જોતાં જોતાં ક્ષિતિજની પણ પેલેપાર નજર પડવી જોઇએ.

દર રવિવારે એ આ ઉંચી ભેખડ પરની ગોળાતી પગદંડી પર ચાલી આવતા અને એમની જ સાથે તામા બાગ બનાવતી. શિલાએ શિલાએ છોડ રોપવાની કળા એ તામાને સૂચવી રહ્યા હતા. આવી શાંત પળોમાં આ માણુસ કળાવો મુશ્કેલ હતો. પોતાના મૃત પુત્રનો શોક નહી પાળવાનો હુકમ કરનાર, પોતાની પુત્રીને પણ મારી નાખવા તત્પર થનાર પણ આજ વ્યકિત હતી. આજ માણુસમાં એ ઉર્ધ્વગામી વ્યકિતત્વનો સમાવેશ થતો હતો. અત્યંત મૃદુતા અને અત્યંત કઠોરતા ને હ્રદયહીનતા બંને સાથે સાથે વસતાં. આ બંને વચ્ચે કંઇ સુમેળ જ નહોતો છતાંય એના આ બન્ને સ્વરૂપનો સ્વીકાર કરે જ છૂટકો હતો.

પોતાના ટેવાયલા હાથે મી. મુરાકી તો ખૂબ ઝડપથી ડાળીઓ કાપી રહ્યા હતા. ઇવાનને બ્હીક લાગવા માંડી કે આ ન્હાના બાગમાં કશું જ નહી રહે.

પણ પછી તરત જ મુરાકીની વાત ઇવાનને સાચી લાગી. એમણે એવા કલાકૌશલ્યથી ઝાડો કાપ્યાં હતાં કે બગીચાનું સૌન્દર્ય ઓપી નીકળ્યું અને સમુદ્રે પોતાની સુનસફીએ ઝાડને

થડ્યાં હોય તેમ સમુદ્ર પણ દૂરથી દેખાતો હતો.

'અહીં આવો, અહીં આવો.' પરસેવાથી ભીંજાતા નવા ચેતનથી ભર્યા ભર્યા અવાજે મી. મુરાકીએ ઇવાનને બૂમ પાડી.

બાગ તો સરિયામ રસ્તા જેવો બની ગયો હતો. ઝાડો પણ ખસી ગયાં હતાં અને સામે સમુદ્ર માટે મોટી કમાન બની રહી હોય, પવને જ સમુદ્રદર્શન માટે માર્ગ કર્યો હોય તેવું જ ભારે રળિયામણું લાગતું હતું.



એટલામાં તો પાનખર આવી, ઇવાન તો માની જ નહોતો શકતો. એક દિવસ સવારે તામાએ ઉઠતાં જ ઝાકળ બિંદુ દીઠાં. પછી ઇવાન તામા સાથે બ્હાર બાગમાં ગયો ત્યારે ખરેખર ઘાસ પણ ઝાકળભીનું હતું અને શિલા પરનાં જલબિંદુઓ રૂપેરી શીકરો જેમ બાઝી રહ્યાં હતાં. બપોરના એ પાછો આવ્યો ત્યારે તામા પાનખરની પ્રથમ પાનવૃષ્ટિ બહારતી હતી.

'શું ખરેખર પાનખર છે?' શિયાળાના વાતા પવનમાં કામ કરતાં કરતાં તામાના ગાલ પર સુરખી આવી હતી. એને જેટલાં વર્ષો થયાં હતાં તેના કરતાં એ યુવાન લાગતી હતી. એકાદ બાજુ એકાએક નજર પડી હોય તેમ જરા ચીડાતાં એ બોલી :

'ક્રીસેન્થીમમ્ઝનાં ફૂલોનું રંગદર્શન થતું દેખાય છે. આ બેના રંગ તો સાચા નથી લાગતા. કોઇક ફેરીઆ પાસે એના કાંદા છ મહિના પહેલાં ખરીદ્યા હતા. બાગના એક ખૂણામાં છએ છ કાંદા નાખી દીધા હતા.' ઇવાનનો હાથ ખેંચી તામા ત્યાં ઘસડી ગઇ.

'જુવોની આ તો પીળા દેખાય છે. આપણે બધાં લાલ અને સોનેરી જોઇતાં હતાં.' તામાએ કહ્યું.

'હા, પણ હું ધારું છું કે એની પાસે એ વધારે પડતાં હતાં.' ઇવાને હસતાં હસતાં જરા કચવાટથી કહ્યું.

'જો મ્હને એ કોઇક વાર મળશે તો હું જરૂર પૈસા પાછા

લઇશ.' તામાએ કહ્યું.

ફરી બોલતાં બોલતાં એ ઝાડુ કાઢવા લાગી.

'હા નક્કી. લઇ લેજો.'

'ઉભી રહે તામા, હું પણ ઝાડુ લાવું છું.' ઇવાન ઝાડુ લઇ આવ્યો. બન્ને જણ ઝાડુ કાઢવા લાગ્યાં. તામા એકદમ એક બાજુની શાખાપર બેસી ગઇ.

'તું થાકી ગઇ છે?'

તામાએ ના કહેવા ડોકું ધુણાવ્યું. ઇવાનને નવાઇ લાગી. આકે તો તામા ન કહેવાય તો!

'ત્યારે શું તું બરાબર છે?'

'હા, હું તદ્દન જ સારી છું.'

એણે તો ઉંચુ નીચું જોતાં ઝાડુ કાઢ્યા કર્યું. વચમાં વચમાં વળી તામા સામે પણ એ જોઇ લેતો. દરેક વખત તામાની દૃષ્ટિ સામેના સમુદ્ર પર ઠરતી.

'તું ત્યાં જ શું જોયા કરે છે?' છેવટે એ તામા પાસે ગયો ને પૂછ્યું.

'હાશ! હું તમારાં માબાપને ઓળખતી હતે તો કેવું સારૂં થતે! તમારૂં ઘર કેવું લાગે છે તે જાણવા પણ હું ઉત્સુક છું.' સમુદ્ર તરફ અંગુલિનિર્દેશ કરતી તામા બોલી.

ઇવાને તો એના માબાપનો કેટલાય દિવસ સુધી વિચાર સરખો યે નહોતો કર્યો. લગનના મહીના પછી એને એની અને તામાની લગનના વેશમાં છબી મોકલી હતી અને એના પિતાએ એક વિનીત જવાબ મોકલ્યો હતો. એની મા કદી કાગળ લખતી નહી પણ એણે રેશમી ભરેલાં સાટીનનાં વસ્ત્ર મોકલ્યાં હતાં. ચિત્રો અને કિંમતી ચીજો સાથે તામાએ તે સાચવીને રાખી મૂકયાં હતાં.

હવે ઇવાન પણ સંધ્યાના તેજમાં ચમકતાં સમુદ્રનીરની

પાર પેલું ચોખંડ ઘર જ્યાં એની બાલ્યાવસ્થા વહી ગઈ હતી તે તરફ જોવા લાગ્યો. એ ઘરની ભીંતોમાંથી નીકળતી અફીણની વાસ પાછી એની પાસે જ પ્રસરતી એને લાગી. આ વાસ ઘરના પડદાઓમાં અને ધૂળભર્યા ગાલીચામાં પણ પ્રસરી ગઇ હતી. આ વાસ દૂર કરવા સમુદ્રની સ્વચ્છ હવા એ અનુભવી રહ્યો.

'શા માટે તારે મ્હારાં માતપિતાને મળવું છે?' ઇવાને તામાને પૂછ્યું.

'કારણ કે હવે હું તમારા કુટુમ્બનું એક અવિભાજ્ય અંગ બની રહેવાની છું.' તામાએ કહ્યું.

પહેલાં તો ઇવાન સમજ્યો જ નહી. તામા જે કહી રહી હતી તે.

ઇવાનની આંખો સામે જોતી તામા ફરી બોલી: 'અત્યારસુધી હું તમારી જ હતી, તમારા જ જીવનનું એક અંગ હતી. હવે જ્યારે હું માતા થઇશ ત્યારે તો તમારી એકલાની મટી તમારા આખા કુટુમ્બનું અંગ બની રહીશ.'

રાત્રે ઇવાનને આનો કેટલી વાર આવ્યો હતો પણ ઇવાનને જરા આ વાત ઉઘાડતાં શરમ આવતી અને તામા તો સહ-જીવનનાં સ્વપ્નાં જોતી.

એને તો આશ્ચર્ય થતું હતું કે તામા આ વાત એને કેમ કહી શકશે. એને તો ઘણીવાર વિચાર આવતો હતો કે એને પુત્ર જોઇતા હતા કે કેમ? અને તે આવશે તો? છોકરીઓનો વિચાર જ ન કરવો પડે કારણ કે એ જાપાનના કોઇક જુવાની-યાને પરણાવી દેવાત. પણ પુત્રો આવશે તો તે ચાઇનીઝ જ થશે ને? એ પોતાનાં બાળકોને કેમ સમજાવી શકશે કે એ લોકો એના માબાપ સાથે કેમ વસતાં નથી. ચીનમાં એને અજાત પુત્રોની સતત બીક રહેતી. તામાએ આ બાળકોની વાત કરી ત્યારે પહેલી કુટુમ્બની વાતથી જ શરૂઆત કરી.

એણે તો પોતાના પિતાએ એને શા માટે જાપાન મોકલ્યો હતો તે વિષે કે પોતાનાં માતપિતા વિષે તામાને કશું જ કહ્યું નહોતું. એને મન એનાં પૂર્વજીવનની કથાને તે તામાને કંઈ જ સંબંધ નહોતો.

અને જો તામાને કહ્યું હતે તો તામા એને સમજી શકત કે કેમ તેની પણ એને શંકા હતી. બળવાનો શબ્દ તામા માટે અંગાર સમો હતો. એ શબ્દથી એને એવી બીવડાવી દેવામાં આવી હતી કે જ્યારે પણ એને પોતાની કંઈ વાતો કહેવાનું મન થતું ત્યારે એ કરતાં જ સ્થંભી જતો, પછી એને પોતાની જાત માટે ખાત્રી ગઈ કે એન લેન જેવો એ જન્મબંડખોર નહોતો.

એન લેન તો એવો હતો કે એ ગમે ત્યાં હતે તો પણ બળવા-ખોર જ થતે. આ દેશમાં નહી તો બીજા દેશમાં થતે. બળવામાં જ એને એના જીવનની તૃપ્તિ અને સ્વપ્નસિદ્ધિ દેખાતાં. એને તો લોકો કરતાં લડાઇ પ્રિય હતી. ઇવાનને તો લડાઇ અપ્રિય હતી. છેવટે એણે નક્કી કર્યું કે તામાને કશું કહેવું જ નહિ. જેવો તામાએ એને જોયો છે તેવો જ એ હતો. કારણ કે જે ઇવાન એન લેન સાથે કામ કરતો હતો તે ઇવાન તો હવે તે રહ્યો જ નહોતો. તામાને પોતાને ઘેર કેમ નથી લઇ જતો તેની વાત પણ તેણે તેને ન્હોતી કરી.

'ઇવાન! આપણે તમારે ઘેર જઇશું. કેમ તમે બોલતા નથી? તમને બાળક નથી ગમતું?'

તામાને ઇવાનની અનિશ્ચિત મુખરેખાની બ્હીક લાગવા માંડી. ઇવાન ઉતાવળો બોલ્યો:

'ના ના, મ્હારે બાળક તો જોઇએ જ છે. મ્હેં આ પળનો તો સેંકડો વાર વિચાર કર્યો છે પણ તને હું ઘેર નહી લઇ જાઉં.'

'શા માટે નહી?' તામાએ પૂછ્યું. 'મ્હારાથી મ્હારાં સાસુ

સસરાને ન મળાય.'

'પણ હું તો માનતો હતો કે તું તો નવયુગની બાલિકા છે અને નવયુગની બાળાઓને સાસુસસરાની બહુ વાંછના હોતી નથી.'

'હું નવયુગની સ્ત્રી છું. ઇવાન!' ઇવાનને આ શબ્દો સાંભળવા ગમતા, કારણ કે તામાના એ સગર્વ આનંદભર્યા શબ્દો હતા પણ હવે તો એ હસ્યાવિના બોલતો હતો. તામાને ખોટું ન લાગે માટે.

ઇવાનને થતું કે એની સામે હસે છે તે તામાને નહોતું ગમતું.

'પણ કેટલી વસ્તુઓ કરવી સારી હોય છે. એમ જ ને?' ઇવાને પૂછ્યું.

'તમને ક્યાંથી ખબર પડી ગઇ. કે હું એમ કહીશ?'

'એ તો પડી. ઠીક ત્યારે, તારા આવા વિચારો છે?'

'હા અને હવે તો ખાસ.' તામા ગંભીરતાથી બોલી, થોડી વાર રહી ફરી બોલી: 'જ્યારે સ્ત્રીને બાળક અવતરવાનું હોય છે ત્યારે આ બધી નવયુગની વૃત્તિઓ શાંત પડી જાય છે. પછી એ પાછી મૂળપ્રથાપ્રધાન બની જાય છે અને કુટુમ્બની જ થઇ રહે છે. એના બાળકનું શ્રેષ્ટ સંરક્ષણ જ એનો પ્રધાનસુર બની રહે છે.'

'મ્હારૂં કુટુમ્બ આ બાલકને રક્ષણ આપી નહીં શકે' ઇવાને ધીમેથી કહ્યું.

'કેમ? હુ તો માનું છું કે તમારા પિતા તો ખૂબ ગર્ભ-શ્રીમંત છે અને તે દિવસે તમે જ કહેતા હતા કે એ તો ચીનના સત્તાધારી અજોડ પુરુષ છે!'

ઇવાનને થયું કે હું તામાને કહું કે એના પિતાની લક્ષ્મી એક જપાનીઝ સ્ત્રીથી જન્મેલા બાળકને સંરક્ષણ આપવા માટે

બસ નથી. પણ તે જાણતો હતો કે આવા શબ્દો આ ઘરની શાંતિના ચુરેચુરા કરી નાખશે અને તામાના હૃદયમાં એક વિનાશક જંતુની જેમ રોગ કરી ઘર કરશે. તામા આ શબ્દો ભૂલી શકશે જ નહી. એજ શબ્દો ઇવાન સામે શસ્ત્ર તરીકે વાપરશે. તેથી તે તેમ બોલ્યો નહી. તામાને એ સાચા હૃદયથી ચહાતો હતો અને જ્યારે એમના પ્રેમમિલનનું આ બાળક અવતરવાનું છે ત્યારે તો એમ કેમ કહેવાય? મ્હારાં લોકો તમારા લોકોને ધિઃક્કારે છે એવું કેમ કહેવાય?

'પણ તામા, મ્હને તો તું મ્હારે માટે જોઇએ છે.' એ બોલ્યો. તામાને ખભે એણે હાથ મૂકી દીધો. 'તું તો નવયુગની જ થજે અને હું પણ નવયુગનો બની જઇશ. આપણે જગતથી જુદા જ રહીશું, હું અને તું. મ્હારે કુટુંબની પણ જરૂર નથી. આપણે એક બીજા માટે બસ છીએ, આપણાં બાળકો માટે બસ છીએ.'

તામા શંકાદૃષ્ટિએ ઇવાન સામું જોઇ રહી.

'પણ જીંદગી સુધી કંઇ થોડાં એ લોકો માટે આપણે રહેવાનાં છીએ! આપણે તો વૃધ્ધ થઇ મરી પરવારશું.'

'પણ પછી એના જેવાં પણ બીજાં પૃથ્વી પર હશે ને? અને આપણે એક બીજાનાં થાય તેવું જ શિક્ષણ આપશું.'

'હા, પણ આ ઘર તો છોકરાં માટે ખૂબ નાનુ પડશે.'

'કંઇ નહી. આપણે પાછલી ટેકરી પર વધારે ઓરડા બંધાવીશું.'

'ના ના. પણ તો તો ખાલી કરી મોટા ઘરમાં જ જવું વધારે સરતું પડે અને સરલ બને' તામાએ વિચાર કરી કહ્યું.

પણ ઇવાને કંઇ આ કબુલ ન કર્યું.

'ના તામા, આપણે આ ઘર છોડી નથી જવું. કોણ જાણે એવી વાત જ મ્હને અપશુકનિયાળ લાગે છે.'

'કેમ, હવે તમે વહેમી થઇ ગયા! તમે તો નવા યુગના છો ને ? વ્હેમોમાં ક્યારથી માનતા થયા છો ?'

બન્ને જણુ આ શબ્દો પર ખડખડાટ હસી પડ્યાં. અને તામાએ પોતાની બાંયથી આંખો લુછી નાખી. 'ઇવાન ! આપણે આવાં ગાંડાં બન્યાં તે પહેલાં શું વાતો કરવા માંડી હતી?'

'હા, આપણે એમ વાત કરતાં હતાં કે આપણે ત્યાં એક બાળક જન્મવાનું છે, કોઇ કન્યા અવતરવાની છે.' ઇવાને કહ્યું.

'ના ના મ્હારે તો પુત્ર જ જોઇએ છે' તામા બોલી.

'પણુ મ્હને તો પુત્રી જ ગમે' ઇવાને કહ્યું.

'પણુ મ્હને પુત્ર ગમે છે તેનું શું?' તામાએ ફરી કહ્યું.

એ લોકો વાતોમાં ને વાતોમાં બધું જ ભુલી ગયાં.



બન્જી હજુ પણુ ઘેર નહોતો આવ્યો. એક વર્ષ પહેલાં શાંઘાઇમાં છમકલું થયું હતું તે કંઇ મહત્ત્વનો બનાવ નહોતો. ચીનના સૈનિકોની એક ટૂકડી જાપાનીઝની સામે અથડાઇ પડી હતી.

થોડા દીવસ પછી મી. મુરાકીએ કહ્યું કે બન્જીને શાંઘાઇ જવાનો હુકમ આવ્યો છે તો પણુ આ વાત કોઇને મહત્ત્વની ન લાગી. એક વર્ષ પુરૂ થવા આવ્યું પણુ બન્જી પાછો આવ્યો નહિ. છતાં એ વાતને કોઇ મહત્ત્વ નહોતું આપતુ. મી. મુરાકી કહેતા હતા કે ઉનાળો આવશે કે બન્જી આવશે. ઇવાનનો પુત્ર વસંત ઋતુમાં જ અવતર્યો હતો.

એને તો જન્મચક્રનું ભાન જ નહોતું. એન લેન જેમ કોઇ ગ્રામ્યયુવક હોત તો એને જન્મની વાત ભેદભરી ન લાગત. સામાન્ય જનતાને તો સ્રી પુરૂષનું લગ્ન એટલે બાળક અને તે સઘળું ખાવાપીવા જેટલી જ સરળતાથી થતું. કશું

આમાં છૂપું નહોતું પણ તેના પ્રાસાદ જેવા ઘરમાં તો આવું કશું જોવામાં આવતું જ નહીં. જ્યારે પણ કોઈ ગુલામકન્યાને એકાદ ભૂલને પરિણામે બાળક અવતરવાની તૈયારી હોય અને કોઈ પણ ઊંટવૈદ્યથી જો ગર્ભપાત ન થઈ શકે તો એ બિચારીને કાઢી મૂકતાં. શેઠીઆઓને ત્યાં તો આવાં કુતરાં બિલાડાં ને રડતાં બાળકોને કોણ સંગ્રહે! ઇવાન સૌથી નાનો હતો એટલે બાળકના જન્મથી અજ્ઞાત રહ્યો હતો.

ઇવાનને ત્યાં બાળકનો જન્મ એટલે તો મોટી વાત, ઇવાનને મન એ કૌતુક હતું. પોતાના બાળકને મજબૂત કરવા એની આંખો કાળી કરવા, દાંત સીધા ઉગાડવા, એની ચામડી મુલાયમ બનાવવા માટે તામા કેટલી જાતના ખોરાક ખાતી તે જાણવાની પણ ઇવાનને મઝા પડતી હતી. બાળક સીધે સીધું આવે અને એનો ખોટો વિકાસ ન થાય તે માટે પણ તે ખૂબ સંભાળ રાખતી.

એક દાઇની મદદથી તામાએ બધું જ જાણી લીધું હતું.

પણ તામા પોતાનો નિત્યક્રમ ચાલુ જ રાખતી. ઝાડુ કાઢવું, વાસણ માંજવાં, બગીચાનું કામઃ બધું જ એ સ્વસ્થ ચિત્તે કર્યા કરતી. બાળકની અવતરવાની ઘડી સુધી રાત્રે કામ ચાલુ રાખ્યું. 'કામ કર્યે જ મજબૂત રહેવાય.' અને એને ડોકટરની પણ જરૂર નહોતી.

'જ્યારે તને લાગે કે હું મરી જઇશ ત્યારે જ ડોકટરને બોલાવજે ઇવાન! અને એને કહેજે કે મ્હને બચાવે. મ્હેં દાઇને તો શીખવ્યું છે કે દરેક વસ્તુઓ વાપરતા પહેલાં પાણીમાં ઉકાળવી.'

ઇવાન જરૂર વિરોધ ઉઠાવત કે એણે એક નવા જમાનાની યુવતીની જેમ હજુ પણ વધારે શાસ્ત્રીય જ્ઞાનનો ઉપયોગ કરવો જોઇએ. જૂના જમાનાની દાઇ કંઇ સારી નહી પણ તામાએ તો ઇવાનને ચૂપ જ કરી દીધો.

'મ્હને આપણે ઘેર આપણું બાળક જન્મે તે જ ગમે છે. જો ડૉકટર આવશે તો ઇસ્પીતાલમાં ઘસડી જશે અને અસંખ્ય બાળકો ભેગું આપણું બાળક અવતારશે. હું સંભાળ લઇશ. અને અહીં જ જન્મ આપીશ. મ્હને જંતુઓ વિષે પણ બધી વિગતો ખબર છે!' તામાએ કહ્યું.

છેવટે ઇવાન હાર્યો. એને પણ એમ જ હતું કે એનો બાળક ઘેર જ જન્મે.

'અને જ્યારે એનો આવવાનો વખત થશે ત્યારે હું તમને કહીશ. તમે ચાલ્યા જજો કે જ્યાં તમને મ્હારો અવાજ પણ ન આવે. હું બોલાવું નહિ ત્યાં સુધી તમારે મ્હારી પાસે નથી આવવાનું.'

'પણ હું તને છોડીને ચાલ્યો જાઉં એ કેમ બને!'

પછી તામાએ એને આગળ બોલવા જ નહી દીધો.

'હા મ્હને તો છોડી જ જવાનું. બાલકને જન્મ આપવાનું મ્હારૂં કામ છે' તામાએ કહ્યું.

તે પછી એક દિવસ ઉનાળાની સ્હવારે ઇવાન ઉઠયો ત્યારે તામાનું મોઢું કરમાતું દેખાયું.

'ઇવાન! હવે તમે જાવ.'

'પણ હું ક્યાં જાઉં?'

'ઓફીસમાં' તામાએ કહ્યું.

'બીજા દિવસની જેમ આજે કામ કેમ થશે?'

'હા હા હા' જરા ડચકાં ખાતાં તામાએ ઇવાનને કહ્યું. 'જાવ જોઇએ, જવું જ પડશે આનો વિચાર જ નહી કરતા. રોજની જેમ કામમાં પડશો એટલે વિચાર નહી આવે. તામા રોજ જેવીજ છે એમ માનજો. આવું તો થયા જ કરશે ને તમારે તો કામ કરવાનું છે.' તામાએ શિખામણ આપી.

'પણ મ્હારાથી કામ થવાનું નથી ને!'

'તમારો નાસ્તો કરી ચાલ્યા જાવ!' એમ કહી તામાએ ઇવાનને નાસ્તો આપ્યો. ઇવાને તામાને આરામ લેવા કેટલુંય કહ્યું પણ તામા જવાબ વાળતી: 'ના ના મ્હારૂં શરીર મજબૂત થશે.'

છેવટે ઇવાનને લાગ્યું કે હવે એ કશું કરી શકે એમ જ નથી. દરેક પળે તામા સફેદ પૂણી જેવી થતી જતી હતી. એના મોંઢા પર વેદના પ્રસરી રહી હતી. એની સ્વચ્છ ચામડી પર પરસેવાનાં બિંદુ બાઝી રહ્યાં હતાં. છેવટે તામાએ હુકમ કર્યો ત્યારે જ ઇવાન ગયો. તામા તો પોતાનું ધાર્યું જ કરવાની. ઇવાનને તામા માટે એટલો બધો પ્રેમ હતો કે એ તામાનું ધાર્યું જ કરવા દેતો. ફક્ત એને પરસેવાનાં ટીપાં એના કાળા બાલ પરથી મુખ પર આવી સરી જતાં યાદ આવ્યાં.

બપોર પહેલાં જ એક પરિચારિકા એને કહી ગઇ કે તામાને દીકરો આવ્યો છે. બધું જ પડતું મૂકી કદી ગયેલો નહોતો તે આજે ચાલ્યો ગયો. રીક્ષાવાળાઓએ એને બહુ કહ્યું પણ એણે તો રીક્ષા પણ ન કરી.

'હું ચાલતો વ્હેલો પહોંચીશ' અને બધા જ પછી એની પાછળ હસી પડયા. 'એ તો એની રખાતને મળવા જતો લાગે છે' કહી ટકોરમાં બોલી ઠેકડી કરવા લાગ્યા.

આ શબ્દો એનાથી સંખાયા નહી. એને કહેવાનું મન થયું કે 'ના ના, હું તો મ્હારા નવા જન્મેલા બાળકને જોવા જાઉં છું,' પણ એ મૂંગોજ રહ્યો. અને ટેકરી પરના સાંકડા રસ્તાપર થઇ ઘેર ગયો.

મેડમ મુરાકી સામાં મળ્યાં. એને એમના મોઢા પર સુરખી દેખાઇ.

'હા, સારો મજબુત બાળક છે. એકીયો કદાચ વધારે સારો હોય તો કોણ જાણે, બાકી બીજાં બધાં કંઈ આનાથી

સારા નહોતાં.'

એણે નમન કર્યું. એને તરત જ એમ પણ થયું કે આવી પળે એકીયોની વાત ન કરી હતે તો સારૂં થતે. મરેલાની વાતો કરવી અપશુકનિયાળ ગણાય. જ્યારે પણ બાળક જન્મે ત્યારે એવી વાત ન થાય એવું એની મા કહેતી હતી.

પોતાના બાળકને જોઇ ઇવાન બધુંજ ભૂલી ગયો. બાળક જન્મે ત્યારે એની મુખરેખા વૃદ્ધ જેવી લાગે. આ બાળક એને પોતાના સેનાપતિ દાદા જેવો લાગ્યો. એના ઉજ્વળ, ઉગ્ર મુખ પર તામાનો પડછાયો પણ નહોતો. ઇવાનનું જ લોહી એનામાં ઉછળી રહ્યું હતું.



જ્યારે એનો દીકરો ત્રણ મહિનાથી સ્હેજ મોટો થયો ત્યારે તામાએ મોટી મિજલસની તૈયારી કરી. તામાએ ઇવાનને સમજાવ્યું કે બાળકને દૂધ ને ભાત ચટાડવાનાં છે માટે જ આખા કુટુમ્બને નોતરવું પડશે.

બન્જી પણ તેજ દિવસે પાછો આવી જવાનો હતો. વર્ષો પછી બન્જીનું પાછું ફરવું ઇવાનને ભવિષ્યની આગાહી જેવું લાગવાનું હતું. પણ આજે તો ફક્ત એની હાજરી ગમશે એજ વિચાર એને આવ્યો. તામાને માટે એ ખુશનશીબ હતું કે બન્જી ટાણાસર આવી જવાનો હતો અને જમવા આવવાનો હતો. બન્જીને પોતાનો પુત્ર બતલાવવાનો ઇવાનને આનંદ હતો. એ પોતે જ તે દિવસે સવારે શાંઘાઇથી આવેલા સૈનીકોને લેવા ગોદી પર ગયો ને મી. મુરાકી સાથે ઉભો રહ્યો. ખાકી રંગના પાટલુનો વાળા સૈનીકોની હારની હાર ઉતરી રહી હતી.

બન્જી છેક છેલ્લો આવ્યો. બન્જી જુવે તે પહેલાં તો આ લોકોએ એને જોયો. ઇવાનને બન્જી એવો ચમકેલો લાગ્યો કે

કિનારે ઉતરતાં જ એણે ઇવાનની બૂમ પણ ન સાંભળી. ઇવાન બન્જી પાછળ દોડયો ને કહ્યું:

'બન્જી, ક્યાં જાય છે! અમે અહીં છીએ.'

બન્જી પાછો ફર્યો. લશ્કરી જીવનને લીધે બન્જી બદલાયો હતો. પહેલાં પણ ઇવાને એને લશ્કરી વેશમાં જોયો હતો પણ આજે તો એનું મોઢું બદલાઇ ગયું હતું. હવે પેલું શાંત યૌવન મસ્ત નિર્મળું મોઢું નહોતું પણ મુખરેખા અતિવિકસીત અને કઠોર દેખાતી હતી. મોઢા પર દયાહીનતા પ્રસરી રહી હતી.

પણ ઇવાનને જોઇ જૂનું હાસ્ય એ હસ્યો 'જરા મ્હારા સહમુસાફરો માટે મ્હારે થોભવું હતું.' બન્જીએ કહ્યું.

'પણ તારા પિતા અહીં રાહ જુવે છે. મ્હારા પુત્રને માટે આજે મિજલસ છે ત્યાં તારે આવવાનું છે' ઇવાને કહ્યું.

બન્જી ઇવાન સાથે જઇ એના બાપને મળ્યો. નમન કર્યું. હસ્યો અને બોલ્યો:

'મ્હારે ન્હાવું પડશે. હું તો અહીંથી ગયો ત્યારે જ મન ગમતું ન્હાયો હતો.'

'તારે માટે બધુંજ તૈયાર છે' મી. મુરાકી બોલ્યા. મી. મુરાકીની નજર બન્જી પરજ હતી. પછી સૌ કોઇ ટેકરી પરજ ચઢતાં ચઢતાં ગયાં.

'ચાલો, તમારે ત્યાં પુત્ર અવતર્યો!' બન્જીએ કહ્યું.

'મ્હારા દાદાની નાની મૂર્તિસમો લાગે છે. તું એને જોશે કે તરત જ હસી પડશે. પ્રથમ દર્શને તો મ્હને મ્હારો બાળક ચાઇનીઝ સૈનાપતિ જેવો જ લાગ્યો. સૈનાપતિનો વેશ એને પહેરાવી ઉપર ચાંદ લટકાવવાનું મ્હને મન થયું. હું મ્હારા દાદાનો ઋણી છું.'

મી. મુરાકી હસ્યા અને બન્જી પણ એજ આશા રાખતો હોય તેમ હસ્યો. 'હા, પણ હું ધારું છું કે જપાનીઝ યુનીફોર્મ

એને વધારે શોભશે.'

ઇવાન ચૂપ રહ્યો. એને ખાત્રી થઇ નહોતી કે આ બધું મશ્કરીમાં બોલાતું હતું કે સાચે અર્થે.

બન્‌જીમાં કંઇ ખાસ પરિવર્તન નહોતું થયું પણ એનું અંતર તદ્દન પલટાયલું લાગતું હતું. પહેલાની જેમ જ એ હસતો, બોલતો, ને પોતાની જાતને હતી તેવી જ દેખાડતો; પણ એ કંઇક બોલતો ત્યારે એનું મન કૈં વિચારતું હોય એમ લાગતું. એનું હાસ્ય પણ કંઇક ઉંડી ગમગીની પર તરવરતું લાગતું.

પણ હમણાં તો આમાં કંઈ જ સમજાતુ નથી. ઇવાન મી. મુરાકીના ઘર સુધી ગયો એને ત્યાં છૂટો પડ્યો.

'આપણે કલાકમાં તો પાછા મળશું. બે વાગતે.' મી. મુરાકીએ કહ્યું.

પણ બન્‌જી કશું જ બોલ્યો નહી. એ તો હજુ પણ કંઇ વિચારમાં ડૂબેલો હતો.'

હોટેલ ચિકાર હતી અને આ જમણ પુરૂં થતાં સુધી બન્‌જી અને ઇવાન સાથે હતા, પણ બન્‌જી બહુ જ થોડું બોલ્યો હતો. બધી જ વીધી રીતસર પૂરી થઇ ગઇ. બધાં જ પેલા નાના બાળકની પ્રસંશામાં પડ્યાં હતાં. બાળકે નવું ચાટણ થુંકી નાખ્યું. એના માથાનું મુંડન નાની બાબરી રાખી કરી નાખ્યું હતું. બન્‌જી એની સામે જોયા જ કરતો હતો.

'એ જાપાનીઝ તો નથી જ લાગતો' બન્‌જીએ કહ્યું.

'હા, એ તો દેખીતું જ છે' ઇવાને કહ્યું.

ઇવાને બન્‌જીનો ચ્હેરો જોયો અને એને એક વિચિત્ર ભાવના બન્‌જીના મુખપર પથરાયલી જોઇ. બન્‌જીએ દુશ્મનની તરવાર જેવી વેરભરી દ્રષ્ટિ ઇવાન તરફ ફેંકી. ઇવાન પણ આ જોઇ વિસ્મિત થયો પણ આ ખંડમાં જ્યાં બધેજ પ્રંશસાના

ઉચ્ચાર થઇ રહ્યા હતા ત્યાં ઇવાનથી કશુંજ બોલાયું નહી. બન્જી તરફથી પોતાની દ્રષ્ટિ ખેંચી પોતે ત્યાંથી ચાલી ગયો અને વિચારમાં પડ્યો કે બન્જીમાં આ પરિવર્તન શાથી આવ્યું હશે !

ઇવાનના પિતા અને બન્જી વચ્ચે તો કશું થયું નહોતું ને ? એને ખબર હતી ત્યાં સુધી તેઓ બન્ને મળ્યા જ નહોતા. એના પિતાને એણે બન્જીની સૈનિક ટૂકડીનું નામ અને સ્થાન આપ્યું હતું. પણ એના પિતાએ લખ્યું હતું કે જાપાનીઝ સૈનિકને આશરો આપવાનું સહિસલામત જ નહોતું. જુવાનીયાઓનો એક સંઘ સ્થપાયો હતો અને એ બંડખોરોએ જાપાનીઝ સેનાપતિ તરફ મિત્રતા દર્શાવનાર એક શરાફને મારી નાખ્યો હતો. મી. મુરાકીને એમણે લખી જણાવ્યું હતું કે એમની બિમારીને લીધે ઇવાનને માટે જે કંઇ કર્યું છે તેનો બદલો તેઓ આપી શકયા નથી તે માટે દિલગીરી દર્શાવી હતી. મી. મુરાકીએ ઉત્તર પણ આપ્યો હતો કે હવે તામાના પુત્રને લીધે તેમનો જૂનો સંબંધ વધુ ગાઢ બન્યો છે.

તામાએ એકવાર કહ્યું હતું ' કેમ, આપના પિતાને બન્જી ગમ્યો ?'

ત્યારે ઇવાને કહ્યું: ' મ્હારા પિતાએ એને જોયો જ નથી પછી ગમવા ન ગમવાની વાત કયાં રહી !'

' કોણ જાણે.' તામાની વિચારશીલ આંખો બાળકને સ્તનપાન કરાવતાં કરાવતાં ઇવાન તરફ જોઇ રહી.

'હું પણ નથી જાણતો.' કહી ઇવાન તરતજ તામા અને બાળકને ભેટી પડ્યો. તામાએ ઇવાનની હથેલી પોતાના હોઠ સ્પર્શી. ' તામા ! તુંજ મ્હારા સુખનું સાચું ધામ છે.' આ પ્રેમવશતામાં તામા પોતાનો પૂછેલો સવાલ પણ તદ્દન ભૂલી ગઇ.

હમણાં તો એ બન્જી સાથે વાતો કરી શકે તેમ હતું નહી પણ પછી એ બન્જીને જરૂર પૂછી લેશે કે એનો બોલવાનો ભાવાર્થ શું હતો અને એણે પણ મહેમાનોનું સ્વાગત કરવાનું નક્કી કર્યું હતું. ખાસ કરીને મી. અને મેડમ મુરાકીનું સ્વાગત બધાથી નિરાળું જ કરવું હતું. બન્ને પ્રથમ પંક્તિમાં બેઠાં હતાં. બધાં જ આનંદ મસ્ત અને વિનયશીલ હતાં. તામાએ પણ રસોઇ પર પૂરતું ધ્યાન આપ્યું હતું અને પોતે જ ભટ ચાકરને બેઠી બેઠી ચીંધતી હતી. આજે બધાં ખાવા પીવામાં અને મઝા કરવામાં જ પડ્યા હતા. તામાનું બાળક પણ પરિચારિકાની પીઠ પર નચીંત ઊંઘતું હતું.

'આ બાળક તો જાપાનીઝ બાળક જેમજ ઊંઘે છે.' બન્જી બોલ્યો.

'બન્જી! તું આમ કેમ બોલે છે?' ઇવાને પૂછ્યું.

બન્જીએ જરા બાળકનું મુંડણ જોઇ ડોકું ધુણાવ્યું.

'હા, અમે જાપાનીઝ લોકો તો ગમે ત્યાં સુઇ શકીએ. અમારૂં જીવન જ એમ શરૂ થાય છે. ગમે તેટલા શોરબકોરમાં જાપાનીઝને સ્વસ્થપણે ઊંઘવાની ટેવ પડી જ જાય છે. તોપના અવાજમાં પણ. જો જરા કામથી છૂટા થઇએ તો તરત જ નિદ્રાવશ થઇ જઇએ. અમારી યુદ્ધમાં કેળવાયલી સહન શક્તિનો સાચો ભેદજ એ છે!'

ઇવાને પોતાના બાળકનું શાંત રાતુ મુખ જોયા કર્યું. એની આંખો બંધ હતી અને એનું મોઢું લાલ અને મુખરેખાઓ ઉપસેલી હતી.

'લડાઇને માટે કેળવણી લેતો હોય એવું મ્હને તો નથી લાગતું' ઇવાને કહ્યું.

પણ બન્જી સાકે પીતો હતો એટલે જવાબ આપી શક્યો જ નહી. ઇવાનને હવે નિર્જનતા લાગવા માંડી. આ

બધાંથી અને પોતાના પુત્રથી પણ એ નિરાળો જ પડી જતે લાગ્યો. આ ભિન્નતા એને સાલવા લાગી.



એનાથી બન્જીને પૂછાયું જ નહી, કે બન્જીમાં આ પરિવર્તન શાથી આવ્યું હતું. પહેલાં તો એને ખાત્રી જ નહોતી કે બન્જીને પણ પોતાની પલટાયલી પ્રકૃતિનું ભાન હતું કે કેમ અને જૂની પ્રીત જાળવવી મુશ્કેલ હતી. મી. મુરાકી જ્યાં સુધી ઓફીસમાં સૌથી ઉંચુ સ્થાન કોનું છે તે નકકી નહ઼ કરશે ત્યાં સુધી પહેલાં જેવો સંબંધ જાળવી રખાશે ખરો ? કેમ ? ઉંચ સ્થાન બાબતનો નિર્ણય કરવાની સરળતા થાય તે ખાતર ઇવાને પોતાની નોકરીનું રાજીનામું આપ્યું અને મી મુરાકીએ તેનો સ્વીકાર પણ કરી લીધો. પ્રથમ સ્થાન બન્જીને આપી ઇવાનને બીજી પંકિતપર બેસાડયો. બન્નેનો પગાર લગભગ સરખો જ હતો એટલે ઇવાનને ફરિયાદ કરવાનું હતું જ નહી. એનો પગાર ઘટાડયા વિના બન્જીનો વધારી આપ્યો.

ઇવાનને ફરી જરા દુઃખ થયું કારણ કે તામાએ કહ્યું "આ તો બહુ જ સ્વાભાવિક હતું. બન્જી આવ્યો ને પગાર ઘટાડયો નહી એ જ મ્હને તો વિસ્મય થાય છે. એ જ બતાવે છે કે પિતાજી કેટલા વિચારશીલ પુરુષ છે.' તામાએ કહ્યું.

તામાને કેટલીક વાત ઇવાનથી કહેવાતી જ નહી. એ કેમ તામાને સમજાવી શકે કે જે ગુમાસ્તાઓ ઇવાન પાસે આવતા જતા, ઇવાનને પોતાના અન્નદાતાની દૃષ્ટિએ જોતા તે સર્વ આજે બન્જી તરફ પોષકની દૃષ્ટિએ જોતાં અનુભવવું એ કેવું દુષ્કર હતું ! અને બન્જીના પરિવર્તને ઇવાનના અંતરમાં પણ ગ્લાનિ પ્રસારી દીધી હતી. પહેલાં જે એ સ્વસ્થ ચિત્તનો અને ઝટ ખુશ કરી શકાય એવી પ્રકૃતિનો હતો તેને બદલે હવે એ અત્યંત કાળજી ભર્યો અને ઇવાનનું કામ ઝીણવટથી તપાસતો થયો હતો.

એક વાર રકાબીનું પારસલ તૈયાર થતું હતું એના પર નજર ન રાખ્યા બદલ એણે ઇવાનને ઠપકો આપવા માંડયો. ઇવાન હસી પડયો. એનાથી બોલાઇ ગયું 'તેં તો આનાથી પણ વધુ બેદરકારી બતાવી હતી અને એકીયો ફરિયાદ કરતો હતો તે મ્હને ખ્યાલ છે.'

'હા, પણ લશ્કરમાં જોડાયા પછી હું ઘણું શીખ્યો છું.' બન્જીએ મ્હેણું માર્યું. એટલું કહી બન્જી ઓફીસ ભણી ચાલતો થયો. ઇવાનને એ ગુમાસ્તા સાથે બીજા ખંડમાં બેસાડયો. બન્જીને આમ રૂઆબ કરતો જોવો એ તેને માટે અસહ્ય થઇ પડયું.

આ પરિવર્તનને લીધે ઇવાનને બહુજ દુઃખ થતું હતું. ઘેર જઇ તામા પાસે બેસવું અને બાળક સાથે રમવું એજ એના જીવનનો આનંદ બની રહ્યો હતો. તામાની આખો દિવસની બન્નેની દેખરેખ એજ એનો વિરામ હતો. જીવનની વાસ્તવિકતામાં તામા જીવતી અને એની સ્વપ્નરહિત વ્યવહારપ્રધાન રીતોથી, એને મુગ્ધ કરતી. એની નાનામાં નાની જરૂરિયાત માટે ચિંતા કરતી ને તે પૂરી પાડતી, અને એના હાજર જવાબીપણાને લીધે ઇવાનને એ પોતાની જીવનવિરામ લાગતી. આજ પ્રેરાયલી નિશ્ચિંતતાથી રોજ એને કામ કરવા જતાં સ્ફૂર્તિ આવતી. એનાથી એ આ લોકો અને જીવનના સંપર્કમાં રહેતો. આખા દિવસની નાની વાતો, એ કામે ગયા પછી ઉપજતા નાના પ્રસંગો એ એવી રીતે કહેતી કે જાણે એ આ પ્રજાના જીવન અને લોકોથી અભેદ હોય તેવું લાગતું. પણ ખરેખર તો એનું કોઇ જ નહોતું.

પછી તો આ ઉગતાં બાળકની પ્રગતિ જોયા કરવામાં જ એમનો વખત જતો. એ બાળકનું નામ જોજીરો હતું. એનું ટુંકુ નામ જીરો રાખ્યું. એને પેટે ચાલવાની ઉતાવળ આવી હતી. વરસમાં જો એ ચાલવા માંડે તો એક માણસ એની પાછળ જ

જોવામાં જોઈએ. આવી મીઠી ફરીયાદો તામા સાંજ પડે ઇવાનને કરતી. બાળકને ધાર્યું ન કરવા દે ત્યારે એ રડતો.

'તું ચાઈનીઝ છે માટેજ તું આવો છે' ઇવાને કહ્યું. પેલો બાળક 'પેપરમાશી'નો એક કૂતરો મોઢામાં ચાવતો બેઠો હતો. એવી માન્યતા હતી કે આ કૂતરો એ નિંદ્રાવશ થયલાં બાળકનો સ્વપ્નરક્ષક હતો.

'શું એણે આવું કર્યું છે?' તામાનું ધ્યાન ચવાતા કૂતરા પર પડ્યું કે તરત જ એણે જીરોના હાથમાંથી કૂતરો ઝુંટવી લીધો અને બોલી 'કોઈ પણ જપાનીઝ બાળક પોતાના રક્ષકને ચાવે જ નહી.' જીરોએ જરા જોરથી રડવા માંડ્યું.

ઘરમાં તો ઇવાનને નિર્જન લાગતું જ નહી. બ્હાર કઈ ઘડીએ એને ઓછું આવશે તે કહી શકાતું નહી. બધાં જ રસ્તે મળતાં તે એની સાથે વિનીત ભાવે બોલતાં. કંઈક દુકાને બીડી કે જીરો માટે રમકડું લેવા જતો તો પણ કોઈ એની સાથે અનાદરનો શબ્દ ઉચ્ચારતું નહી. છતાંય એને સર્વત્ર કંઈક ઉણપ જ લાગ્યા કરતી. કોઈવાર એને થતું કે આ લોકોની વર્તણુંક પોતે આપસ આપસમાં કરે છે તેવી નહોતી પણ કોઈ મ્હેમાનના તરફ હોય તેવી હતી. પણ આમ માનવા એને કંઈ કારણ નહોતું. એને કોઈક વાર થતું કે મી. મુરાકી એની સાથે પહેલા કરતાં ઓછું બોલે છે.

એક વાર એણે તામાને આની વાતો કરી હતી. ત્યારે તામાએ કહેલું: 'ઇવાન! તું બધી જ ખોટી કલ્પનાઓ કર્યા કરે છે. પિતાજી વૃધ્ધ થતા જાય છે. જેમ વય વધતી જાય છે તેમ એ ઠંડા પડતા જાય છે. મ્હને પણ ભૂલી જાય છે તો.'

ઇવાનને ગળે વાત ઉતરી ખરી. એની ખાત્રી થઈ કે કઈ ઘડીએ કોઈકના મનમાંથી એ ઉતરી જતો તે કહી શકાતું નહિ. પછી જ્યારે પાછું એણે આત્મનિરીક્ષણ કરવા માંડ્યું ત્યારે એને

થયું કે આ સર્વ અંતરવરાળનું કારણ તો બન્જી હતો. બન્જી સાથે એકવાર હૈયું ખોલી વાતો કરી નાખવી કે એનું મન જરા હળવું થાય. ઈવાનને પોતે જેને પ્રિય હતો તેમની સાથે વધારે ગાઢ સબંધ રાખવો હતો. એને હવે થતું કે મુરાકી કુટુમ્બની બ્હાર પણ થોડી મિત્રતા બાળવી હતે તો સારૂં થતે. પણ એ તો કોઇ વાર વિશ્રાંતિગૃહોમાં કે ચિત્રપટોમાં અકસ્માત મળી જાય ત્યારે જ વાત કરી લેતો. સૌ એને મી. મુરાકીના જમાઇ તરીકે જ ઓળખતા.

હવે એને ખ્યાલ આવવા લાગ્યો કે જ્યારે મી. મુરાકી મરી જશે ત્યારે એ બન્જી મુરાકીના બનેવી તરીકે જ ઓળખાશે. આ એને ગમતું નહોતું. જ્યારે બન્જી પહેલાં જેવો રહ્યો નહોતો ત્યારે એની સત્તા કેમ સ્વીકારાય !

આ બધાનો વિચાર છોડી એ તરત જ પોતાને કામે લાગ્યો. આજ એનું સ્થાન હતું. આજની દુનિયા જોતાં હવે ફરી કંઇ કરવું સહેલું નહોતું તો પછી બન્જી સાથે નિભાવી લેવું જ યોગ્ય હતું. પોતાની જાતને આ નવી વાસ્તવિકતામાં એ ઘડતો હતો.

જ્યારે એ ઘેર આવતો ત્યારે જીરોને ડગમગ ડગમગ ચાલતાં જોતો. તામા કહેતી કે હવે જીરો વર્ષનો થયો છે એટલે ઘરમાં બીજું બાલક હોય તો સારૂં. તામાની આ અભિરાઇ પર એ હસતો. ઘરની શાંતિ દિવસનો ગમે તેટલો થાક ઉતારવા એને બસ લાગતી.

બન્જી લશ્કરમાં ગયો તે પહેલાં એક પ્યાલી મદિરા પી મસ્ત થઇ જતો. પણ હવે તો એને ખૂબ પીવાની ટેવ પડી હતી. લાલ લાલ થઇ એ બપોરના પીને આવતો અને મોટે મોટેથી હસતાં હુકમો કરતો.

એક દિવસ આમજ ઈવાનની ઓફીસમાં એ આવી પહોંચ્યો.

'કેમ, તું આમ બુઢ્ઢા જેમ વૈતરું કરતો થઇ ગયો છે તામાએ તારા પર કંઇક જાદુ કરી નાખ્યું છે. પહેલાં તો તું મિત્ર થઇ રહ્યો હતો. હવે તો તામાનો વર જ બની ગયો છે' બન્જીએ કહ્યું.

બન્જી મોટેથી હસી પડયો. બન્ને ગુમાસ્તાઓએ જાણે કંઇ જ સાંભળ્યું ન હોય તેમ ડોળ કર્યો. 'હા, પણ હું તો જીરોનો બાપ પણ છું' હસતાં હસતાં ઇવાને કહ્યું.

'એક માણસ કોઇકવાર મોડો વહેલો કોઇનો પિતા થનાર જ છે ને? ચાલ ચાલ હવે કામ બંધ કર.'

'ને શું કરું?' ઇવાને પૂછ્યું.

'મ્હારી સાથે ચાલ. આપણે કોઇક વિશ્રાંતિગૃહમાં જઇએ.' બીજા બે ગુમાસ્તાઓને કામ આરોપવા એણે હુકમ કરી દીધો. ઇવાન કશું જ બોલ્યો નહી. એને ખબર હતી કે બન્જીએ કહ્યું છતાંય પેલા માણસો કામ કર્યા જ કરશે. પણ ઇવાનને થયું કે આ ઠીક મોકો છે. હવે એનાથી બન્જી આમ એકાએક બદલાઇ ગયો છે તેની વાત છૂટથી થઇ શકશે. ઇવાન ટોપી લઇ ઉઠયો.

'હું હમણાં આવું છું' પોતાના ગુમાસ્તાને કહી એ ચાલતો થયો. બધા જ સમજતા હતા કે શેઠના છોકરાને ખુશ કરવા ઇવાન નીકળી પડયો છે.

પાનખર રૂતુ હતી એટલે ફૂલવાળાઓ ક્રીસેન્થીમમ્ઝના સુંદર ફૂલ લઇ રસ્તા પર ફરતા હતા.

બે વર્ષ પહેલાં એ અને તામા પરણ્યાં હતાં ત્યારે બાગમાં વાવવા આ ફૂલના છોડ ખરીદ્યા હતા. હવે તો એ છોડ પૂર બ્હારમાં સુંદર રંગમાં ખીલી રહ્યા હતા. પણ એક પાંખડી જોઇ એને તામા તરત જ સાંભરી. તામાને લાલ અને સોનેરી રંગના રમ્યમિશ્રણવાળી પાંખડીઓનું પુષ્પ જોઇતું હતું. તરત જ એણે

પેલા ફૂલવાળાને ઉભો રાખ્યો અને પૂછ્યું. 'શહેરની પશ્ચિમના ડુંગર પરનો રસ્તો જોયો છે ?'

માણસે જોસમાં હા પાડી.

'એ સીધે રસ્તે જા અને ઉપર એક ઘર આવશે. એ પાઇનનાં ઝાડ વચ્ચે લીલી કપચીનું ઘર હશે ત્યાં જઇ બાઇને કહેજે કે આપના પતિએ મ્હને મોકલ્યો છે.'

'પણ એમને કેમ ખબર પડશે કે તમે મ્હને મળ્યા છો ?'

'જરા મારી સામે જો. મ્હારૂં જરા વર્ણન આપજે અને છતાંય ન સમજે તો કહેજે કે હું ચાઇનીઝ છું' ઇવાને કહ્યું.

એટલે ફૂલવેચવાવાળાએ આશ્ચર્ય પામી કહ્યું :

'પણ તમે તો અમારા જેવા જ લાગો છો ? મ્હેં તો કોઇ દિવસ પહેલાં અહીં ચીની જોયો જ નથી.'

ઇવાને તરત જ એને જવા કહ્યું અને એ બન્ઝી સાથે ગયો.

'હવે હું માનું છું કે તામાની બધી નવયુગની છોકરીની વાતો હંડી પડી ગઇ હશે. એ તો આજ્ઞાંકિત સ્ત્રી બની રહી હશે.' બન્ઝી પીધેલ અવસ્થામાં આ બધું બોલ્યો જતો હતો. 'એક ડાહી જાપાનીઝ સ્ત્રીની જેમ એ ફૂલો પણ ખરીદતી હશે.'

'ના, ના, એને કીંમત નહીં પરવડશે તો એ જરૂર નહીં લેશે.' ઇવાને સ્વસ્થ ચિત્તે કહ્યું. બન્ઝી પીધેલ હતો એટલે ઇવાન વધારે બોલ્યો નહિ.

'તમે ચિન્નાઓ તે ચિન્નાઓ !' તિરસ્કાર પૂર્વક ઇવાનને બન્ઝી કહેવા લાગ્યો.

એ લોકો પસાર થતા હતા ત્યાં વિશ્રાંતિગૃહ આવ્યું. એક બે ખુરશીઓ બ્હાર ખૂલ્લામાં મૂકી હતી ત્યાં તેઓ ગયા. બન્ઝીએ ટેબલનું પતરૂં ઠોકયું એટલે ઢોલ વાગે તેવો જ અવાજ થયો. એક પાતળા મોઢાની છોકરી બ્હાર આવી.

'બીર' બન્ઝીએ બૂમ પાડી અને ઇવાનને પૂછ્યું 'કેમ

તમે બીર પી શકો છો ?'

'હા નક્કી' ઇવાને કહ્યું.

'એક બીર અને એક વ્હીસ્કી'

'જલ્દી'

પેલી છોકરી તરત જ ચાલી ગઇ 'મ્હને અંગ્રેજોપર ખૂબ તિરસ્કાર છે માટે જ હું એ લોકોનો વ્હીસ્કી પીઉં છું' પેલી છોકરી ગઇ એટલે બન્જી બોલ્યો.

'પણ પહેલાં તો તું બહુ પીતો નહોતો.' ઇવાને કહ્યું.

'પહેલાં કરતાં હું વધારે જ પીઉં છું કારણ કે પહેલાં કરતાં હું વધારે ડાહ્યો થઇ ગયો છું. હું ખૂબ પીઉં પણ છું અને મ્હને બીજું પણ બધું વધારે આવડે છે' બન્જીએ કહ્યું.

દિવસ મધ્યાન્હે હતો. રસ્તાઓ શાંત હતા. છોકરાંને નવડાવતી એક સ્ત્રીએ જરા કૌતુકથી ઉંચે જોયું.

'આપણે અંદર જઇએ. પેલી સ્ત્રી આપણને સાંભળી રહી છે' ઇવાને સૂચના કરી.

'સ્ત્રીઓ ! સ્ત્રીઓ બધી જ મૂરખી છે' બન્જી બોલ્યો.

બન્જીએ તો ગાંડાની જેમ હસ્યા જ કર્યું અને ઠોકર ખાઇ ગબડયો. જો ઇવાને પકડી ન લીધો હતે તો એ પડી જ જતે. બન્ને પેલા નાના વિશ્રાંતિગૃહની અંદરની બાજુ ગયા. એક છોકરી પ્યાલાઓ અને બાટલી લઇને આવી. ઇવાને પૈસા અને બક્ષીસ આપ્યાં.

'જરા ગ્રામોફોન ચલાવો અને પૂરું થાય પછી ફરી મ્હારી પાસે આવજો.' ઇવાને હુકમ કર્યો. એક ક્ષણમાં જ એ ઓરડો કંઇક બેસુરા અવાજથી ગાજી ઉઠયો. ઇવાન સિવાય હવે કોઇ પણ બન્જીને સાંભળી નહીં શકતું. બન્જીએ તો પ્યાલી પર પ્યાલી પીવા માંડી.

'કંઇ નહી, હું હવે તો પરણવાનો છું' બન્જીએ ઇવાનને કહ્યું.

'તેં એમ નક્કી કર્યું છે?' હવાને સભ્યતાથી પૂછ્યું.

'હા' બન્જીએ કહ્યું 'એ એકજ વસ્તુ રહી છે. બિચારો એકીયો એને સમજ જ ન પડી કે બધી જ સ્ત્રીઓ સરખી છે!'

હવાને જવાબ જ ન આપ્યો અને બન્જીએ મોટી ઉધરસ ખાતાં ફરી ગર્જી કહ્યું 'સ્ત્રીઓ બધી જ સરખી!'

હવાને જવાબ જ ન આપ્યો. આજે બન્જી સાથે વાતો કરવી વ્યર્થ હતી. એ પીયે જ જતો હતો. વાતો કરવી આજે માંડી વાળી.

'હું તને મ્હારા લગ્નમાં નોતરવાનો છું. મ્હારી પરણેતર કોણ છે એ હું જાણતો નથી. મ્હને તેની પડી પણ નથી. મ્હેં મ્હારા પિતાજીને ગઇ કાલે જ કહ્યું. 'હવે મ્હારે પરણવું જ જોઇએ. મ્હારે માટે કોઇ પણ સ્ત્રી લઇ આવો.' પિતાજીએ પૂછ્યું 'પણ કોને લાવું?' 'કોઇને પણ.' મ્હેં સૂચના કરી. 'મ્હારે બધી જ સ્ત્રીઓ સરખી જ છે ને?'

બન્જીએ હવાનની સામે જોયાજ કર્યું. વ્હીસ્કી ઢોળી નાખતાં અને પીતાં પીતાં એ હવાન સામે જોઇ રહ્યો. હવાને જપાનમાં પીધેલાંને જોયાં હતા. કેટલીય વાર ખેડૂતો પણ ઘેર પીધેલ થઇ ઘાંટા પાડી રસ્તો ગજવતાં જતા હતા. એ લોકોનો અડધો નફો આમ પેટ અને મગજ બાળવામાં જતો. બધાં જ ન્હાનાં મોટાં સરખાં. પણ આવું એણે ચાઇનામાં કદી જ જોયું નહોતું. ચીનમાં પણ તેઓ આટલું પીતાં તો પણ ચીનના માણસને દારૂ આવો ચડતો પણ નહી. અથવા તો કદાચ એમની પ્રકૃતિજ સમતોલપણું સાચવી લેતી હશે.

એટલામા એકાએક બન્જીને એણે ડુસકાં ખાતાં સાંભળ્યો. હવાનના વિસ્મયનો તો પાર નહોતો. એનું મોઢું વિકરાળ બનતું ગયું અને એના ગાલપરથી આંસું સરતાં ગયાં.

'મ્હારે આવું કરવું નહોતું ત્યારે મ્હેં શી રીતે આમ કર્યું?'

શામાટે કર્યું.'

અને પછી એણે ઇવાને કરુણ સ્વરે પૂછ્યા જ કર્યું. ઇવાન તો વાતો સાંભળી દીંગ થઇ ગયો હતો, અવાક થઇ ગયો હતો. એક પળમાં એને આ રીતે બદલાતો જોતાં, એકાએક હસવામાંથી એકદમ રડતાં જોતાં એને ખરેખર નવાઇ લાગી.

'પણ તેં કર્યું શું?' ઇવાને પૂછ્યું.

'પણ ત્યાં તો બધા જ આવું કરતા હતા.' બન્જીએ આગળ ચલાવ્યું. બન્જી માથું હાથમાં નાખી બેઠો. ફક્ત સેનાપતિ સિવાય બધા જ આવું કરતા અને હું તો સેનાપતિ સામે જ જોઇ રહ્યો હતો.

હવે બન્જી તો એનો પ્યાલો પણ નહોતો પકડી શકતો. ફરી એક ઘુંટડો પીધો. જરા ગળુ ખંખેર્યું અને પછી એને કંપારી છૂટવા માંડી.

'ઇવાન! મ્હને કહે જોઉં, મ્હેં બહુ જ પીધો છે. તું શું ધારે છે?'

'હા જોઇએ તેના કરતાં તો તેં ઘણોજ વધારે પીધો છે.'

'હા. ઇવાન, પણ જો આજ તારી ભૂલ છે. હું તો મ્હારી પાસેનું આ ટેબલ આકાશમાં ઉછળવા માંડે ત્યાં સુધી પીઉં છું. હજુ તો ટેબલો સ્થિર દેખાય છે એટલે મ્હારે તો પીવો જ જોઇએ.' એમ કહી ફરી નિશ્વાસ નાખી એણે પીધો. 'હું તને શું કહેતો હતો?' એણે એકાએક પૂછ્યું.

'તેં કહ્યું કે તું સેનાપતિ સામે જ જોઇ રહ્યો હતો.' ઇવાને જરા એની સ્મૃતિ જગાડી.

'હા, મ્હેં એમજ કહ્યું' બન્જીએ જરા ઉત્સુક્તાથી કહ્યું. એના જાડા ઓષ્ટ ધ્રૂજતા હતા અને એની ડાબી આંખ ફરકતી હતી.

'જે સૈનિકો મ્હારી સાથે હતા તે સર્વને મ્હારાથી નીચાં

પંક્તિના હું લખતો. મ્હારા પિતા એક ગર્ભશ્રીમંત અને નામાંકિત પુરુષ છે. એમની લાગવગ પૂરતી છે. જનરલ સેક મ્હારો પરમ મિત્ર છે એને લીધે આજ હું લેફ્ટનન્ટ છું. હુ કોઈ સામાન્ય સૈનિક નથી, બોલ, મ્હારૂં કહેવું સાચું છે ને? બન્જીએ પૂછ્યું.

'હા, તદ્દન ખરી વાત છે.' ઇવાને જાણ્યા વગર હ પાડ્યા કરી.

'એટલે જ્યારે સામાન્ય સૈનિકોએ આવું કર્યું ત્યારે મ્હે કહ્યું કે મ્હારે ને આવી વાતોને કંઇપણ લેવા દેવા નથી. એ લોકોની સામાન્ય પ્રકૃતિ જ એમને એમ વર્તવા દોરી રહી હતી બોલ, હું ખરૂં કહું છું ને! જ્યાં સુધી સેનાપતિએ કર્યું નહ ત્યાં સુધી મ્હેં પણ કર્યું નહી.'

'પણ શું કર્યું?' ઇવાને પૂછ્યું.

'પણ હું તને કહું છું.' બન્જી બોલ્યો. 'તું પણ બેવકુ છે. ચાઇનીઝ બધાં જ બેવકુફ હોય છે!' બન્જીએ ઉમેર્યું.

ઇવાનનો પિત્તો ઉકળી રહ્યો હતો. બન્જી મદિરાથી ચક ચૂર હતો.

'બાયલા ને બેવકુફ!' બન્જીએ ચાલતા સંગીતમાં સુ પાડતા કહ્યું. 'અમે તો એમને લડાઇમાં તો રમતાં રમતાં ભગાડ દીધાં હતાં. કેટલાકને તો પૈસા આપ્યા એટલે ભાગી ગય બીજાને મારીને ભગાડી દીધા. તારે જોવા જેવું હતું. એ લો કેવાં ભાગી રહ્યાં હતાં તે.' બન્જી હસતાં હસતાં મદિરાન ઘેનમાં ને સ્હેજ મશ્કરીમાં બોલતો હતો. આંખમાંથી પાણ ટપકતાં હતાં. માથું ધૂણાવતાં વ્હીસ્કી એ પ્યાલીમાં રેડતો જ ગયે હવે એને બરાબર દેખાતું જ નહોતું અને ઇવાન મદદ પ નહોતો કરતો. બન્જી પડેલો પ્યાલો શોધતો હતો તે ઇવાન જોય કરતો હતો.

પ્યાલો ન મળ્યો એટલે બોલ્યો: 'મ્હારું મોઢું ક્યાં છે તે તો હું જાણું છું ને!' એમ કહી આખી બાટલી મોઢે ધરી દીધી. પછી ફરી પાછો ડુસકે ડુસકે રડવા લાગ્યો. મદિરાંધ થઈ બબડવા લાગ્યો :

'હું તો હજુ પણ કહું છું કે વાંક સેનાપતિનો જ છે. મ્હેં સૈનિકોને રાતને દિવસ કરતાં જોયા હતા. હું ખરું કહું છું ઈવાન!' ઈવાન તરફ પાછો અઢેલીને ઉભો ને ડુસકાં ખાવા લાગ્યો. 'લડાઈ માણસને કેવો વિકૃત બનાવી દે છે! એને બધું જ કડક જ જોઈએ. જોમભર્યું. એને ખોરાક, મદિરા પાન, અને સ્ત્રીઓમાં મસ્ત બની રહેવું ગમે છે. આખો દિવસ એ લોકોને તોપોના ભયંકર અવાજમાં જીવવા માટે કંઈક ભૂલાવી દે એવું જોઈએ છે, દરેક ક્ષણે જીવનનો અંત જોતાં સૈનિકને આવું જ કંઈક જોઈએ છે. કયી અનિશ્ચિત પળે એ બીજી દુનિયાનો રહેવાસી બની રહેશે એ પણ કહી શકાતું નથી. એને કશાને માટે સમય રહેતો જ નથી. માટે દરેક પળે જે ભોગવી લીધું તે ખરું' બન્જીનો નશો ધીમે ધીમે ઉતરતો જતો હોય એમ લાગ્યું. 'પહેલાં પહેલાં તો એ બધું મ્હને અસહ્ય લાગ્યું. દરેક સૈનિક જે આવે તે સ્ત્રી સાથે–પછી તે વૃદ્ધા હોય કે જુવાન હોય તો પણ, જેમ ફાવે તેમ અસભ્ય વર્તન ચલાવતો. મ્હેંજ સેનાપતિને કહ્યું: 'કેમ આવું વર્તન ચાલવા દો છો? આ લોકોને આવી મઝા માણવા દો છો?'

'હા હા, એ ઉત્તેજક નશાની જરૂર છે, કારણ કે આપણે એમને આવતી કાલે જ લડવા મોકલવાના છે.' સેનાપતિએ કહ્યું. અને આ તો મ્હારો ઉપરી, મ્હારાથી શું કહેવાય? બીજા બધા તરફથી મ્હેં દ્રષ્ટિ ઉપાડી લીધી.'

ફરી પાછી બન્જીને દારૂની અસર જામવા માંડી.

'બોલ ઈવાન, તું કહેશે એણે પણ કેમ આવું કર્યું? એણે

સૈનિકોને હુકમ કરી પોતાના તંબુમાં એક સ્ત્રીને બોલાવી. એ તો રડતી હતી, ઝઘડતી હતી પણ એણે કશાની પરવા ન કરી અને એ બિચારીની આબરૂ છીનવી લીધી. હું તો આ જોઈને ગાંડો બની ગયો.

'હું પણ રસ્તા પર દોડયો. જે પહેલી સ્ત્રી મળી તેને મ્હેં પકડી ને ખીણમાં ઘસડી ગયો. તે બારેક વરસની બાલિકા હતી. કે પછી પંદર વરસની પણ હોય. પણ એની વયના પ્રમાણમાં એ ન્હાની દેખાતી હતી.' ઇવાન સામે બોલતાં બોલતાં બન્જી ધ્રૂજતો હતો અને એને કંપારી છૂટતી હતી. 'મ્હેં નાની બાલિકા પર ખૂબ જુલ્મ ગુજાર્યો. મ્હને કંઇ ખાસ એવી ઇચ્છા નહોતી પણ તું સમજ્યો ને? વાંક બધો સૈનાપતિનો હતો. એને કરતાં મ્હેં જોયો. છોકરીનો પણ વાંક હતો. એણે તો શોરબકોર કરી મૂકયો. મ્હારા પર ગાળોનો વરસાદ વરસાવ્યો: 'ચૂપ રહે નહીં તો મારી નાખીશ.' મ્હેં એને કહ્યું. મ્હેં એને ચેતવણી આપી પણ એ તો ચૂપ ના જ રહી, અને છેવટે મ્હેં એને મારી નાંખી' એ કહેતો જતો હતો અને ડૂસકે ડૂસકાં ભરીને રડતો હતો. 'પછીથી જ મ્હને વિચાર આવ્યો કે હું જપાનીઝ ભાષામાં બોલતો હતો તે એને સમજ જ નહીં પડી હોય. મ્હને પહેલાં વિચાર કેમ ના આવ્યો? આટલો મ્હારો વાંક ઇવાન!'

અને ટેબલ પર ધ્રુસકે ધ્રુસકે રડ્યો. રડતો ને આળોટતો એ પડ્યો. સંગીતના ભોભારામાં એ બોલતો તે ભાગ્યે જ સંભળાતું હતું.

ઇવાન બન્જીની વાતો સાંભળી સ્તબ્ધ થઇ બેઠો હતો.

આવી રીતે એ થોડો ચાઇનામાં વર્ત્યા હતા. એના પિતાએ એને કશું જ જણાવ્યું નહોતું. પણ તે વખત તો એના પિતાના કાગળો પણ બહુ જ થોડા આવતા અને જે કાંઇ આવતા તે [illegible]

છાપાંઓ તો રોજ કહેતાં હતાં કે શહેનશાહની સૈનિક ટુકડીઓ તો બહુ જ શિસ્તપાલન કરી રહી હતી. એણે પણ આ જૂઠાણું માન્યું. પોતે ચાઇનીઝ થઈને એને પોતાની જાત પર તિરસ્કાર આવવા માંડયો અને એ ઊઠયો.

'બન્જી, ચાલ ઘેર' ઇવાને કહ્યું. ઇવાન ખભે હાથ મૂકી ટેકો દઇ બન્જીને રસ્તા પર લાવ્યો. રીક્ષા બોલવી. બન્જી હવે તો ગાઢ નિંદ્રામાં પડી ગયો હતો. એ રીક્ષાવાળા સાથે મી. મુરાકીના ઘર તરફ ચાલ્યો. જૂનો દરવાન ઊભો હતો એને ઇવાને કહ્યું. 'કોઇ જુવે નહિ તેમ ન્હાના શેઠને એના ખંડમાં મૂકી આવ.'

પેલા બુઢ્ઢાએ હા પાડી એટલે ઇવાન પોતાને ઘેર ગયો. એના મગજમાં હવે તુમૂલ યુદ્ધ શરૂ થયું. એના દેશમાં શું થઇ રહ્યું હતું ? એને તો કશુ ભાન પણ નથી. એને તો હજુ કેટલીય વાતોની ખબર નથી. સત્ય શું હતું ? એ તો પોતાના લગ્નજીવનમાં મશગુલ હતો. તામાને પરણી શકશે એજ એની ધૂન હતી. પણ એ તો ચીની હતો.

પોતાની ડુંગરાળી પગદંડીએ ચડી એ ઘરમાં ગયો. તામા સામે જ દોડતી એને મળવા આવી. એના હાથમાં જીરો હતો. તામા સુંદર લાગતી હતી. એની દેહમાં સ્ફૂર્તિ અને સૌન્દર્યમાં તાજગી હતી.

'હું અને જીરો હમણાં જ નાહ્યાં. અમે બન્નેએ નવો કીમોનો પહેર્યો છે. જીરોનાં બધાં જ કપડાં નવાં છે. મ્હારા જૂના કીમોનાને નવી બાંય લગાડી દીધી છે, અને મ્હેં આજે સુંદર ક્રીસેન્થીમમ્ઝ ખરીદ્યાં છે. મ્હને ફૂલવાળો કહે કે 'એને તમે મોકલ્યો હતો.' મ્હેં પૂછ્યું. 'એની શી ખાત્રી ?' એ કહે, 'તમે ચીની છો !' મ્હેં કહ્યું, 'નાગાસાકીમાં તો ઘણા ચીનાઓ છે. બધાને કંઇ હું પરણી નથી.' તેણે કહ્યું કે 'તમે એને તમારી

સામે જોવા કહ્યું અને એણે તમારા કપાળની જમણી બાજુ તલ છે તે જોયો.' મ્હેં કહ્યું ' ખરી વાત.' અને પછી મેં એની પાસે ફૂલ ખરીદ્યાં.'

તામા ઉતાવળી ઉતાવળી આ બધી વાતો કરી ગઈ.

જીરોએ એનો કિલકિલાટ કર્યો. તામા અને ઇવાન હસી પડ્યાં.

' કેમ તમે થાકી ગયા છો ? '

' હા, બહુ જ થાકી ગયો છું.'

રખે તામાને બન્જીની વાત કહી દેવાય તો. એણે નક્કી કર્યું કે બન્જીએ જે કંઇ કહ્યું છે તે એ તામાને નહી કહેશે, એને માટે એ સાંભળવું યોગ્ય નહોતું. તે ઉપરાંત હજુ બધું જ એને બરાબર સ્પષ્ટ રીતે સંભળાયું નહોતું.

' પણ બેસો તો ખરા ! ' તામાએ કહ્યું. ઇવાન બેઠો અને તામાએ એનાં બૂટ મોજાં ઉતાર્યાં. પછી પોતાના હાથે એના પગ પંપાળવા લાગી. તામાના સ્પર્શમાં જ કંઇક વિરામ હતો.

' તમારો કોટ લાવો. આ રહ્યો કીમોનો, ન્હાવાનું તૈયાર છે.' તામાએ કહ્યું. ' હું જોઇશ કે આજે તમને પૂરતો આરામ મળે. જીરો પણ આજે ડાહ્યો થઇ જશે અને તમને ત્રાસ નહી આપે.'

જીરો જમીન પર બેઠો બેઠો. એની મોટી આંખોથી બધું જોયા કરતો હતો.

તામાને એ હમણાં બધું જ કરવા દેતો. થાકી ગયાને બ્હાને, પણ એનું મગજ તો બન્જીની વાતોથી જ ભર્યું હતું. નાસી ગયેલું લશ્કર, તોપના ગોળાઓ, ને અરક્ષિત સ્ત્રીઓપર બળાત્કારની વાતો તો એણે ભાગ્યે જ સાંભળી હતી. આને માટે કશી શિક્ષા કે ઠપકો જ નહિ. એકાએક ઘેર જવાની બહુ ઇચ્છા એને થઇ. હવે આ બધું જ જાતે જઇ જોઇ આવવું. હવે

એને તિરસ્કાર કરતા લોકો યાદ આવ્યા. જાપાનીઝોને વેંતિઆ-ઓ ને વાંદરાઓ કહી ગાળો દેતા પોતાના લોકો સાંભર્યા. જાપાનીઝ લોકોની ઉત્તર પ્રાંત પાસેની માગણી સાંભરી. એન લેન ફરી ફરી વાતો કરતો તે સર્વ એની આંખ આગળ ખડું થઇ રહ્યું.

'જ્યારે બળવો પૂરો થશે ત્યારે આપણે જાપાનીઝ સાથે જરૂર લડીશું' પણ બળવો તો શરૂ જ ન થયો ને બધી વાતો વાતોને ઠેકાણે રહી.

ગરમ પાણીથી નાહ્યા પછી એને તાજગી લાગવા માંડી. એને તરત જ વિચાર આવ્યો કે થોડા દિવસ એ ઘેર જઇ આવે તો ? એને ઘેર જવાની તાલાવેલી થઇ રહી હતી. એના મગજ પરથી હવે થોડો ભાર હળવો થયો લાગતો હતો. ઘેર જવાની બહુ મુશ્કેલી તો નથી જ. એણે મળવા તો જવું જ જોઇએ.

તામા વાંકુ વળી જ્યારે એને કટોરો ભરી ચ્હા આપવા ગઇ ત્યારે ઇવાને એની સામે જોયું.

'મ્હારે થોડાક દિવસ ઘેર જવું છે.' ઇવાને કહ્યું.

તામાએ હાથમાંથી કટોરો મૂકી દીધો.

'અમે પણ તમારી સાથે આવશું. જીરો અને હું. અમે તમારૂં ઘર તો જોઇએ.'

'ના, ના. હું એકલો જ જઇશ. તમારે અહીં જ રહેવું સહિસલામત છે.'

'પણ શા માટે ?' તામા વિસ્મીત બની પૂછી રહી. જીરોને ઘુંટણ પર બેસાડી એ ખવડાવતી હતી.

'શાંઘાઇમાં હમણાં લડાઇ ચાલી હતી તે તને ખબર છે ? એટલે હમણાં જાપાનીઝ પ્રજા સામે ચીની લોકોની વૃત્તિ કેવી હશે તે કહી શકાય નહિ. હું જઇને જોઉં તો ખરો, પછી વાત.'

'હા, પણ ચીની લોકોને તો જાપાનીઝ પર પ્રેમ છે. હું તમને ખાત્રીપૂર્વક કહું છું. જ્યારે પણ અમારા સૈનિકો જાય છે

ત્યારે ચીનીઓ એમને કેવો વ્હાલભર્યો આવકાર દે છે. ખરાબ વર્તણુક તો ત્યાંના ચીની અમલદારો અને સૈનીકો બતાવી રહ્યા છે. હું તો છાપામાં રોજ વાંચું છું. ઇવાન! તમારા કરતાં હું વધારે વાંચું છું.'

ઇવાનથી ના તો પડાઇ જ નહી. તામા ઘણું વાંચી લેતી ને સાંજના ઇવાન સાથે વાતો કરતી.

'જુની જાપાનીઝ સ્ત્રી જેમ મૂઢ અને અજ્ઞાન તો ન રહું ને!'

'ના ના, પણ મ્હારી સાથે તો તારાથી અવાય જ નહી' ઇવાન કદી તામાને આમ હુકમ કરતો નહી. તામાએ ઇવાન સામે જોયાંજ કર્યું. જીરોને ઇવાનના ખોળામાં મૂકી દીધો.

'જીરો, મ્હેં તને આજે જે કહ્યું છે તે તું તારા પિતાને કહે જોઉં'

જીરો જરા શરમાઇ ગયો ને બન્ને સામે જોઇ રહ્યો.

'કહે જોઉં કે મ્હારી મા કહે છે કે આવતી વસંત ઋતુમાં જો હરિઇચ્છા હશે—હું જાણું છું કે ઇશ્વર તો છેજ નહી, પણ મ્હને કોઇક વાર એમ કહેવું ગમે છે—કે વસંત ઋતુઓમાં મ્હારો નાનો ભાઇ આવવાનો છે.'

'તામા!' ઇવાન બોલ્યો.

તામાએ માથું ધુણાવ્યું.

'હા, હા પણ તમારે અમને છોડીને તો નથી જ જવાનું. કંઇક થશે તો નહીં ને? મ્હને તો હંમેશ વ્હેમ પડ્યા જ કરે છે; વ્હેમ એટલે મૂર્ખાઇ છતાં. હા, હું તો ઘણી વાર સમુદ્ર ભણી નીરખી નીરખી જોયા જ કરૂં છું. એનાં વિશાળ પાણીને આપણાં બેની વચ્ચે કદાપિ નહીં આવવા દઉં.

'એનાં વિશાળ પાણી આપણને છૂટાં પાડવા જાણે આપણી વચ્ચે ધસી આવતાં ન હોય એવો મ્હને આભાસ થયા કરે છે. જો તમે મ્હને મૂકીને ચાલ્યા જશો તો જરૂર મ્હારૂં બાળક મ્હારા

અંગમાં જ સુકાઇને મરી જશે.'

ઇવાને અનિશ્ચિત આંખોથી તામાની સામે જોયું.

'આપણે બધાં સાથે જઇ શકીએ ત્યાં સુધી તો તમે થોભી જાવ.' તામાએ કરગરતાં કહ્યું 'તમારે એકલાં તો નથીજ જવાનું. અમારા વગર તો નહી જ.'

તામા ઇવાનનો હાથ પકડી ઇવાનને ભેટી પડી અને જીરો રડવા લાગ્યો.

'છાનો રહે જીરો!' કહી તામાના ગળા પાછળ એણે હાથ વિંટયો. શા માટે એણે જવું જોઇએ? એ પણ જાણીને શું કરી શકવાનો હતો? હવે જે થયું તે થઇ ગયું. તામા પણ એને ખભે માથું નાખી રડતી હતી.

'ચાલો બન્ને જણાં ચૂપ રહો.' કહી 'કોઇ માણસને આવી કુટુમ્બવ્યથા માથે પડી હશે ખરી?' બન્નેની આસપાસ એણે હાથ મૂકયા અને બન્નેને પોતાના હાથમાં હીંચકા ખવાડવા લાગ્યો.

તામાને રીઝવતાં ઇવાને કહ્યું: 'તામા! તું છાની રહે! હું નથી જવાનો. આ બાળક બ્હી જશે. તું છાની રહે.'

એણે ધીમે ધીમે આવતાં તામાનાં ડુસકાં સાંભળ્યાં. હવે જીરો પણ ચૂપ થઇ ગયો હતો. એના હાથમાં જે હતી તે જ એની દુનીયા હતી.



બીજે દિવસે બન્જી બધું જ ભૂલી ગયો. પણ એને એક જ બીક હતી. કે એણે કંઇક વધારે પડતું બોલી નાખ્યું છે. મોઢેથી એ થાકેલો પીળો દેખાતો આવ્યો. ઇવાને એને પોતાના દરવાજા પાસેથી પસાર થતો જોયો પણ અને બોલાવ્યો નહી.

તેજ દિવસે બપોરે ઇવાન પાસે બન્જી આવ્યો અને જરા

મનાવતો હોય તેમ ઇવાન સાથે વાતો કરીઃ 'હું ગઇ કાલે બહુ જ પાગલ બની ગયો હતો. મ્હેં બહુ જ પીધો હતો.'

'હા તેં પીધો તો હતો જ!' ઇવાને કહ્યું.

'કહે, ખૂબ બચડી કાઢયું. હું શું શું બોલ્યો હતો?'

ઇવાનને થયું કે બન્જી બધું જ ભૂલી ગયો હતો અને બન્જીની આ નીડરતા જોઇ ઇવાનને નવાઇ લાગી.

'તેં કહ્યું કે તું પરણવાનો હતો' ઇવાને જણાવ્યું.

'બસ આટલું જ! હું પરણવાનો તો છું જ. જૂની હએ પરણવાનો છું જ. ઇવાન, હું ઘણી જુવાન છોકરીઓની છબીઓ જોઇશ. કોઇ લાયક કુટુંબની યોગ્ય ઉંમરની કન્યાની છબી પર આંગળી મૂકી દઇ મ્હારા પિતાને કહીશ કે મ્હારે આની સાથે પરણવું છે.'

ઇવાન અને બન્જી હસી પડ્યા.

'હું મ્હારા લગ્નના દિવસની ખબર સર્વેને આપીશ. મ્હારો છોકરો તારા છોકરાઓ કરતાં બહુ નાનો રહે એ સારૂં નહી.'

'છોકરાઓ.' ઇવાને સુધાર્યું.

'કેમ? બીજો છોકરો પણ છે?' બન્જીએ પૂછ્યું. 'ઠીક ત્યારે તામા પણ નવયુગની સ્ત્રી કરતી કરતી બે બે બાળકની માતા થઇ ખરી! પણ પુત્ર જ છે એની શી ખાત્રી?'

'તામા કંઇક એવું માની બેઠી છે ખરી' ઇવાને કહ્યું.

'તો તો તે બાળક જ એને જુઠ્ઠી પાડી શકે, પણ હું તો કોઇ નરમ છોકરીને પરણવા માગું છું.' ઇવાન જરા એક ઘડી તો બન્જી સામે જોઇ રહ્યો. ઇવાનને થયું કે બન્જી બધું જ ભૂલી ગયો છે એ બહુ જ યોગ્ય થયું છે. એની સ્મૃતિ અને શબ્દો વચ્ચે અંતર પડી ગયું છે. બન્જીને ભાન હતે તો ઇવાનથી હાંકપીછોડ કરી શકાત. નહીં. બન્જીની વાતો તો બન્જીને ઇવાન કહી શકયો જ નહી. બન્જીની વાતો એણે સાંભળી ત્યારથી

એની શાંતિ ઉડી ગઇ. ગઇ કાલ કરતાં આજે એ જુદો બની ગયો. એને અત્યાર સુધી એમ જ હતું કે છોકરા કરતાં છોકરીઓ સારી. પણ આજે તો એની ખાત્રી થઇ કે પુત્રીઓના પિતા કરતાં પુત્રનો પિતા જ સુખી હોઇ શકે. તામાએ એને તે જ સવારે કહ્યું હતું કે 'બીજો પણ ઇવાનના કુટુંબમાં પુત્ર જ આવશે અને જે દિવસે સૌ છોકરાંઓ ઘર પર કાગળની ધ્વજાઓ ચડાવશે તે દિવસે આપણે પણ બે ધ્વજ ચડાવીશું.'

'સારૂં' ઇવાને કહ્યું હતું.

પુત્રો તો પિતાને પગલે ચાલશે. પુત્રીઓ તો પાછળ રહી જશે.

બીજા પુત્રનો જન્મ, પુત્રોનો ઉત્સવદિન, અને ધરતીકંપ! એના મગજમાં પછીથી એક મોટી ગુંચ જેમ ગુંચળુ થઇ રહેતું. બન્જીના લગ્ન પછીના વર્ષમાં આ ત્રણેય બનાવો બની ગયા અને ત્રણેવ વસ્તુઓ એવી અણધારી આવી કે ઇવાનથી આ બનાવોથી જલદી ટેવાવાયું જ નહિ. બન્જીનાં લગ્ન તો બહુ જ જલદી પતી ગયાં. ચીનમાં તો આવું લગ્ન કેટલાય દિવસે પૂરૂં થાય. બન્જી તો જાણે કશું જ ન થયું હોય તેમ વર્તવા લાગ્યો. સત્સુ હજીમા જાપાનીઝ બાળાનો એક આબેહૂબ નમૂનો હતી. પરણ્યા પછી બન્જી તો એની વાત જ ન્હોતો કરતો, અને થોડા દિવસ પછી તો એવું જ લાગતું, કે જાણે આ તો મુરાકી કુટુમ્બની ભોમિયણ જ છે. બધાને એમ જ હતું કે એ ત્યાં જ છે. પહેલાં નહોતી ત્યારે એના ન હોવાનું કોઇને ભાન નહોતું. જ્યારે એ આવી છે ત્યારે બધાં જ એનું અસ્તિત્વ ભૂલી જતાં.

આના પછીને મહીને ગંજીરો જન્મ્યો. ઇવાનને ખબર પણ ન પડી એવી શાંતિથી બધું પુરૂં થઇ ગયું હતું. એને તામા અને જીરો બેઉએ સવારે જતાં સલામ કરી હતી. ચેરીની પાંદડીઓ બગીચાના પાણીમાં તરતી હતી. રસ્તાઓ પણ એકા-

એક પડેલા વરસાદથી ભીંજાઇ ગયા હતા. આકાશ પણ સ્વચ્છ નિર્મળું થઇ રહ્યું હતું. સફેદ વાદળાં પાછળ સંતાયલું ભૂરૂ સ્વચ્છ આકાશ ઇવાનનું મન પ્રફુલ્લિત બનાવી રહ્યું હતું. દરેક બગીચામાં ઝાડો અને પાંદડાંઓ લીલાં કુંજાર જેવાં લાગતાં હતાં. રસ્તે ચાલતી જનતા આ ખુશખુશાલી હવામાં સુખી અને સંતુષ્ટ દેખાતી હતી. લોકોમાં કંઇક ઉંડી મીઠાશ પ્રસરી રહી હોય તેમ તેઓ એક બીજા સાથે મળતાવડાં લાગતાં. અહીં કોઇ વૃધ્ધનું પણ દુઃખી મોઢું કે રડતું બાળક ભાગ્યે જ દેખાતું. કોણ જાણે કેમ ઇવાનને આ લોકો સુખે દુઃખે પણ પ્રિય થઇ પડતાં ગયાં.

સત્સુ પરણ્યા પછી બન્જી વધારે નજીક છતાં વધારે દૂર થયો. એણે પીવાનું તરતજ છોડી દીધું જો કે લગ્નને દિવસે તો એણે ચિકાર પીધો હતો. પણ હવે તો એ કદી પીતો કોઇના જોવામાં નહોતો આવ્યો. નાજુક વેલ જેવી સરળ સત્સુનો એ પતિ બની રહ્યો હતો. રાજકીય પરિસ્થિતિ પર પોતાનો અભિપ્રાય જોર શોરથી આપી એ વાતો કરતો હતો. ચીન જાપાનની પરદેશી નીતિની એ ખૂબ ટીકા કરતો. ચીનમાં પાછો સામ્યવાદ ઉપડયો હતો અને સામ્યવાદી પાછા સત્તા પચાવતા જતા હતા એવું હંમેશ કહેતો. ઇવાને આ વાતો ગઇ કાલે રાત્રે એ અને તામા બન્જીને ઘેર જમવા ગયાં ત્યારે સાંભળી હતી. 'મોડા વ્હેલા આપણે વચ્ચે પડી સામ્યવાદીઓને નાબૂદ કરવા પડશે.' બન્જીએ જાહેર કર્યું હતું.

બન્જીને તો કદી જવાબ આપતો જ નહી. એમાં કંઇ ફાયદો નહોતો. બન્જી જેટલું બોલતો તેટલું એ માનતો પણ નહોતો. એના પિતા જેવા શરાફોનું જ ચીન હતું અને એ લોકો જ આ સામ્યવાદીઓને ધિઃક્કારતા હતા. જાપાનીઝ છાપાઓમાં સામ્યવાદને કચડી નાખવા વિષે કેટલીયવાર આવી ગયું

હતું. અન્જી મધ્ય વયમાં પ્રવેશ કરતો હતો. તેથી જ એની પ્રીતિ–અપ્રીતિ ઘડાતી હતી. આ બધા જ વિચારો મનમાંથી દૂર કરી ધ્વિાન ઓફીસે ચાલ્યો.

નવા વર્ષની શરૂઆતમાં એણે પગાર વધવાની આશા રાખી હતી, પણ કંઇ પગાર વધ્યો નહી. મી. મુરાકીએ સૌને સંભળાવી દીધું હતું કે આ વર્ષે શહેનશાહના લશ્કરને મજબૂત બનાવવા માટે પૈસાની જરૂર છે, માટે કરો ખૂબ વધ્યા છે તેથી પગાર વધારવામાં આવશે નહી. શહેનશાહનું નામ આવે એટલે ધ્વિાન સિવાય સૌને ગળે એ વાત ઉતરી જતી. એને કંઇ આ શહેનશાહની પડી નહોતી અને ધ્વિાન આ દેશની નૃપતિપૂજામાં પડે એવો યે નહોતો.

એ તો નિશ્વાસ નાખી બેસી ગયો. બીજું બાળક અવતરશે એટલે હવે તામાએ પૈસા સંભાળીને વાપરવા પડશે. એના પિતાએ તો એને પૈસા મોકલવાનું પણ બંધ કરી દીધું હતું. હવે જ્યારે જાપાને મંચુરિયા જીતીને કબજે કર્યું છે ત્યારે વળી શહેનશાહને લશ્કર મજબૂત કરવાની શી જરૂર પડી? કદાચ લશ્કરી સરકાર હમણાં સત્તાધારી બની રહી છે, તેથી પણ હશે. એને જાપાનની રાજકીય વાતોની પરવા નહોતી. એને તો રાજકિય-જીવનમાં રસ જ નહોતો. જ્યારથી અંતરરાષ્ટ્રીય સંઘે જાપાનને ફાવે તેમ વર્તવાની છૂટ આપી દીધી હતી ત્યારથી રાજકારભારનો વિચાર કરવો એ એને જીવનનો વખત બગાડવા જેવું લાગતું.

આખી સવાર એને વગર વેચાયલી વસ્તુઓના વિભાગ પાડવામાં ગાળી. એટલામાં તો એકદમ દોડતી, બાલ પણ ઠીકઠાક કર્યા વગર, સ્વચ્છ મોજા અને સાફ કીમોનો પહેરી એની પાસે એક પરિચારિકા આવી પહોંચી. એના મુખ પર ગંભીરતા હતી.

'કેમ શું છે?' ઇવાને પૂછ્યું.

'ગંજીરોનો જન્મ થયો છે. શેઠજી.'

'શું કહે છે?' એણે પોતાની ટોપી લીધી અને કૂદ્યો.

'એવો જાડો અને તંદુરસ્ત છોકરો છે!'

આમ આવા બે પુત્રોની માતા થવું એ પણ એક નવાઈની વાત છે. પાસે સાંભળી રહેલા ગુમાસ્તાઓ મૂછમાં મલકી રહ્યા હતા.

બન્જીની રજા લેવા ઈવાન ઉપડ્યો. ઇવાને કહ્યું: 'બન્જી, મ્હારે ત્યાં બીજો પુત્ર આવ્યો છે. હું જાઉં છું'

'શું?' બન્જીએ કહ્યું. જાણે ઇવાનને ત્યાં રોજ જ છોકરો ન આવતો હોય તેમજ! ઈવાન તો માથું ધુણાવી ચાલતો થયો.

પરિચારિકા બોલ્યા કરતી હતી. તે બધું જ એ સાંભળતો હતો એટલે એ રસ્તે ઉતાવળો ચાલતો નહોતો. 'આજના વરસાદ જેવું જ અણધાર્યું આ પણ થયું. તામાબાઈની તબિયતમાં થોડો ફેર લાગ્યો ને મ્હને શરૂઆત થતી લાગી. પછી હું દાયણને બોલાવવા ગઈ. દાયણ આવીને તરત જ છૂટકો થઈ ગયો. બાળક તો બેટા જેવું જાડું ને રૂપાળું છે અને તામાબાઈ તો કહેતી હતી કે આટલી સહલાઈથી જો બાળક અવતરતું હોય તો હું કેટલાયને જન્મ આપી શકું.' પરિચારિકા પણ હસતી હસતી બોલી. એને તો પોતાની શેઠાણી માટે બહુ જ માન હતું.

તે ઘેર પહોંચ્યો.

ઘરમાં બધો જ રાહ એમનો એમ ચાલ્યો જતો હતો. તામા રસોઈ કરતી હોય તેવી જ વાસ આજે ઘરમાં આવતી હતી અને ઈવાનને તો આજે કકડીને ભૂખ લાગી હતી.

'હું આપનુ જમણ તૈયાર કરૂં છું.' નોકર ઈવાનના બૂટ કાઢવા નીચો વળ્યો.

'અર્ધોક કલાક લાગશે સાહેબ!'

પડદા પાછળ તામા ગંજીરોને લઈને સૂતી હતી. જીરો દોડા

હોડ કરતો હતો, તે આ નવું બાળક જોઈ જરા વિસ્મિત થઈ ઉભો હતો. ઈવાનથી તો મનાતું જ નહોતું કે તામાએ હમણાં એક બાળકને જન્મ આપ્યો હતો. એવી ફીક્કી પણ એ નહોતી લાગતી. પોચી પથારીમાં એ સૂતી હતી. એની આંખોમાં તોફાન હતું. ઈવાનને જાણે કંઇક જાદૂઈ ઝડપથી બધું કરી દીધું હોય તેવું લાગતું.

'તામા' એ બોલ્યો.

'આપણે બધાં જ અહીંયાં છીએ' તામા બોલી. 'કેમ હું કહેતી હતી ને કે છોકરો જ આવશે? મ્હારૂં ખરૂં પડ્યું ને.'

ઈવાનને તો શું કહેવું તેની સમજ જ ન પડી. જીરોનો જન્મ તો જાણે એક મોટો અવસર નહી હોય તેમ ગયો. પણ આ છોકરો તો જગતમાં શાંતિથી આવ્યો છે અને આ લેખે તો થોડા વખતમાં એનું ઘર ભરાઈ જવાનું.

'મ્હારે બાલકોના ઉત્સવ પહેલાં બધું જ પતાવવું હતું' તામાએ આગળ કહ્યું.

'એટલે તેં પતાવ્યું!'

તામા હસી પડી.

'જાવ જાવ, જમવા જાવ. આજનો દિવસ શુકનવંતો છે.'

'હું આજે ઘેરે જ રહું તો?' ઈવાને પૂછ્યું

'પણ ઘેર શું કરશો? હું તો હમણાં ઊંઘી જઈશ. જીરોને બાઈ બાગમાં લઈ જશે. પછી તમે શું કરશો?'

એ સ્વાદિષ્ટ રસોઈ જમ્યો અને ફરી દફતરે ચાલ્યો. તામા એક નશીબદાર સ્ત્રી હતી કે એ સદાય તંદુરસ્ત રહેતી. એને માટે કશું જ મુશ્કેલ નહોતું. આટલાં કામ સાથે ઇવાન ઘરે આવતો ત્યારે એની સાથે વાત કરવા એ નવરી ને નવરી લાગતી. કેટલાક વખતથી તો એનેયે કંઈ જાણતી તેને માટે અચંબો થતો નહી. તામાને બધું જ આવડે છે એવું તે માનતો. એને એમજ

થતું કે એનું ઘર હમેશાં સ્વચ્છ હતું. ફૂલ તાજાં જ મૂક્યાં હોય તેવાં જણાતાં. જીરો હમેશાં સ્વચ્છ દેખાતો. તામાને પરણવામાં એને કશીયે ભૂલ નહોતી લાગતી. જ્યારે પણ એને જીવન તરફ કોઈકવાર અસંતોષ આવતો ત્યારે એ દૂર કરી નાખતો. જીવતાં જીવનમાં તામા મળી રહી હતી એટલે એને સ્વપ્નાં જોવાને અવકાશ જ નહોતો.

બાળકોના ઉત્સવને દિવસે એ લોકો કશે જ ગયાં નહોતાં કારણ કે તામા હજુ સુવાવડમાંથી પૂરી ઉઠી નહોતી. તામાએ તે દિવસ ખૂબ ઉત્સાહમાં ગાળ્યો. તે દિવસે એણે બે ધજાઓ ફરકાવી હતી. એક કાળી અને બીજી સફેદ. કાળી ધજામાં સોનેરી આંખ હતી તે જીરો માટે અને સફેદ ધજામાં લાલ આંખ ચિતરી હતી તે ગંજીરો માટે. આજે તો સૌરમાસનો પાંચમો દિવસ હતો. પવન જોરથી ફૂંકાતો હતો. જીરો પવનમાં ઉડતી ધજા જોઈ આનંદથી શોર બકોર મચાવી રહ્યો હતો. તામા જીરોને ઉંચકવા ગઈ એટલે ઇવાને કહ્યું: 'તામા, રહેવા દે. એ હજુ તારે માટે ભારે છે.'

'પણ જરા તમે એને ઉંચો કરો તો ઉપરની ધજા પતાકાને એ અડકી શકે.' બંને જણાં પેલી પવનમાં ફરફર ઉડતી ધજાને ફાટી આંખે જોઈ રહ્યાં.

'પુત્રોથી ભર્યું આ ઘર!' તામાએ સગર્વ કહ્યું.

ઇવાન ચૂપ રહ્યો. એને વિચાર આવ્યો કે 'નાનપણથી જ એના પુત્રો ઉત્સવોમાં ઉછરતાં હતાં. જ્યારે એણે પોતાના બાલ્યકાળમાં આવા ઉત્સવો જોયા જ નહોતા. તામા ઉત્સવઘેલી સ્રી હતી અને દરેક ઉત્સવ સંપૂર્ણ ઉત્સાહે એ ઉજવતી. એને યાદ આવ્યું કે એને ડ્રેગન ફેસ્ટીવલ અને વસંત ઋતુમાં કેવી મજાહ પડી હતી. એના છોકરાંઓ આ ચીની તહેવારોનો આનંદ અનુભવશે કે કેમ? સ્રી જ ઘરની જીવંત જ્વલંત વ્યક્તિ છે,

જે ગૃહજીવનની વિધાતા છે.

'જીરો, યાદ રાખજે આ ધજા એટલે છોકરો. ઠંડા ર્ંતના પાણીના વ્હેણુ સામે એ તરી રહ્યો છે.'

આજ પણ એ કલ્પના કરતો ઉભો હતો. થાંભલા પરનો ાવટો ઉડી રહ્યો હતો. એકાએક સ્હવારથી મસ્તીએ ચઢેલો વન થંભી ગયો. તામા અને ઇવાને સમુદ્ર પર લાંબી નજર ાખી. સમુદ્ર એકદમ શ્યામ ઉછળતો દેખાતો હતો. પૃથ્વીના ડમાંથી કે સમુદ્ર તળમાંથી એક ચીસ સંભળાઇ.

'તામા !' ઇવાન ધ્રૂજતો બોલ્યો.

'ધરતીકંપ' તામાએ કહ્યું. એનો અવાજ એકદમ ન્હાનો ઇ ગયો અને એના મોઢાપર ફીકાશ પ્રસરી ગઇ.

આવી પૃથ્વીની કંપારી તો ઘણીવાર અનુભવી હતી કારણુ એ તો રોજનું હતું. પણ એણે મોટો ધરતીકંપ તો જોયોજ હોતો. કેટલીકવાર એ અને તામા પથારી હાલતી ને ઉપરથી ૂળ ખરતી ત્યારે પણ જાગી જતાં હતાં. લાકડામાં પડતા ચેરાડા સંભળાતા ત્યારે જાગી ઉઠતાં. તામા તરત જ કપડાં હેરી લેતી અને બધુંજ શાંત ચિત્તથી જોયા કરતી. દરેક ારમાં આમજ લોકો શાંતિથી ઉભાં રહેતાં. તે એ જાણતો તો. તદ્દન નિરાધાર છતાંય તૈયાર થઈ આમજ ત્યાંની પ્રજા ાહ જોઇ રહેતી : પણુ દરેક વખત ધરતીકંપ થતો અને શમી જતો. આજે તો પવનના સુસવાટનું સ્વરૂપજ જુદું હતું.

તામા ઘર તરફ દોડી, ત્યાં તો ગંજીરોને હાથમાં લઇ બાર હાર દોડી આવી. એના ઘર પાસેથી પહેલાં તો ધીમી ધીમી ાટતી ધરતીનો અવાજ આવ્યો પણુ પછી તો મોટા ચિરાડા ૃથ્વીમાં પડી રહ્યા હોય તેવો ભયંકર અવાજ આવવા માંડયો.

ધજાનો થાંભલો પણુ ઉપરથી હાલી રહ્યો હતો. બાઇએ ૂધો ઇવાનના હાથમાં બાળક આપી દીધો અને પાછી ઘરમાં

દોડી ગઇ. તામા અંદરથી કપડાંવાળાં ખાનાં ઉપાડી લાવી. અને બાઇ પણ બીજું બધું ઉપાડી લાવી.

'આ છોકરાઓને કહો ત્યાં મૂકું તો મ્હારો હાથ પણ જરા તમને કામ લાગે.' ઇવાને કહ્યું.

'ના ના, તમે અહીં જ રહેજો.'

આ બે સ્ત્રીઓને જોઇ એ અચંબો પામ્યો. બન્ને એટલી શાંતિથી કામ કરી રહ્યાં હતાં. કોઇક વખત આવું કામ કરી નાખ્યું હોય તેવાં જ અનુભવી અને ખાપેલાં લાગતાં હતાં. બ્હાર અંદર બ્હાર અંદર ફર્યાં જ કરતાં હતાં. બ્હાર બધું જ આવી રહ્યું ત્યાં સુધી દોડાદોડ ચાલી. બહુ લાવવાનું હતું જ નહી. કીમતીમાં કીમતી તો પેલા સ્કેલ્સ અને મી. મુરાકીની આપેલી માટીની ફૂલદાનીઓ. ઇવાનની માએ મોકલેલાં રેશમી કપડાં તો ધરતીકંપની અસરમાંથી બચી જાય એવા શહેરનાં મકાનનાં ખાનામાં મૂક્યાં હતાં.

'હવે આપણે ક્યાં જઇશું?' જ્યારે તામા બાળકને લેવા એની પાસે આવી ત્યારે ઇવાને પૂછ્યું.

'ક્યાં જઇશું? જ્યાં આખી ધરતી જ ઉછળી રહી છે ત્યાં ક્યાં સલામતી છે?' તામાએ કહ્યું.

બધાંજ સમુદ્ર તરફ મોઢું કરી ઉભાં. ઇવાને જીરોને જોરથી પકડ્યો હતો. પણ જીરો રડતો નહોતો. એ પણ સામેના ઉછળતા દરિયા સામું જોતો હતો. તામાએ જરાક બ્હીકની ચીસ પાડીને હાથ મોઢે મૂક્યો. જાણે ક્ષિતિજની રેખા તો દેખાતી જ ન હતી. પણ પાણીનો એક વિશાળ ઢગલો વળી રહ્યો હોય તેમ જ એક મોટું જળાશય ઉછળી રહેલું લાગતું હતું. આકાશ ભણી ઉછળી રહેલો આ અગાધ સમુદ્ર ઘેરો અને ઘટ્ટ લાગતો હતો.

'આપણી પાસે એ નથી આવી શકવાનો.' તામાએ કહ્યું.

'નીચેના શહેર પર જ પથરાઇ જશે.' ઇવાનનું ચિત્ત જરા ભમવા લાગ્યું. ઉંચે ઉંચે ફૂગાતો જતો હોય તેમ સમુદ્ર આકાશભણી વધતો જ જતો દેખાતો હતો. પણ ખરેખર, તો એ પૃથ્વી પર જ ખૂબ જોશમાં પાણી ઘસડતો ઘસડતો વેગથી ધસી આવતો હતો. સપાટી પરના લોકો કંઇક ટેકરીઓ પર ચડી ગયાં હતાં. દરિયાથી દૂર દૂર ટેકરીઓ ભરેલી દેખાતી હતી.

'આવો જ એનો વેગ હોય છે.' તામાએ કહ્યું.

ઇવાને તો તામાને આવી શાંત કદી જ નહોતી જોઇ. એને તો સમજ જ નહોતી પડતી કે તામા બ્હીતી હતી કે કેમ. એને પોતાને તો ભાગી જવું હતું પણ તામા એને પકડી ઉભી રહી હતી.

પછી તો મોજું એકદમ જોરથી અથડાયું. પાણી એકદમ ભયંકર ગર્જના કરતું ધરતી પર આવ્યું ને આખા ટાપુને હચમચાવી મૂકયો. સમુદ્ર કીનારે ભાંગ્યાં પાણી ફીણ ફીણ થઇ રહ્યાં. ઘરો, રસ્તાઓ, દેખાતાં બંધ થઇ ગયાં. આખો સમુદ્ર આ ટાપુ પર ફરી વળ્યો.

'મ્હારા પિતાના ઘર સુધી આ પહોંચશે!' તામાએ ધીમે અવાજે કહ્યું.

બંને જણ જોયાં જ કરતાં હતાં એટલામાં જ એક વધારે મોટું ભયત્રસ્ત મોજું આવ્યું અને આમ ફરતુ તેમ ફરતું આ મોજું ઘર, લોકો અને ઝાડોને પોતાના અતલ પાણીમાં ખેંચી રહ્યું. હવે તો આખો ટાપુ જ પાણીમાં સમવા લાગ્યો.

ઇવાને પોતાના દાંત પીસ્યા અને જીરોના ખભા પર પોતાનું માથું ઢાળી દીધું. તેજ ઘડીએ એના પગ નીચેની ભૂમિ સરવા માંડી. ટેકરીના પથરા કીચુડ કીચુડ ભાંગવા લાગ્યા અને એણે તામા તરફ પોતાનો હાથ લંબાવ્યો.

'આપણી ભેખડ નથી ખસવાની. આ તો બધા પોચા પથરાઓ છે તે ગબડે છે. આપણી ઉપરવાસ તો ભાતનાં ખેતરો છે. ભેખડ નથી.'

'હા, એ વાત સાચી છે' એ લોકોના ઘરને ઉપરવાસ સપાટ જમીન હતી તે બીજા ડુંગરની ટોચ સુધી પહોંચતી હતી. એની વચ્ચે થઇ એક ઝરણું પડેલું હતું ને તેને બેઉ કાંઠે ભાતનાં ખેતરો હતાં.

ફરી એકવાર ઇવાનને ડોલતી પૃથ્વીને લીધે તમર આવવા માંડયાં. ફરી એક મોજુ આવ્યું ને તામાએ કહ્યું: 'આ તો નાની છોળ છે' ઇવાનને છોળનો અવાજ પણ જરા નાનો લાગ્યો. ઇવાનથી તો ઉંચું જોવાયું જ નહી. જીરો ઇવાનને વળગી પડયો. જીરોનો હાથ એના પિતાને પકડી રહ્યો હતો. પણ જીરો રડતો નહોતો. નાનો છોકરો તો નિરાંતે ઊંઘતો હતો. એને તરત જ બન્નેના શબ્દો સાંભર્યાં. જપાનના લોકો કેટલા શોરબકોર નીચે પણ નિશ્ચિંત નિદ્રાવશ થઇ શકતાં. કામ કરતી માની પીઠ પર સુવા ટેવાયલાં એ લોકો અવાજ અને ડોલતી પૃથ્વી પર પણ નિરાંતે સુઇ શકતાં.

પછી તો પાછો એક જોરથી કડડડ ભુસ અવાજ આવ્યો. ઘરનાં લાકડાં જમીનદોસ્ત થઇ ગયાં. કાગળ ફાટયાનો ધીમો ફડફડાટનો અવાજ સંભળાયો. આખું ઘર એક શાંત ચિચીયારી કરતું જમીનપર ઢળી પડયું.

એ નિરાશામા પડી જાય તે પહેલાં જ તામાએ કહ્યું: 'ચાલો ઘર ખલાસ પણ આપણે જીવતાં રહ્યાં' ઘરનાં પડેલાં ખંડિયેર સામી એક છેલ્લી દ્રષ્ટિ ફેંકી તામા બેસી ગઇ. વિનાશક ધૂને મસ્ત બનેલો સમુદ્ર સ્થિર થતો ગયો. પવનની મસ્તી શમી ગઇ. ઇવાનના પગ ધ્રૂજતા હતા.

'અમે તો આના કરતાં ઘણાય ખરાબ ધરતીકંપ જોયા

છે' તામાએ કહ્યું. મોઢું લૂછી કપડું ઉંચું કરી એ પોતાના બાળકને ખવરાવવા લાગી. ઇવાન પણ તામાની પાસે બેઠો અને જીરો બાઇને આપી દીધો હવે એને આખે શરીરે પરસેવો વળવા લાગ્યો. એનાં કપડાં પણ ભીંજાઈ રહ્યાં હતાં.

'મ્હેં તો આનાથી ખરાબ કશું જ જોયું નથી.' ઇવાને કહ્યું.

'હાશ, હાશ આ તો છમકલું છે, આનાથી તો કંઇક દારૂણ દ્રશ્યો મ્હેં દીઠાં છે.' તામા ફરી બોલી.

તામા તો એવી શાંત બેઠી હતી. જાણે કે આ પડેલું ઘર જોઇ એના હૃદયમાં કંઇ ચિરાડો પડતો જ નહોય !

'હવે આપણે શું કરશું?' ઇવાને ઘડી રહી પૂછ્યું.

'થોડી વાર આરામ લઇએ પછી જોઇએ કે પિતાજીના ઘરની શું સ્થિતિ છે.' તામાએ કહ્યું:

એટલામાં જ એક ભૂરૂં પાટલુંન ને ટુંકુ ખમીસ પહેરી એક રીક્ષાવાળો આવી પહોંચ્યો.

'મ્હને આપના પિતાએ આપની ખબર કાઢવા મોકલ્યો છે.' રીક્ષાવાળાએ કહ્યું:

'મ્હારાં મા બાપ સારાં છે ને?'

'હા. બધાં જ સહિસલામત છે. ઘરનો દરવાજો અને રસોડું થોડું પડયું છે. બગિચાની હજુ અમને ખબર નથી. ફક્ત નાની શેઠાણીની જાંઘમાં લાકડું વાગ્યું હતું પણ હવે દુઃખાવો ઓછો છે. પેલુ ચ્હાઘર અખંડ છે.'

'આપણે કેવાં નશીબદાર છીએ!' તામાએ કહ્યું.

બન્ને જણ ઉઠયાં. ઇવાનથી ઘર જોયા વિના ન રહેવાયું. તામા પણ પહેલાં આજ ઘર કેવું હતું તેનો વિચાર કરતી નજર નાખતી હતી.

'આપણે પાછું તરત જ આ ઘર બાંધી નાખશું' તામાએ કહ્યું.

'ના, હવે અહીયાં નહી' ઇવાને કહ્યું. એને તો ભાનજ નહોતું કે આવાં ઘરો તો તરત જ ફરી બંધાઇ જાય.

'હા અહીં જ. દરીઓ આપણી પાસે આવત પણ આવી શકયો જ નહી. આજ સ્થળ ફરી બાંધવા માટે સારૂં છે.'

પણ ઇવાનની શકિત ડગી ગઇ હતી. તે જીરોને ઉંચકી તામાની પાછળ પાછળ ચાલ્યો. રીક્ષાવાળો પગથી બતલાવતો હતો. કારણ કે. રસ્તો તો કયાંએ જતો રહ્યો હતો. તેમની પાછળ પરિચારિકા કંઇ પણ બોલ્યા વગર ચાલ્યા કરતી હતી. જે પણ વસ્તુ એને કીંમતી લાગી હતી. તે બધી જ એણે ઉંચકી લીધી હતી.

તે દિવસ તે કદી પણ ભૂલ્યો નહીં. તે દિવસની મુરાકી કુટુમ્બની સગવડ અને સાહેબી, માથે છાપરાની હુંફ, તૈયાર ગરમ ગરમ ખાવાનું અને સદાય વરસતી માયા અને શાન્તિ. તેને અજાયબી પમાડવા એ ઓછું નહોતું.

પણ એક વખતના રમ્ય બગીચાને ખેદાન મેદાન થઇ જતાં જોતાં મી. મુરાકીનું ગૂઢ મૌન એને ન ભુલાય એવું લાગ્યું. બગીચો પાયમાલ થઇ ગયો હતો. તૂટેલી ભીંતો પરથી કંઇક જલધારાઓ સરી પડી લીલવાળા ઢોળાવ પરથી સરી જતી હતી. અમૂલ્ય છોડવાઓ પાણીના વેગમાં ઘસડાઇ રહ્યા હતા. છતાંય મી. મુરાકીના ચિત્તની સ્વસ્થતા વિસ્મય પમાડે એવી હતી. બન્જીની સ્રીની બંધ ભાગી ગઇ હતી. અને એ ઉપરાંત સૌની નિશઃબ્દ વેદના એનાં અંતરને કંઇક શીખવી રહી હતી. સત્સુ પણ પોતાનું દુઃખ મુંગુ મુંગુ સહન કરતી પડી રહી હતી. આજે એજ સત્સુના સરલ મુખમાં એની સુંદર આંખો શોભી રહી હતી. ઘસડાઇ ગયેલા ઘરબારવાળા લોકોની મૂક

અંતરવેદના, સમુદ્રે સૂતેલા પાછળ રહેલાંની સ્વાભાવિકતા, શાંત નિરાધારતા એ સૌ જોનારને દીંગ બનાવી મૂકતાં. આવી ભયંકર આફતમાં પણ સર્વેએ જાળવેલી સ્વસ્થતા અને મૌન તે કદાપિ ભૂલી શકયો નહી.

બીજે દિવસે સૌ કામે લાગી ગયાં હતાં. ઘર બંધાવા માંડયાં. ખંડિયેરો સાફ થવા લાગ્યાં. ભાંગેલી સમુદ્ર ભીંતો સમરાવા લાગી. પહેલાં જેમ ફરી એ કામે વળગ્યાં. 'ફરીથી આપણે આ ઘર બાંધવું પડશે.' તામાએ કહ્યુઃ 'ચાલો ત્યારે, આપણે પણ ઘર નવું બાંધવાનું જ છે ત્યારે તે મોટું બંધાવશું.'

ઇવાનને તો પૂછતાં પણ શરમ આવતી હતી. 'પણ આવું જ ફરી પાછું થશે તો?'

'જે થવાનું હશે તે થશે. થશે ત્યારે ફરી બાંધશું' તામાએ કહ્યું.

ઇવાનની તો ફરિયાદ કરવાની હિંમત જ નહોતી. આખા શહેરમાં વિનાશ પ્રસરી રહ્યો હતો. કેટલાંય માણસો દરિયામાં ઘસડાઈ ગયાં હતાં તેનું શું? ફરી ફરી એને કિનારેની ઘસડાઇ ગયેલી પ્રજા તરફ સહાનુભૂતિ થવા માંડી.

એણે એક માછીને પૂછ્યુંઃ 'ફરી પાછું તું તારૂં ઘર ત્યાં જ બાંધીશ?'

'હા ત્યારે કયાં બાંધીશું? મ્હારા બાપદાદાનું ઘર પણ અહીં જ હતું ને?' માછીએ પોતાની કાળી આંખો ઇવાન તરફ ધરતાં કહ્યું.

'ફરી પાછું આવું થશે તો–' ઇવાને પૂછ્યું.

'ફરી પાછું કોઇ દિવસ થવાનું તો છે. હું જાણું છું પણ ચિંતા કરવાથી શું ફાયદો?'

આ માણસના શબ્દોથી આ પ્રજાની શકિત માપી હોય તેમ ઇવાનને હવે અહીંના લોકોનો ખ્યાલ આવ્યો. તામાને એ

કદી સમજતે નહી, એવું આજે તામાના અંતરનું એને માપ મળ્યું. આ સ્ત્રીની બધીજ રીતો અને આનંદ પાછળ કંઈક અણધાર્યો પ્રસંગ કે અણધારી ઘડી આવે તો તેને શાંતિથી સ્વિકારવાની મક્કમતા હતી; પછી એનું ધાર્યું થાય કે ન થાય. બાળકની જેમ આનંદમસ્ત થઈ જીવનનો આનંદ અનુભવી શકવાની સાથે સાથે આ પ્રજામાં ગંભીરમાં ગંભીર પ્રસંગ, મૃત્યુસમા પ્રસંગને પણ અકથ્ય શાંતિ અને નિશ્ચિંતતાથી સહન કરી શકવાની તાકાત એને મુગ્ધ કરી રહી હતી.

વર્ષો પછી જ્યારે ચીનમાં લોકો કહેતાં કે 'હમણાં લડાઈ પુરી થશે.' ત્યારે એ ડોકું ધુણાવતો 'એટલી જલ્દી પુરી નહીં થાય. કદાપિ પુરી નહી થાય' તે જાણતો હતો કે આ ટાપુની પ્રજાને તો માણસ કરતાં પણ ભયંકર દુશ્મન સાથે લડવાની કેળવણી મળી ચુકી હતી. ધરતીકંપ, વંટોળીયા ને આગ સામે ટક્કર ઝીલતી પ્રજાને કુદરતના આ કોપેજ સાચા સૈનિક બનાવ્યા હતા, યુદ્ધશુરા બનાવ્યા હતા. ઇવાનને પણ થયું કે આટલું થયું તો યે એનાં બાળકો પણ રડ્યાં જ નહી.



છાપાઓમાં ચોખવટ થઈ રહી હતી કે આ કંઈ લડાઈ નહોતી. એને ને લડાઈને કંઈપણ લેવા દેવા જ નહોતી. આ તો ફક્ત એક અકસ્માતે આવી ઉભેલો પ્રસંગ જ હતો; એક છમકલું હતું.

આ વર્ષે એણે પોતાના અભ્યાસ કે વાંચવા કરવા માટે એક નવો ખંડ બંધાવ્યો. મજબુત લાકડાનો જ બંધાવ્યો કે ફરી હાલી ન પડે. ગયા વર્ષથી જ તામા ને છોકરાઓ બહુ જ અવાજ કરતાં હતાં તેથી આવા એક અલાયદા ખંડ માટે તામા જ જીવ ખાતી હતી. ઇવાન માટે એવું સ્થાન જોઈએ

તો ખરૂં જ. એકવાર તો તામા ન્હાવા ગઇ અને બાઇ રસોઇમાં પડી એટલે છોકરાંઓએ એના ટેબલ પર જ બધે ગુંદર લગાડી દીધો. તે દિવસથી એને તામાના કહેવા પર વિશ્વાસ બેઠો, અને આવો સ્વતંત્ર ખંડ પોતાના માટે હોય તો સારૂં એમ લાગ્યું. એ હિસાબે આ ખંડ બંધાયો.

છાપાઓમાં પણ ઉત્તર ચીનમાં સૈનિકોની નાની તકરાર ને અંગે છમકલું થયું હતું, એવું આવતું હતું. એ લોકો જાણી-જોઇને આ વાતને મોટું સ્વરૂપ આપવા માગતાં જ નહોતાં.

'ત્રણ મહિના પણ આ લડાઇ ચાલવાની નથી.' એવું બન્જીએ એકવાર કહ્યું હતું.

બન્જીના આ શબ્દોને લીધે જ ઇવાન વિચારમાં પડી ગયો. બ્હાર કહેતાં હતાં તેના કરતાં વાતાવરણ વધારે ગંભીર છે. એમ ન હોય તો પછી ત્રણ મહિના શા માટે? ઇવાનને આ વિચિત્ર લાગ્યું પણ આનો કંઇ જ અર્થ નહોતો. એણે પોતાના પિતાને કાગળો લખી ફરી ફરી પૂછાવ્યું પણ એમનો તો કંઇ જવાબ જ નહોતો.

એક દિવસ એના દફતરમાં એક ગુમાસ્તાએ રાજીનામું આપ્યું. એને લશ્કર તરફથી કહેણ આવ્યું હતું. એની માનો એ એક જ આધાર હતો. એનો મોટો ભાઇ હમણાં જ મરી ગયો હતો.

ઇવાને પૂછ્યું: 'તમારી મા હવે શું કરશે?'

'મી. મુરાકી એટલા દયાળુ છે કે તેઓ કુટુમ્બ છોડી ગયેલા ગુમાસ્તાઓના કુટુમ્બીને દર અઠવાડિયે કંઇક આપે છે' તાનાકાએ કહ્યું.

બે સ્ત્રીઓ આ ગુમાસ્તાની જગ્યાએ આવી અને એમની ને ઇવાનની વચ્ચે પડદો નાખી દેવામાં આવ્યો. જેથી એને એક આખો ખંડ મળી જાય. હવે એને ખૂબ વખત મળતો

કારણ કે ધંધાપાણી ઠંડાં પડતાં જતા હતા. હવે વહાણો પણ પરદેશથી ઓછાં આવતાં હતાં. ઇવાનને જરા આશ્ચર્ય થયું ખરૂં. બે થોડા સૈનિકોનો જ સવાલ હોય તો ચીનના લોકો શા માટે જાપાન માલ મોકલતા અટકી ગયા? એક મહિનો વહાણો ચીનથી એટલાં ને એટલાં જ આવ્યાં અને પછી એકાએક બંધ જ પડી ગયાં.

વહાણો બંદર પર આવતાં અને જતાં. હવે મુરાકી કુટુમ્બનો ધંધો ઠંડો પડતો ગયો પણ ભેગું કરેલું એટલું બધું હતું કે તે યુરોપ ને અમેરીકા રવાના થયા જ કરતું. ઇવાન હવે આ કામમાં રોકાયો. જુની વસ્તુઓ બાંધવી, મોકલવી, પડદાઓ, માટીનાં વાસણો, સ્ક્રોલ્સ વગેરે વગેરેની ગણત્રી કરવી અને મેળવણી કરવી એ ઇવાનનુ કામ થઇ પડયું. સસ્તા મોંઘાની કિંમતના ગોટાળામાં પણ પૈસો આવ્યે જતો.

તે પછી એક દિવસે એના બાપ તરફથી તાર આવ્યો. એને બહુ જ વિચિત્ર લાગ્યું કે એ બન્જીએ લીધો તે પછી ઇવાનને મળ્યો. બન્જીએ એને એક સવારે બોલાવ્યો. ઇવાન ગયો ત્યારે તાર ફોડેલો જોયો. આ તાર એના બાપ તરફથી આવ્યો હતો. 'યોકોહામા. એસ. એસ. બાલ્મોરાલમાં ઇકો ૧૭ મીએ આવે છે. એને ગોદી પર મળજો.' ૧૭ મી ને એ દિવસનીજ વાર હતી.

બન્જીએ પૂછ્યું 'તમારો ભાઇ અહીં આવનાર છે?'

'તમને કેમ ખબર પડી?' ઇવાને પૂછ્યું.

'મ્હારા પિતા, આપના પિતાને એક ભેટ મોકલવા માગે છે, આશા છે કે આપના ભાઇ તે મહેરબાની કરી લઇ જશે' બન્જીએ કહ્યું.

'પણ મી. મુરાકીને કેમ ખબર પડી?' ઇવાને પૂછ્યું.

'એમને જ તાર મળ્યો.' બન્જીએ શાંતિથી કહ્યું 'ઘરને સરનામે તાર હતો એટલે એમણે વાંચીને મોકલ્યો.'

'કેમ એમ ?' ઇવાને પૂછ્યું.

'ભણવા માટે કે કંઇ કામનો છે કે કેમ ?' બન્જીએ જરા વિસ્મય પામતાં જવાબ આપ્યો.

ઇવાન જરાક કંઇ સંભળાવવા જતો હતો 'પણ મ્હારો તાર હતો ને ?' એ એમ કહે તો મી. મુરાકીને ખોટું લાગે તેથી એમ કહેવાને બદલે એણે ફેરવી નાખ્યું : 'મી. મુરાકીનો મ્હારાવતી ઉપકાર માનજો.'

બન્જી એને કંઇક અજાયબીથી નીરખી રહ્યો હતો. 'હુ માનું છું કે તમારે જવાની જરૂર પડશે.'

'હા નક્કી જ' ઇવાને કહ્યું.

એ વિચાર જ કરતો હતો કે પોતાના ભાઇને બતાવવા તે તામાને અને પોતાનાં બે બાળકોને સાથે લઇ જશે. બન્જીની ઓફીસમાંથી નીકળ્યો અને એણે ઇકોને એકલા મળવાનું નક્કી કર્યું.



હંસની ગતિથી બંદર પર સરતી નૌકા પર લાંબી નજર નાખતો ઇવાન ઉભો રહ્યો.

વચ્ચેના રસ્તાપર ઇવાન દોડ્યો નહીં. એને જરા ઇકોની શરમ આવી. એ લોકો કદી બહુ એક બીજા સાથે ભળેલ નહોતા. ઇકો એનાથી ઘણો મોટો હતો અને ઇવાનને યાદ હતુ કે પિયોનીને ઇકોની કેટલીક ટેવો પર ધિઃક્કાર છૂટતો હતો. આ તિરસ્કારને લીધે ઇવાનને લાગ્યાજ કરતું હતું કે ઇકોમાં કંઇક દુષ્ટ કલા હતી. કે જેથી એનો પ્રેમ ઇકો પર કદી જાગ્યો નહોતો અને પછી એ જર્મની ગયો હતો. કોણ જાણે એને જર્મનોએ શુંયે કર્યું હશે ! છતાંય ભાઇને મળવાની ઉત્કંઠા એનામ જાગી ખરી. એને ઘર સાંભર્યું. જ્યારે વહાણ કીનારે આવ્યુ

ત્યારે કંઈક માણસોને પસાર થતાં એણે દીઠાં.

પછીથી ઇકોને પગથી પરથી ઉતરતો જોયો. આવા સુઘડ ઘડાયેલા શરીરવાળો ઇકો હશે એ માનવું મુશ્કેલ હતું. ઇકો ગયો ત્યારે તો કેવો પાતળો, ખંચકાતો દેખાતો. ન મળતી વસ્તુ માટે જરાકમાં રડી પડતો. તે આજ ઇકો હોઇ શકે? પણ જર્મનીએ તો ઇકોને શું બનાવી દીધો હતો! ઇવાનને જોઇ ઇકોએ બૂમ પાડી અને ઇવાને એક સીધો, તટસ્થ, જાપાનીઝોમાં ઉંચો દેખાતો, કંઇક ટાઢ તડકે ઘડાયેલો, કઠણ કાયાનો, જરા ઘમંડભરી આંખોવાળો, પરદેશી વ્યક્તિત્વવાળો ઇકો જોયો. એની પાછળ એક સ્ત્રી લીલા, રેશમી કપડામાં સજ્જ થએલી હતી. એના હાથ બાંય વગરના ખુલ્લા હતા. પણ ઇવાને એની તરફ જોયું નહી. બીજાં બધાં માણસો પાટીયા પરથી ઉતરતાં હતાં.

એ ઇકો પાસે શરમાતો શરમાતો ગયો અને એણે પોતાનો હાથ ધર્યો.

'ઇકો' ઇવાને કહ્યું.

'કેમ ઇવાન?' પછી પેલી ગોરી સ્ત્રી તરફ અંગુલિનિર્દેષ કરી કહ્યું: 'ફ્રેડા! આ મ્હારો ભાઇ.'

ઇવાને આ સાંભળ્યું. એના પિતાએ રાખેલા શિક્ષક પાસેથી ઇકો જર્મન ભાષા શીખ્યો હતો. પણ આ સ્ત્રી કોણ હતી? તે હજુ પણ એ ન સમજ્યો. એને જોઇને જ ઇવાનને ઘૃણા ઉત્પન્ન થઇ. એ નાની હતી પણ ઠીકઠીક જાડી હતી અને એના ગાલ પણ અતિશય રાતા રાતા દેખાતા હતા. એની આંખો ભૂરી હતી અને આંખોમાં જરા પણ કુમાશ નહોતી. લીલી ટોપી નીચેના બાલ-પણ પીળા હતા અને પીળા રંગનાં હાથ મોજાં પહેર્યાં હતાં.

ઇકોએ ઇવાનને પેલી જર્મન સાથે ઓળખાણ કરાવી.

પીછાનની ખુશી બતાવતી આ સ્ત્રીના રંગેલા ઓઠ જોઇ

ઇવાનને ઘૃણા ઉપજી.

'આ મ્હારી સ્ત્રી છે. એનું નામ ફ્રેડા વોન રેશોન. એના પિતા લશ્કરમાં ઉંચી પદવી ધરાવે છે.'

ઇવાનમાં એને ગમે તે કહેવાની હિંમત ન હતી. એ લોકો પરણે તેમાં ઇવાનને શું ? ઇવાને નમન કર્યું પણ એના અંતરમાં કેટલાય વિચારો ઉપસ્થિત થયા. એના પિતા જાણતા હતા કે ઇકો પરણ્યો હતો ? એની મા શું કહેશે ! શા માટે ઇકોએ લગ્ન કર્યું ? અને પછી એને તામા યાદ આવી. આટલા વર્ષો થયાં એણે તામાને પણ પોતાનું ઘર નહોતું બતાવ્યું. જો એ કંઇ પણ ઇકોની સ્ત્રી સામે બોલે તો જરૂર એને ઇકો તો કહેતજ કે કંઇ નહી તો એ જાપાનીઝ સ્ત્રી તો નથીજ ને ? એનો અંતરધ્વનિ એને કહેતો હતો કે તામા પાસે આ સ્ત્રી તો સરખામણીમાં પણ ઉભી રહી શકે એવી ન હતી.

'અમે તો હમણાં જ પરણ્યાં છીએ. જીવન તો ખૂબ સુખી લાગે છે.' તે સ્ત્રી બોલી.

આ સ્ત્રીની નાનમ લાગે માટે એણે ઇકોની સામે આંખ જ ન મેળવી.

તેઓને શું કરવું તેની સમજ પણ ન પડી. બધાં ગોદી પર જ ઉભાં રહ્યાં. લોકો આમ તેમ ફર્યા કરતા હતા. ઇવાનને તો પેલી જર્મન સ્ત્રીનો સ્પર્શ પણ ગમતો નહીં. એ જરાક કંઇ અડકતી તો તે લુછી નાખતો.

'ઇકો, મ્હેં તો તને ભાગ્યે જ ઓળખ્યો.' ઇવાનને ચાઇનીઝ બોલવું જરા વિચિત્ર લાગ્યું. એની વાણીમાં કૃત્રિમતા દેખાવા માંડી. કેટલાં વર્ષોથી એ ચાઇનીઝ ભાષામાં બોલ્યો જ ન હતો. અને હવે આ પરદેશી સ્ત્રી ન સમજે માટે એ જાણી જોઇને એ ભાષામાં બોલવા માંડયો.

ઇકો જરા ખુશ ખુશ થતો દેખાયો. 'હા. હું બદલાઇ

ગયો છું, હું સુધર્યો દેખાતો નથી ?' ઈકાએ પૂછ્યું.

'તું બહુ મોટો લાગે છે' ઈવાને કહ્યું.

'હા હવે હું મોટો પણ થયોને ?' ઈકાએ હસતાં હસતાં કહ્યું 'હું ખરેખર પિતાજીને આભારી છું. પહેલે વર્ષે તો મ્હને જર્મની તરફ બહુ જ તિરસ્કાર આવ્યો. પણ બીજા વર્ષથી તો મ્હને બહુ જ ગમ્યું. ઈવાન, આપણે ક્યાં વાતો કરીશું ? મ્હારે તો ખૂબ વાતો કરવાની છે. વહાણ પણ પાછું બહુ રોકવાનું નથી. ચારને બદલે એક જ કલાક રોકાવાનું છે.'

'પણ થોડા દિવસ રોકાઈને જાવ. બીજા વહાણે જજો.' ઈવાનને ઈકા હા પાડે તો પેલી સ્ત્રી માથે પડવાની બીક લાગી.

'ના વખત જ નથી. મ્હને જલદી ઘેર જવાનો હુકમ આવ્યો છે.'

'ચાલો તો સામા વિશ્રાંતિગૃહમાં આપણે બેસીએ' ઈવાને જરા સંકોચાઈ કહ્યું. 'ગોદી બહાર એક નાનું વિશ્રાંતિગૃહ છે તેમાં જઈશું. ત્યાં ટેબલ ખુરશી છે.'

'હા ચાલ ફ્રેડા.' ઈકાએ જર્મન ભાષામાં કહ્યું. ત્યાં ખાણું લાવવા ઈવાને હુકમ કર્યો. ફ્રેડા પણ આવી પહોંચી. એ ચીના સાથે આ પરદેશી સ્ત્રીને લોકો જોઈ રહ્યા હતા. પણ ઈકાને તો તેની પરવા જ નહોતી. ઈકાએ કહ્યું 'બીર લાવો' અને પછી ઈવાન તરફ વળ્યો.

'ઈવાન, તારાથી અહીં રહેવાય જ નહી. તું તરત જ ઘેર આવ.' ઈકાએ પોતાની સ્ત્રીની પણ અવગણના કરી. એ તો આવી અવગણનાથી ટેવાઈ ગઈ હતી. કઠોર નેત્રે એ એકલી એકલી બધું જોઈ રહી હતી.

'પણ પણ...' ઈવાન જરા તોતડાયો. ઈકાનું મોઢું તે ક્ષણે ડારતું દેખાતું હતું.

'હા, પણ એ અશક્ય વાત છે. મ્હારા કુટુમ્બનું શું ?'

'પણ શું તું કંઇ જાણતો નથી ?' ઇકોએ પૂછ્યું.

'શું ?' ઇવાને પૂછ્યું. એને પહેલાનો વ્હેમ હતો જ તેથી એનું મોઢું સુકાઇ ગયું.

'પણ તેં સાંભળ્યું નથી ?' ઇકોએ પૂછ્યું. 'હવે જાપાનીઓ પેકીંગ લઇ લેશે.' ઇકો ધીમેથી બોલ્યો.

'પેકીંગ ?' સમજ ન પડી હોય એમ ઇવાન બોલ્યો.

'તને કહેવામાં પણ નથી આવ્યું ?' ઇકોએ પૂછ્યું. એ લોકોની આસપાસ જાપાનીઝ લોકો ચ્હા દારૂ પીતાં હતાં. માથે ભૂરૂં સ્વચ્છ આકાશ ચંદરવો ધરતું હતું. ભભકતા રંગોના કીમોનોમાં જાપાનીઝ સ્ત્રીઓ સજ્જ થઇ બેઠી હતી. વહાણમાંના એક અમલદાર સાથે કેટલાક અમેરીકનો પણ ચ્હા પી રહ્યા હતા. એમની પાસે એક જાડી જર્મન સ્ત્રી બેઠી હતી. બીર પી કેક ખાવામાં એ પડી હતી.

'પણ આ તો લશ્કરની ટૂકડી આમથી તેમ ખસેડાતી હતી. અહીં તો એવું કહેવાય છે' ઇવાને કહ્યું. એણે હમણાંનાં છાપાંઓ પણ વાંચ્યાં જ નહોતાં. એ છાપાથી વ્હીતો. તામાએ પણ આની વાત એને કરી નહોતી. એમાંથી કોઇ પણ આની વાત જ નહોતું કરતું. પણ ઇકોને આ બધી વાત કહેવાય જ કેમ ?

ઇકો ઉતાવળ કરતો હતો. 'પિતાજીને બધી જ વાતોની આગાહી મળી ચૂકી હતી. તેથી જ એમણે મ્હને તાર કર્યો હતો. સેનાપતિ ચ્યાંગની ઇચ્છા છે કે મ્હારે ઘેર જવું. એક પ્રચંડ સૈના ઉભી કરવી છે અને અંત સુધી આપણે લડી લેવું એવો આગ્રહ છે. આખરે આવો નિશ્ચય કર્યો ખરો.'

ઇવાન ઇકો જે ધીમેથી ચાઇનીઝ ભાષામાં બોલી રહ્યો હતો તે ભાગ્યે જ સમજી શકયો.

'પણ અહીં તો કોઇને ભાન પણ નથી' ઇવાને કહ્યું. એનો

જીવ ઉડી ગયો હોય એવું એને લાગતું. અહીંનાં છાપાંઓમાં આને વિષે કંઇ ઉલ્લેખ જ કરવામાં નથી આવતો. બધું જ જેમ થતું હતું તેમ જ થયાં કરે છે. વળી કોઇકવાર કેટલાય લોકો કંઇક મુશ્કેલીની વાતો કરે છે.'

'આ લોકો' ઇકોએ આગળ ચલાવ્યું. એના શબ્દોમાં તિરસ્કાર વરસતો હતો 'જાપાનનાં સૂત્રધારો મૌન ધારી બેઠા છે. પ્રજાને કંઇ કહેતાં જ નથી. હું તને કહું છું કે એક પ્રચંડ સેના ઉભી થઇ રહી છે. ઇતિહાસે નહી જોયું હોય એવું દારૂણ યુધ્ધ થવાની તૈયારી થઇ રહી છે. ઇવાન, તું ચાલ મ્હારી સાથે.'

'પણ મ્હારા કુટુમ્બનું શું ?'

'પણ તારે હવે કુટુમ્બ કેવું ને વાત કેવી ? હવે તારે કોઇ પણ જાપાનીઝની પ્રીત કેવી ? કોઇ પણ જાપાનીઝ તરફ હવે તારી ફરજ પણ રહી નથી. ફકત હવે તો દરેક જાપાનીઝને તારે ધિ:ક્કારવાનો' ઇકોએ દાંત પીસી પીસી કહ્યું. એના દાંત જાળમાં પકડાયલાં શિયાળાની જેમજ કચકચતા, ચકચકિત દેખાતા. આ ઘડીએ જ્યારે બન્ને ભાઇઓ એક બીજા સામે જોઇ રહ્યા હતા ત્યારે પણ એને સાંભર્યું કે નાનપણથી ઇકોનું બોલવાનું જરા નાટકી જ હતું.

ઇવાનના મનમાં તો કંઇક વેદના સંચરવા લાગી. ઇવાન મનમાં બબડયો: તામા ! તામા જાપાનીઝ છોકરી હતી. એની પ્રીત એના પરજ ઢળી રહી હતી. સદાય, પ્રેમાળ, ડાહી અને એની જ બની રહેલી આ સ્ત્રી એનું સર્વસ્વ હતી. ઇકો આવી અસંસ્કારી સ્ત્રી ઉપાડી લાવ્યો હતો. તેના કરતાં તો તામા એક સંસ્કારમૂર્તિ હતી. તામાને એ છોડી શકશે જ નહી. શું કરવું તેનો વિચાર કરવો પડશે.

'હું સમજી શકતો જ નથી' ઇવાને કહ્યું 'કે હવે લડાઇ શા માટે જોઇએ. આપણે કંઇ દુશ્મનો તો નથી જ'

'આપણે કટ્ટા દુશ્મનો છીએ' ઇકોએ કહ્યું 'તું ક્યાં હતો? હજુ સુધી તારી આંખો ય નથી ઉઘડી લાગતી. લડાઇની તૈયારીઓ મહિનાઓથી, વર્ષોથી થયા કરે છે. તને લુટો ચાઇ-ઓની લુટફાટની ખબર છે કે નહી?'

'હા. પણ ખબરપત્રીઓ લખે છે કે બધું જ સમાધાન થઇ ગયું છે ને શાંતિ સ્થપાઇ ગઇ છે.' ઇવાને કહ્યું.

'સમાધાન સમાધાનમાં તો પેકીંગ ગુમાવી બેસશું. આવી શરતોથી જ સમાધાન થશે.' ઇકો જરા આવેશમાં બોલ્યો.

'એ લોકોએ આવી રીતે કદી કહ્યું જ નથી' ઇવાને કહ્યું.

'પણ તારા લગ્નને લીધે તું જાપાનીઝ બની ગયો લાગે છે?' ઇકોએ કહ્યું.

'ના ના' ઇવાને કહ્યું: 'એવું નથી. પણ આ બધું એવું ઘડીના પલકારામાં બની રહ્યું છે અને ઘેરથી મ્હને એક કાગળ સરખોય નથી.' એને ઇવાનને મેણું મારવાનું મન થયું કે 'તું તારા લગ્નથી એક જર્મન નથી બની ગયો ને? પણ એનાથી કેમ બોલાય! જાપાનીઝ સ્ત્રી કરતાં તો જર્મન સ્ત્રી કોઈ પણ દિવસે સારી. એને ઇકો તરત જ પાછું સંભળાવી દેત કે 'હું એક જાપાનીઝ સ્ત્રીને તો નથી જ પરણ્યો ને?'

'તને શું ખબર પડે! કદાચ વાંચ્યા વિનાના પત્રો તને તો મળતા શેના હશે. મ્હારી ખાત્રી છે કે પિતાજીએ તને ઘણા પત્રો લખ્યા હશે. તને એ મળ્યા જ નહીં હોય. એમણે મ્હને તાર કરી લખ્યું હતું કે ઇવાનના જવાબો કેમ આવા જ આવે છે. એને શું થયું છે તેની ખબર રસ્તે મળી કાઢતો આવજે.'

'મી. મુરાકીએ મ્હને કહ્યું હતું કે મ્હારા પિતા કંઇક બેન્કને કામે સુશાન તરફ જવાના છે તેથી મ્હને થયું કે હમણાં એમને વખત જ નહી મળતો હોય.'

'એક પણ જાપાનીઝ વિશ્વાસપાત્ર નથી.' ઇકોએ કહ્યું. એ

લોકોની વાતમાં ને વાતમાં વખતની ખબર જ ન પડી. બંને જણા ઘડીક ચુપ થતા કે વચમાં પેલી જર્મન સ્રી કંઇક બોલતી. એને તો આ કૌતુકભર્યા વેંતિયાઓની જ વાતો કરવી ગમતી. એકવાર એ બોલી ઉઠી 'આ કેવાં નાના માણુસો છે! આ જાપાનીઝ!'

ઇકોજ એને આનો જવાબ આપતો. ઇવાનને એની સાથે વાતો કરવી પણ નહોતી ગમતી. ઇકોએ જે કંઇ વાતો કરી હતી, તે જ અત્યારના તો ઇવાનના અંતરમાં ઘૂંટાઇ રહી હતી. દિવસ મધ્યાને ચઢયો હતો. સૂર્ય સમુદ્રે દેખાતો હતો. પછી બધાં જ ઉઠયાં. અને પેલી સ્રી બગાસાં ખાવા લાગી. બધાજ ઉઠયા ને પેલી સ્રી તો ઝડપથી વહાણે ચડી ગઇ.

પેલાં અમેરીકનો પણ ઉઠતાં હતાં. એ લોકોના તીક્ષ્ણ અવાજોમાં થતી વાતો સંભળાતી હતી. બેજ જણાં પેલા અમલદાર સાથે જતાં હતાં. બાકી બધાં અહીં જ રહેવાનાં હતાં. એક ચબરાક છોકરી બોલી ઉઠી 'શાંઘાઇમાં સંભાળ રાખજો. હવાઇ હુમલો થાય ત્યારે તમે તમારી ટોપીઓ કહાડી નાંખજો કે જેથી ઓળખાવ–ચીનામાં ખપી જશો તો સપડાઇ જશો.' લાલ વાળ વાળો માણુસ હસ્યો.

'ચાલો ત્યારે સલામ. મોલ્લી! તું નથી આવતી તેથી અમને તો બહુ દીલગીરી લાગે છે પણ એ જગ્યાએ આવા વખતમાં છોકરીઓનું કામ નહી.'

વહાણુ ચાલવાની સીટી સંભળાઇ.

'તું સાંભળે છે કે ઇવાન, આ બધું. બધાં જ જાણે છે. જાપાનનાં આમવર્ગના કેટલાક મૂર્ખાઓ સિવાય. સેંકડો માણુસો મરી જતાં જાય છે અને હજુ તો કંઇક દારૂણ યુદ્ધ થશે. આપણા સમસ્ત દેશને જાગૃત થવાનું છે. ઇતિહાસમાં કદાપિ લડ્યા નથી તેવું આ વખત લડવાનું છે.'

બધાં જ વહાણ તરફ ચાલ્યાં.

'બોલ, હવે તું ક્યારે આવશે ?' ઇકોએ પૂછ્યું.

'પણ હું મુરાકી કુટુમ્બને મૂકીને કેમ આવું ? એ લોકો મ્હારા પર કેટલો પ્યાર રાખે છે. એમની માયા મ્હારા પર વરસી રહી છે.'

'હા પણ એ લોકો જપાનીઝ છે ને ?' ઇકોએ ધીમે સ્વરે કહ્યું.

'પણ એ લોકો અ......'

'ત્યારે જો, હું તને એક મોટાભાઇ તરીકે જ આપણા પિતા તરફથી હુકમ કરૂ છું, તારાથી થાય એટલી ઉતાવળ કરી તારે આવવાનું છે, પણ આનો અર્થ અઠવાડિઆઓ પછી નહી પણ દિવસો પછી; બને તો કલાકોમાં, પણ જરા પણ ખોટી ન કરવી.'

ખલાસીઓ ડેક પર તડામાર કામ કરી રહ્યા હતા. ઉતારૂઓ લાકડાની સીડી ઉપર ચઢી રહ્યાં હતાં.

'કલાકોમાં,' ઇકોએ ફરી કહ્યું. 'જપાનમાં તો હવે ન જ રહેવાય, બીજા કોઇ દેશનો એટલો વાંધો નહીં પણ અહીં રહેવું શરમ ભર્યું લાગે છે.' ઇવાનને ખભે જોરથી એણે હાથ મૂકયો અને હલાવીને કહ્યું: 'ચાલ ત્યારે સાહેબજી. હવે થોડા દિવસમાં મળશું. હું તને જઇને તરતજ પરીસ્થિતિ વિષે વિગતવાર લખી જણાવીશ.'

ઇવાને જવાબ જ ન આપ્યો. કિનારેથી વહાણ સરવા માંડયું. ઉપરથી ઇકોની સ્ત્રી એના પીળાં હાથમોજાવાળો હાથ હલાવતી સલામ કરી રહી હતી. ઇવાને પણ ટોપી હલાવી. વહાણ ચાલવા માંડયું. પહેલાં દક્ષિણ પછી પશ્ચિમ તરફ પ્રયાણ કરશે. એણે ઇકોને કશુંજ પૂછ્યું નહી અને ઇકોએ એને કશુંજ કહ્યું નહી. બંનેમાં હતું તેના કરતાં અંતર વધ્યું.



તેજ રાત્રે એ આગગાડીમાં પોતાને ઘેર પાછો ગયો. તામા હોંસભરી એનાં રોજનાં પ્રેમાળ કિલકિલાટથી કૂદતી આવકાર આપવા આવી. એ બંને બગીચાની પગદંડી વટાવી ઘરમાં ગયાં. ઇકોની સ્ત્રીનો વિચાર આવતાં જ એને પાછી કંપારી છુટી. આજે એને તામા પણ જાણે વિશેષ જાપાનીઝ જ લાગી. એના પૂર્વજીવનમાં એણે તામાને જાપાનીઝ વેશમાં જોઇ હતી, છતાંય એને કલ્પનામાં એ જાપાનીઝ નહી લાગતી. તે વખતે તો એ એક નાની, ચામડાના બૂટ પહેરતી, શાળામાં જતી બાલિકા હતી.

'હવે તું રોજ કીમોનો જ પહેરે છે?' એકાએક ઇવાન બોલ્યો.

તામા લજવાતી લજવાતી હસી પડી.

'કેમ તમને તેમાં કંઇ વાંધો છે?' તામાએ પૂછ્યું.

ઇવાનથી વાંધો છે, એવું તો કેમ જ કહી શકાય. હજુ સુધી ઇવાનનું ધ્યાન કીમોના પર ખેંચાયું જ નહોતું. નારંગી ફૂલોવાળો કીમોનો તામાની કાળી આંખો અને પીળી ચામડી પર ખૂબ શોભતો હતો. તામા ઘૂંટણીએ પડી ઇવાનના બૂટ કાઢી રહી અને ઘરમાં પહેરવાની સપાટ એના પગમાં સેરવી ગઇ.

એને કેટલીય વાર આમ કરવા ના કહ્યું હતું પણ તામા કહેતી :

'મ્હને તો તમારૂં કામ કરવું પ્રિય છે. હું કંઇ થોડી કોઇ પારકા માટે કરૂં છું' તામા કહેતી.

આ પછી તો ઇવાન તામાની રીતથી ટેવાઇ ગયો હતો અને છેવટે એનું નમતું માથું ઘડીક ભર જોઇ રહેવું ઇવાનને ગમતું હતું.

તેજ વખતે જીરો દોડતો દોડતો ઇવાનને મળવા આવ્યો. એ

પણ એના વેશમાં, એની રીતભાતમાં, એના દેખાવમાં તદ્દન જાપાનીઝ દેખાતો હતો. ઇવાને ફરી જરા ચ્હીડમાં કહ્યું:

'આ જીરોના બાંધેલા પગ વળી ગયા લાગે છે, એને માટે હવે ચામડાના બૂટ લાવજે તામા!'

'એ નિશાળે જાય તે પહેલાં?' તામાએ વિસ્મિત થતાં પૂછ્યું 'તેના તો બહુ પૈસા પડે છે.'

'કાંઇ હરકત નહિં, તું તારે લઇ આવજે ને' ઇવાને કહ્યું.

તામાએ જવાબ ન આપ્યો પણ એણે જીરોની ઉછળતી ઉર્મિં તરત જ દાબી દીધી તે પરથી એ સમજી ગયો. ગંજીરોને પાછળ સુવાડી કામ કરતી પરિચારિકાને જોઇ તરત જ કહ્યું:

'શા માટે આ બાળકને આમ પીઠપર ને પીઠપર ઊંઘાડો છો? એ હાલી શકે પણ નહી. પછી એના પગ બન્જી જેવા જાડા ને ટુંકા થઇ જશે.'

છેવટે તામા ચ્હીડાઇ ખરી 'ઇવાન! જીરોના દેખતાં કેમ આમ બોલો છો? શરીરની હુંફમાં બાળક નિરાતે ઊંઘી શકે છે. તેથી એને શરદી પણ નથી લાગતી' તામાએ કહ્યું.

'એને પાટા છોડી પથારી પર સુવાડી દો.' ઇવાને હુકમ કર્યો.

તામાની આંખો આજે ઇવાનનો અકારણ આવેશ સ્હમજવા પ્રયાસ કરી રહી હતી. અંતે તે નિસાસો નાખી હસી પડી.

'હું જાણું છું તમે ખૂબ થાકી ગયા છો તે' તામા નરમાશથી બોલી 'આખી રાત બાડીમાં કાઢી છે માટે. જીરો, તું પણ જા. હું તને બોલાવું ત્યારે જ અહીં આવજે.'

'હું થાકી ગયો જ નથી.' ઇવાને કહ્યું.

પછીથી ઇવાન કશું જ બોલ્યો નહિ. કદાચ આજે એ અકારણે ગુસ્સે થયો હતો. આજે તામાને ચ્હીડવવામાં એને આનંદ પડતો હોય એવી લાગણી એના હૃદયમાં ઉત્પન્ન થતી જોઇ એને

પોતાની જાત માટે નવાઈ લાગી. પણ એની સાથે લડવું અશક્ય હતું. તામા એને જવાબ જ નહોતી દેતી. ધીમેથી એ ચાલી ગઈ. જાણી જોઈને કે ઇવાનનો રોષ જરા ઠંડો પડે. એને યાદ આવ્યું કે જાપાનીઝ સ્ત્રીઓને બાળપણથી પતિને રીઝવવાનું શિક્ષણ પણ આપવામાં આવતું હતું. ઇવાન ચ્હીડાઈ જતો ત્યારે કાં તો એ સુંદર ફૂલ લઈ ધરતી કે કંઈક મિઠાઈ લાવતી. કાં તો ગરમ તાજી તોડેલી ચ્હાનો પ્યાલો લાવતી. ઇવાનને ઘણી વાર ચ્હીડાવવા માટે આત્મતિરસ્કાર આવતો. પણ આજે એને તામાની વસ્તુસ્થિતિ સાથે સરલ રીતે અનુકૂળ થઈ જતી બાહ્ય પ્રકૃતિ પર ખૂબ ક્રોધ આવ્યો. એ પ્રકૃતિને લીધે જ આજે ઇવાન જે કંઈ કરતો તે અબોલ રહી તે સહન કર્યા કરતી. એ સાથે સાથે તે એટલું પણ જાણતો હતો કે તામાની પ્રકૃતિમાં પાછી એટલી જ અણનમતા હતી.

તદ્દન ચૂપ થઈ એણે જમી લીધું. એને પોતાની જાત પર ફરી ફરી તિરસ્કાર આવવા લાગ્યો. તામા તો બદલાઈ જ નહોતી. હતી તેવી જ સરલ, સુખી, કિલકિલાટભરી નવી જૂની સંસ્કૃતિનાં અભેદ મિશ્રણમાં વિચરતી બાલિકા હતી. એનો એક જ વાંક હતો કે એને જે કંઈ શીખવવામાં આવ્યું હતું તે એ નિયમસર કર્યે જતી. એને વિચાર આવ્યો કે આ તામા માટે નહી પણ એ દરેક જાપાનીઝ માટે સત્ય હતું. દરેક જાપાનીઝને જે કંઈ કહેવામાં આવતું તેજ એ કરવામાં પોતાની ફરજ સમજતો. પણ તે કહેનાર કોણ હતું ? છેલ્લી આજ્ઞા કોની ? લોકોનો આત્મા શેના પર પ્રફુલ્લતો હતો ? શહેનશાહ અને રાણીની એણે છબીઓ જોઈ હતી. પવિત્ર મંદિરમાં, શહેરના મોટા નગરમંદિરમાં, વિદ્યાલયોમાં, સાર્વજનિક લોકાલયોમાં બધેજ આ છબીઓ ટીંગાડવામાં આવી હતી. ઢીંગલા ઢીંગલી જેવાં અચેતન રાજારાણી દેખાતાં હતાં. તેઓ પણ કોઈની આજ્ઞા માનતાં હતાં.

આખી પ્રજાને જાણે શાસન શિક્ષણ આપવામાં આવ્યું હતું. આખી પ્રજાનું ઘડતરજ એ પ્રકારનું ઘડવામાં આવ્યું હતું અને એને થયું કે પ્રણાલિકાનું દાસત્વ ભોગવતી આ પ્રજાની જેમ કદાચ એના બે પુત્રો પણ પ્રણાલિકાવશ બની જશે. એકાએક એ ઉઠયો. એને ઓફીસ તો જવું જ પડશે. એને એની ટોપી ન મળી. તામા એક બે ઘડી પહેલાં જ ખંડ છોડી ચાલી ગઇ હતી.

મ્હા લઇને પરિચારિકા એટલામાં આવી. ઇવાને પૂછયું 'મ્હારી ટોપી કયાં છે?'

બાળક બાઇની પીઠ પર દેખાયું જ નહીં. કંઇક આજે અણધાર્યું બન્યું હતુ એનું ભાન બાઇને પણ થઇ રહ્યું, હોય તેમ એ બ્હીતી હતી.

પરિચારિકા ગભરાઇ ગઇ અને ગમે તે ઠેકાણે ટોપી જોવા લાગી. ઇવાનની ધીરજ ખૂટી ગઇ.

'મ્હારી ટોપી કયાં છે? તામા!' તામા દોડતી રડતા બાળકને લઇને આવી.

'હમણાં શોધી આપું. કયાં હોવાની હતી?' એની પાછળ જીરો આવ્યો એના માથા પર ટોપી હતી. તરતજ તામાએ તે ઝુંટવી લીધી.

'ખરાબ છોકરો! તારા પિતાની ટોપી કેમ બગાડી?' તામાએ કહ્યું.

'એને છોડી દો' ટોપી પહેરતાં ઇવાને કહ્યું 'એ થોડી સ્વતંત્રતા બતાવશે તો સારૂં.'

તામા એક શબ્દ પણ બોલી નહીં. રડતું બાળક પરિચારિકાને આપી એ પોતાને રસ્તે ચાલી ગઇ. ઇવાનને બારણાં પાસે મૂકવા ગઇ એના મોઢા પર સ્મિત ફરકી રહ્યું. ઇવાનને થયું કે દરેક જાપાનીઝ પરિણીતા જ્યારે પતિ કામે જાય ત્યારે

હંમેશાં એને હસતે મોઢે વિદાય આપતાં શીખી હશે. પ્રણાલિ-કાવશ તામા પણ એમજ કરતી. ઈવાનને આ યંત્રવતતા પર ફીટકાર આવવા લાગ્યો.

'સલામ તામા!' જરા નરમ પડી ઇવાન બોલ્યો. તામાની આંખોમાં ઈવાનની બદલાતી વર્તણુકથી શાંતિ પ્રસરતી લાગી 'કદાચ મ્હને આજે મોડું થશે' કહી ઇવાન ચાલ્યો ગયો.

'ભલે.' ઈવાન જ્યાં સુધી દેખાય ત્યાં સુધી એ હસતી ઉભી.

પણ એનાં ગયા પછી શું થતું હશે? એને વિચાર આવ્યો. પહેલાં કદી આવો વિચાર એને આવ્યો નહોતો. એ ગયો ત્યારથી તે આવશે ત્યાં સુધી તામા ફરી હસશે જ નહી. કદાચ ફરી ગંજીરોને બાંધીને બાઇ ફરશે. એને તો એની ગેરહાજરીમાં ઘરમાં શું ચાલતું હશે તેનું ભાન જ નહોતું.



રાત્રે તામા ઊંઘી ગઇ તે પછી કેટલાય કલાકો સુધી ઇવાન સૂતો જ નહી. એના માથામાં હજુ નગારાં વાગતાં હતાં. કલાક સુધી તામા એની આંગળીઓની હલકથી એનું માથું ઘસી રહી હતી.

'તું બધું જ જાણે છે તામા!' ઇવાન લાંબા વખત પછી થોડું બોલ્યો.

'તમને હવે ઠીક લાગે છે?' તામાએ પૂછ્યું

'હા.' ઇવાને કહ્યું.

પણ એક પળ પછી પાછું માથું એટલું જ દુઃખવા માંડયું, પણ પાછું માથું ઘસવાનું એણે તામાને કહ્યુંજ નહી. તામાથી બને એટલી સેવા એણે બજાવી હતી. આ દુઃખનું નિવારણ તામા કરી શકે એમ નહોતી. આ વેદના તો એના અંતરની

ભીતરમાંથી આવતી હતી. એને તો એના આત્માનો વિચાર કેટલા વખતથી કર્યો જ નહોતો. તામાએ ઇવાનનાં દેહને જેટલો એશઆરામમાં રખાય તેટલો રાખ્યો હતો. સદાય એનાં આરોગ્ય પાછળ એ જોતી, એનો થાક ઉતારવા કંઇ કંઇ પ્રયાસો કરતી. અત્યારસુધી તામા જે કંઇ કરતી તે એને માન્ય હતું. અત્યારે રાતે પણ લાકડાના તકીયામાં માથું નાખી સૂતાં પહેલાં એણે ખાત્રી કરી લીધી હતી કે હવે ઇવાનને એનું કશું કામ નહોતું.

'તમે થાકી ગયા છો ?' તામા એટલી નીચી વળી બોલી કે એના દેહની સુવાસ ઇવાનને તરત જ આવી.

'હા, નિદ્રા સિવાય કશું મ્હને આરામ આપી શકે એમ નથી' ઇવાને જવાબ આપ્યો.

પોતાનાં મૃદુ હાથ એના ગાલપર ફેરવી તામા ધીમેથી પાસેની પથારીમાં સૂઇ ગઇ.

આ બાલિકામાં કંઇક સ્વેચ્છા જેવી વસ્તુ જ નથી ? નાની બાળા તરીકે તો એ બહુ જ મનસ્વી હતી.

પણ કંઇ બીજું જ હતું. પ્રણાલિકા પણ નહીં કારણ કે એ પ્રણાલિકાની અંધ અનુયાયી તો હતી જ નહીં. બાલિકાની નિશાળમાંના શિક્ષણે આ પ્રણાલિકા પૂજા તો એનામાંથી ક્યારની હઠાડી દીધી હતી, ના—આ કંઈ બીજું જ હતું. આ વૃત્તિ તો આખા કુટુમ્બમાં સામાન્યવર્તી હતી. બધાંમાંજ હતી. બન્જીમાં, તામાનાં માતાપિતામાં, શીયોમાં; પણ એકીયોને આજ મનોવત્તિએ આત્મહત્યા કરાવી અને સુમી જેવી સરલ સ્ત્રીને પણ મરવા તત્પર કરી. આ વિશિષ્ટતા જ્યારે એ અહિં આવ્યો ત્યારે જ એ સમજ્યો. એના પોતાના કુટુમ્બમાં અને લોકોમાં તો નહોતીજ એન લેનનાં જુવાનીઆઓનાં સંઘને પણ બુદ્ધિસિદ્ધ માન્યતાઓ ભેગા રાખી રહી હતી. કુદરતી સ્વયંવૃત્તિથી

કે અંતરનાં અવાજથી તે સર્વ એક તરફ દોરાતાં નહી. એના પુત્રોને પણ આ વૃત્તિ વારસામાં મળી હશે ખરી? અત્યારથી એ જાણવું પણ અશકય હતું. એણે પોતાના મનચક્ષુથી પોતાનાં બાળકોની મુખરેખાનું ચિંતન કરવા માંડયું. પણ જાણવું અશકય હતું. જે અવિનાશી જાપાનીઝ વૃત્તિ તામાના અણું એ અણુંમાં વસી રહી છે તે એના બાલકોમાં પણ ઉતરી હશે તો ખરીજ ને?

ત્યારે એનાં બાલકોના આત્મામાં પણ જે અવિનાશી તત્વ અવતર્યું હતું તે જાપાનીઝ હતું. તામા પણ જાપાનીઝ જ હતી ને? જાપાનીઝના હાડમાં જે રૂધિર વહી રહ્યું છે તેજ તામામાં છે. આ પાસે સૂતેલી સ્રીમાં અને પોતાનામાં હવે એને લાંબુ અંતર પડતું લાગ્યું. એ તો રોજની ચિત્તસ્વસ્થતાથી સૂઇ રહી હતી. એનો તો શ્વાસ પણ નહોતો સંભળાતો. પોતે રાતનાં ઊંઘમાં ખૂબ આળોટતો, પણ તામાનું શરીર તો કદી હાલતું જ નહી. જ્યારે એ સ્હવારે ઉઠે ત્યારે એનો એક વાળ પણ ખસ્યો ન હોય. નાનપણથી જ ઊંઘતાં કે જાગતાં સંયમ રાખવાની એને કેળવણી જ આપવામાં આવી હતી.

આ બધાને કંઇક સંયમના બીબામાં જ ઘડી રાખતું. એમના એક વિચિત્ર જડ કેન્દ્રમાંથી પ્રસરતી આ વૃત્તિ આખા વ્યક્તિત્વને આદેશ આપી રહેતી. કશું પણ એમનાં આ સંયમને તોડી શકતું નહી. એને પેલો ધરતીકંપ યાદ આવ્યો. ધરતીકંપની બીક ન લાગતી હોય તેમજ સૌ કોઇ વર્તતું. કોઇએ કશી પણ ફરિયાદ કરી નહોતી છતાંય એનાં કરતાં ઓછી નાજુક દષ્ટિ પણ એ લોકોની તિવ્ર અંતર વેદના જોઇ શકતી. છતાંય બન્જીએ સંયમ નહોતો ગુમાવ્યો? એનાં પરિણામ પણ પછી એવાં નહોતાં આવ્યાં? અતિશય સંયમ, કમાન છટકતાં એવડે બળે માર્ગ કરે. જ્યારે આવી પ્રજાનો સંયમ ચાલ્યો જાય છે ત્યારે એ લોકોની પશુતા ભયંકર બની રહે છે. બન્જી જેવા સારામાં

સારા માણસનું પણ અધઃપતન થયું. હજુ બન્જીમાં તો કંઇ માણસાઇ હતી જે કંઇ કર્યું તેનો એનામાં પશ્ચાતાપ હતો. એ વિપથમાર્ગથી ડરતો, એને ધીઃક્કારતો ને પોતાનું અધઃપતન ભૂલી જવા પોતાની જાતથી પણ છૂપાવવા પ્રયાસ કરતો પણ બીજા……

અને તામા? જો એનો સંયમ તૂટે તો? રાતના નાના દીવાના તેજમાં તામાનું શાંત મુખ એ નીરખી રહ્યો. પાસે ગંજીરો સૂતો હતો. જપાનીઝ માતાઓ બાળકોને સાથે લઇને સૂતી, જ્યારે ઇવાને એકાદ વાર બાળકોને બાઇ પાસે સૂવાડવાની સૂચના કરી ત્યારે તામા તો નવાઇ જ પામી ગઇ હતી.

'ના ના બાઇ શું સમજે, એ લોકોને શું થાય તે,' વાત પણ ખરી હતી. બાળકો માંદાં પડવાનાં હોય ત્યારે તામાને તરત જ સમજ પડી જતી અને તાબડતોબ એ ચાંપતા ઉપાય લેતી.

એને પોતાનો હરેક દુઃખતો અવયવ મરડવાનું મન થઇ રહ્યું હતું. છતાં ય કંઇક સંયમ જાળવી એ સ્થિર ને નિઃશબ્દ બેસી રહ્યો. શાંત વાતાવરણમાં નાજુક અવાજ પણ પડઘો પાડી દે એમ હતું. તામાની શાંત સૂતેલી દેહમાંથી કંઇક મૂક ઉચ્ચાર કરી રહ્યું હોય અને તે પણ ઇવાનને આ શાંતિમાં ગમ્ય હોય એવું લાગતું. પછીથી એની અસ્વસ્થતા એકદમ શાંત પડી ગઇ અને એનું મન ફરી શાંત થયું. તે પછી નિદ્રા એકદમ પરિશ્રમિતના મીઠા વિરામની જેમ આવી એને ઊંઘાડી ગઇ. એનાં મગજનાં વમળો પણ શાંત પડતાં ગયાં, અને એના આખા શરીરમાં પ્રસરી ગયાં.

શા માટે એ એનું જીવન વેડફી રહ્યો હતો? તદ્દન એકલો એને દેશથી દૂર કરવામાં આવ્યો હતો. એને જ એનું જીવન કેવી સંભાળથી એકલે હાથે ઘડયું હતું. તામાને પણ એણે જ શોધી હતી. પોતાના સંસારનું ચણતર પણ પોતે જ કર્યું હતું.

પોતાના સર્જનને એ જોરથી વળગી રહ્યો. બીજે બધે ગમે તે થાય પણ એને તો પોતાનાં નાનાં જગતનું જતન કરવું જ ઘટતું. કોઇ ને પણ હવે એ આ સર્વ પોતાની પાસેથી લેવા દેશે નહી.

હાથ લંબાવી તામાના મુખને એ સ્પર્શી રહ્યો.

'તામા' તામાનો અવાજ સાંભળવાની એને ઇચ્છા થઇ.

તરતજ તામા એની રોજની ચંચળતા અને ઝડપથી જાગી ઉઠી.

'હા, બોલો શું કહો છો?' તામાએ તરતજ પૂછ્યું.

'કંઇ નહી, મ્હારી સાથે બોલ, તામા! હું ક્યારનો વિચાર કરતો પડી રહ્યો છુ.'

તામાએ પોતાનો હાથ ઇવાનની આસપાસ વિંટાળ્યો.

'હા પણ તમે વિચારજ કરવાનું છોડી દો.'

'ના મારે હવે ખોટા વિચારો કરવા જ નથી.' કહી તામાની ગુંગળાવતી છતાં ય મીઠી હુંફમાં એ કંઇક ધીમું ધીમું બોલવા લાગ્યો. ભલે બ્હાર ગમે તે થઇ જાય પણ એને એની સાથે કંઇ જ લેવા દેવા નહોતી.



પાછી ઇવાનના હૃદયમાં શાંતિ સ્થપાઇ ખરી. આ મહિને અસાધારણ ઠંડી પડી હતી. તડકો પણ વધારે પડ્યો હતો. આ દિવસોમાં તામા ઇવાનને રોજ બાળકો સાથે ટેકરીને છેડે મળતી અને પછી સૌ સમુદ્ર કિનારે જતાં. થાક્યાં હોય તો કોઇ વિશ્રાંતિગ્રહમાંથી કે ફેરીયાપાસેથી ખાવાનું લઇ લેતાં.

ગંજીરોને ઊંઘ આવતી કે તરતજ એ રેતીની બખોલમાં સુઇ જતો. તામા બનતા સુધી ઇવાનના દેખતાં કશુંજ ઇવાનને અપ્રિય હોય તે કરતી જ નહી. તામા જીવન કલહમાંથી બચવા

માગતી હતી. અંધારામાં બાઇ પીઠપર ઉંચકતી ત્યારે ઇવાન કશુંજ બોલતો નહી. કારણકે એ પણ સમજતો કે તામા તકરારને મૂળ આપવા માગતી જ નથી.

હમણાં હમણાં પહેલાં કરતાં એ લોકો મી. મુરાકીને ત્યાં વધારે જતાં આવતાં અને બાગમાં જમતાં. મી. મુરાકીજ એમને ઘડી ઘડી આવવા આગ્રહ કરતા.

'આ તો જીરો છે તેથી' જરા તામાએ સગર્વ કહ્યું. 'બાપાજીને જીરો પોતાની પાસે ઘડી ઘડી જોઇએ છે. 'બા પણ કહેતી હતી કે શીયોનાં એ બાળકો કરતાં આ છોકરાઓ વધારે બુદ્ધિશાળી દેખાય છે.'

અને વાત પણ સાચી હતી. બીજાં બધાં છોકરાંઓ કરતાં જીરોનું મોઢું સ્વરૂપવંતું હતું. સામાન્ય બાળકો કરતાં ઉંચો ને લાંબા હાથવાળો આ બાળક જરા જુદો તો લાગતો જ. એનું માથું પણ સગર્વ ઉંચું રહેતું. તામાના ભુઠ્ઠા હાથ પગનો વારસો એનામાં નહોતો ઉતર્યો. જીરોની દેહ પણ નાજુક લાગતી. અને એનું મગજ પણ હાસ્યવિનોદથી ભર્યું હતું. મી. મુરાકી પણ એની સાથે બાગમાં ફરવા જતા.

ઇવાન હંમેશાં બન્નેને બાગમાં સાથે ફરતાં જોતો. એક વૃદ્ધ દેહવાળો પુરુષ પાસે બીજો નાની નાજુક કાયા વાળો ઉગતો બાળક.

મી. મુરાકીની આંખો અને હોઠ કંઇક કહેવા મથતાં હોય તેમ ફરી આવે ત્યારે ફફડતાં દેખાતાં. પણ જીરોની જવાની વાટ જોતાં હોય તેમ થંભી જતાં. જીરો ચાલ્યો જાય કે તરતજ તે કહેવા તત્પર થઇ જતાં 'મ્હેં ભાગ્યે જ આવો બાળક જોયો છે. આ બતાવે છે કે ચીન અને જપાનનો સંયોગ શું કરી શકે. ખરેખર ચીન અને જપાન વચ્ચે દુશ્મનાવટ ન જ હોવી જોઇએ. આપણા બે દેશ એક થઇ જાય તો જરૂર એક

પ્રચંડ પ્રભા ઉભી થાય. જરૂર આપણે બે દેશને એક કરવા જોઇએ' મી. મુરાકીનું શુષ્ક હાસ્ય સર્વને હસાવતું. મી. મુરાકીના જીરો માટેના ગર્વને લીધે ઇવાન એને બધી વાતે ક્ષમા કરતો. કોણ જાણે આ દિવસો પણ સારા જતા હતા. બન્જીની પણ ઇવાન તરફની વર્તણુંક બદલાઇ હતી. સત્સુ એને લાયક હતી. ફરી એ જૂના વિનોદમાં પલટાઇ ગયો હતો.

'તને યાદ છે ઇવાન! હું રોજ નહોતો કહેતો કે પોતાના કરતાં કદરૂપી પત્ની પરણવામાં ફાયદો છે. મ્હને એને લીધે એવું જ લાગ્યા કરે છે કે હું સૌથી ખરાબ તો નથી જ અને મ્હારી પરિણીતાને પણ નમણી રાખે છે. સત્સુ તો તદ્દન જાપાનીઝ પરિણીતાજ છે.'

અને સત્સુ પણ બન્જી કંઈ કહેતો તે હસી કાઢતી અને કદી ફરી સંભળાવતી નહી. બધાંને સત્સુ જરા ગમવા માંડી હતી. સત્સુ માંડમાંડ થોડું લખતાં વાચતાં શીખી ગઇ હતી. એના જીવનનો આદર્શ પતિને સુખી કરવાનો ને સાસુ સસરાનો વિરામ બની રહેવાનો જ હતો.

પરણ્યા પછી એને એક પછી એક બાળક ઉપરા ઉપરી થવા માંડ્યાં.

બ્હારથી બધું શાન્ત હતું, ઇવાન પણ સ્વસ્થ બની ગયો હતો. પણ તે ખરી અન્તરની શાન્તિ નહોતી. એક જ પ્રસંગ બન્યો ને આ બધી શાન્તિ આપોઆપ ઉડી ગઈ.

મી. મુરાકીની સીત્તેરમી વર્ષગાંઠ હતી અને તે દિવસ ઉજવવાનો હતો. શીયો પણ પોતાના બે બાળકોને અને પતિને લઇ આવ્યો હતો. વિશ્રાંતિગૃહમાં એક મોટી મિજલસ ગોઠવી હતી. ત્યાં બધાજ વેપારીઓએ પોતાના નામ લખી એક રૂપાની થાળી મખમલ અને લાકડા પર મઢી પ્રશંસાપત્ર તરીકે મી. મુરાકીને ભેટ આપી. તે દિવસે સૌએ એમની મુક્ત-

કંઠે પ્રશંસા કરી.

વૃદ્ધાવસ્થાને લીધે હવે મી. મુરાકી ભાગ્યે જ બહાર જતા. દરેકને નમન કરતાં આભારદર્શનનું ભાષણ આપતાં પણ તેઓ થાકી ગયા.

તેથી જ બપોરે ઘેર કોઇને પણ બોલાવ્યાં નહોતાં. તાપ પણ એટલો બધો હતો કે ઘરના બધા જ પડદાઓ ખેંચી કાઢવાંમાં આવ્યા હતા. બાગ પાસેના મોટા ઓરડામાં જ્યાં આછો તડકો હતો ત્યાં જઇ સૌ બેઠાં. બાળકો પણ પાસે વહેતાં ઝરણાં સાથે રમતાં હતાં અને બધા જ મોટાઓ આ નાનાઓને શાંતિથી જોઇ રહ્યા હતા.

ઇવાન પણ તામા પાસે ચુપ થઇ બેસી રહ્યો હતો. એ પણ આ ઘડીનો આનંદ ઝીલતો હતો. મી. મુરાકીનો વિચાર કરતો હતો, કે જે જીવન આજે એની પાસે વિસ્તરી રહ્યું છે, તે જીવન કેવું માનભર્યું, સાલસ અને પોતાનો ધાર્યો માર્ગ લેતું ચાલ્યું ગયું હતું. જીવનસંધ્યાએ આજે સિત્તેર વર્ષે પણ એણે જે કર્યું છે ને જે મેળવ્યું છે તેથી તૃપ્તિ થઇ હશે કે કેમ? આનાથી વિશેષ કે કંઇ બીજાની હોંશ હવે મી. મુરાકીને હશે એ માનવું મુશ્કેલ હતું.

તેજ ઘડીએ મંજીરો પાણી ને લીધે લપસી પડયો ને એક મોટો અવાજ થયો. બહાર રસ્તાપર પણ તેજ ઘડીએ કંઇક શોરબકોર સંભળાયો. ગંજીરોનું રડવાનું બંધ થઇ ગયું અને દરવાજાની બહારથી જ બન્જીની બૂમો સંભળાઇ 'શું થયું? શું થયું છે?' અને શીયો પણ જરા ધ્રૂજવા માંડયો. 'ધરતીકંપ થયો છે કે કેમ? કોઇને ધરતીકંપ લાગ્યો ખરો?' તામા ઇવાન અને છોકરાંઓ પાસે દોડતી આવી પહોંચી. એ પણ જરા ધરતી હાલે છે કે કેમ તેની ખાત્રી કરવા આવી.

પણ ધરતી તો જરા ય હાલી નહોતી. એમની આસપાસ

બગીચામાં બધે જ જેમ હતું તેમ જ હતું. પાણી પણ સ્થિર હતાં. સૂર્ય અસ્ત થતો હતો. એના ઝાડ નીચે કિરણોના ઓળા ઘાસ પર પડતા હતા. ત્યાં તો જૂનો માળી છાપું લઇ દોડતો આવ્યો. હજુ છાપાની સહી પણ સુકાઇ નહોતી. શબ્દો સહેલાઇથી વાંચી પણ શકાય તેવા નહોતા. ઘડીના પલકારામાં શું થયું તેની સમજ પડી ગઇ.

ત્રણસો જાપાનીઓની, સ્ત્રી પુરુષ અને બાળકોની—ચીની સૈનિકોએ પેકીન્ગની બાજુમાં ગામડામાં કતલ કરી...........
જાપાનીઝ સૈનિકો પેકીન્ગમાં પેરો ભરતા હતા તેનું જંગલી ને અમાનુષી રીતે વૈર લીધું.

કોઇ બોલ્યું જ નહી. કોઇએ જવાન સામી નજર પણ ન નાખી. ધરતીકંપની રાહ જોતાં ઉભાં હતાં તેવાં જ ઉભાં રહ્યાં. છોકરાંઓ પણ ભયંકર વાત સાંભળી ચૂપ થઇ ગયાં. જેમ જેમ શાંતિ વધતી ગઇ તેમ તેમ રસ્તાનો શોરબકોર વધારે સંભળાતો ગયો. ઘરનો ટેલીફોન પણ આજે અવિરામ વાગ્યાજ કરતો હતો. બીજી જ પળે બન્જીને એક પરિચારિકા સંદેશો કહી ચાલી ગઇ 'સાહેબ ! તમારો ટેલીફોન છે. જનરલ સેકીની ઑફીસમાંથી છે.' બન્જી ટેલીફોન પાસે ગયો. સત્સુ એની પાછળ દોડી. એટલામાં એક સ્ત્રીનું દબાયલું ડુસકું સંભળાયું. તામાની બાઇ રડી રહી હતી.

તામાએ તરત જ પૂછ્યું 'શું થયું મિટ્યા ' અને બાઇએ ઉત્તર વાળ્યો 'મ્હારો ભાઇ પણ નક્કી જ મરી ગયો હશે. એની ચાઇનામાં એજ જગ્યાએ માંસની ન્હાની દુકાન છે. બધાં ભેગો એ પણ મરી ગયો હશે. અહીં ધંધા પાણી ઠંડાં પડ્યાં હતાં અને આવી ઘણી દુકાનો હતી. ત્યારે સરકારે કહ્યું: 'એને ચાઇનામાં એક દુકાન ઉઘાડી આપીશું. ત્યાં ઠીક પૈસા થશે.' અને મ્હારા બાપે જવા દીધો.' એ મોટેથી રડી પડી. હાથમાં

લીધેલો ગંજીરો પણ ગભરાઇ ગયો. ઇવાને ગંજીરોને પોતાના હાથમાં ઉંચકી લીધો. 'આનો અર્થ શું ?' એણે બન્જીના હાથમાંથી છાપું લીધું અને એ વાંચતો ગયો.

શાન્તિથી પરામાં ધંધો રોજગાર કરતાં જાપાનીઝોને ચીની સૈનિકોએ મારી નાખ્યાં. તે ચીની સૈનિકોને જાપાનીઝોએ જ શાન્તિ જાળવવા તાલીમ આપી હતી ને જાપાનીઝોનાં જ પગારદાર હતાં.

'મ્હને છોકરાંને આપી દો' તામાને બાળકને લેવામાં જરા રોષ હતો. અને હવે બન્જી પાછો આવતો હતો. એનું મોઢું ગંભીર બની ગયું હતું. એણે ઇવાનની સામે પણ ન જોયું. એણે આવીને તરત જ પોતાના પિતાને કહ્યું 'મ્હને હવે લશ્કરમાં તરત જ જોડાઇ જવાનો હુકમ આવી ગયો છે.'

પછી એ ઘરમાં ચાલ્યો ગયો. કોઇપણ આ બાબત કશું જ બોલ્યું નહી. જો મી. મુરાકી કે શીયો કે કોઇ પણ આ બાબત કશું બોલ્યું હોત તો ઇવાન નક્કી જ જવાબ આપતેઃ 'અમે ચીની લોકો નિરર્થક તો કોઇ પ્રજાને મારીએ જ નહી.'

'અમે ચાઇનીઝો' આ શબ્દો જ એ કેમ બોલી શકે ? હમણાં જ આ કુટુમ્બ મેળામાં એ કેવો શાંતિથી ઓતપ્રોત થઇ ગયો હતો. આ કુટુમ્બનો એ એક ભાગ થઇ રહ્યો હતો. 'આપણે ઘેર જઇએ' વિચિત્ર અવાજમાં તામાએ કહ્યું. પછી સૌ નમન કરી વીખરાવા લાગ્યાં. કોઇ એક શબ્દ પણ બોલ્યું નહીં. તો પછી એ ચીનીઓનો પક્ષ કેમ લઇ શકે ?

એ તો તામાની પાછળ પાછળ ગયો અને એનાં બાળકો સાથે હતાં. પેલી બાઇની આંખો રડી રડીને રાતી થઇ ગઇ હતી. તામા સાથે એ પણ ગઇ. સંધ્યાના મનોહર તેજમાં સૌ ધીમે ધીમે ચાલતાં ગયાં. પછીથી સર્વત્ર શાંતિ પ્રસરી રહી. લોકો જાણતાં હતાં શું થયું હતું તે. સૌ આજે ગંભીર વદને

ધીમે સાદે આ પરિસ્થિતિની વાતો ચર્ચતાં હતાં. ફક્ત આવતી જતી બસ પાસે ટ્રાફિકમેનની અવાજો સંભળાતા હતા. માણુસો મેદાન અને સમુદ્ર કિનારા પરથી આવી વાતો સાંભળી ઘર ભણી બસમાં જતાં આવતાં હતાં.

ઇવાન પણ કશું જ બોલ્યો નહિ. એને લાગ્યું કે લોકોની નજર આટલાં બધાંમાં પોતાના પર પડી રહી હતી. એ સૌને જુદો લાગતો પણ એણે તો આગળ ચાલ્યા જ કર્યું. જાણે એ જોતો જ ન હોય તેમજ. એનું અંતર તો ગુસ્સામાં અને ગુંચવાડામાં ધુંધવાતું હતું. બંનેમાં ગુસ્સો પ્રબળ હતો અને એને કશું ઘાટો પાડી બધાને કહેવાનું મન થયું કે 'તમે શા માટે આવી રમતો રમો છો? નિર્દોષ હોવાનો ઢોંગ કરો છો? હું કહું છું કે અમે નિર્દોષોને તો મારી નાખતાં જ નથી.'

પણ એ કશું પણ કોઈને કેવી રીતે કહે? કોઈ રસ્તામાં એની સાથે કશું પણ બોલ્યું નહોતું. એ કોઈ સામું ટગર ટગર જોતો તો તે બીજી બાજુ જોઈ લેતો.

તેથી એ જાપાને જે કંઈ એના દેશને હાની કરી હતી તેનો વિચાર કરતો કરતો ગુસ્સામાંને ગુસ્સામાં, ચાલતો થયો. એન લેનને તે બધું મોઢે હતું, ફરી ફરી ઇવાનને એણે કહી સંભળાવ્યું હતું. તે દિવસમાં પણ એન લેનને આ સત્ય ઇવાન કરતાં વધારે સમજાયું હતું. એનું કારણ કે એન લેન જે ઉત્તરમાં રહેતો હતો ત્યાં એ કદી રહ્યો જ નહોતો. અને ત્યાં જ જાપાનીઝોએ ખૂબ ધમાલ મચાવી મૂકી હતી એના પિતાના ઘરમાં તો કશી ખબર જ નહોતી પડતી પણ હવે ફરી ફરીને એના મનમાં એન લેનના શબ્દો ગુંજવા લાગ્યા 'જેમ કોરીયા લીધું તેમજ હવે એ લોકો બધું જ ગળી જવા માંગે છે. મોડું વહેલું એ લોકોની સાથે લડવાનું છે જ.' પેલી ૨૧ માગણીઓ પર એ કેવો ચીડાતો હતો. અને આ જાપાનીઝોએજ ચીનમાં અફીણ પણ ઘુસાડયું અને એટલું સોંઘું

કરી દીધું કે ગરીબમાં ગરીબ માણુસ પણ તે ખરીદી શકવાનો. વખતો વખત જાપાનીઝ લોકોનો બહિષ્કાર કરવાનું એન લેન કહેતો હતો. ત્યારે જાપાનીઝ લોકોની દૂકાનો લૂંટાતી. શાંઘાઇના રસ્તા પર જાપાનીઝ માલની રસ્તામાં હોળી થતી. જ્યારે કોઇ ચીનો પોતાના માલ પરનું જાપાનનું લેબલ ઉખેડી ચાઇનાના નામનું લેબલ મારી દેતો અને જુઠાણું ફેલાવતો ત્યારે એન-લેન કેવો ગુસ્સે થઇ જતો. પણ કોણ જાણે કેમ બધા જ બહિષ્કારો નિષ્ફળ ગયાં. કારણ પણ સમજ ન પડી.

બધું જ આવતાં બળવાની ધમાલમાં વિસારે પડી. ગયું હજુ ઇવાનને યાદ હતું કે એક દિવસ જ્યારે એ નિશાળના વર્ગમાં જતો હતો ત્યારે એનલેને વાતમાં વાત કરી હતી કે 'આ બળવો પુરો થાય પછી તો જરૂર આ જાપાનીઓને કાઢવા છે.'

એને કોઇને નહિ પણ તામાને તો આ વાત કહેવી જ હતી. પણ તામા તો હંમેશ કંઇનું કંઇ કરતી જ દેખાતી.

'મિટ્યા તું અત્યારે ને અત્યારે તારે ઘેર ચાલી જા. હું બધુંજ બે દિવસ કરી લઇશ. જા તારાં માબાપને મળી એક બે દિવસ રહી દીલાસો આપી આવ' મિટ્યા ઉપકારવશ થઇ રડતી રડતી ચાલી ગઇ.

તામા એના બાળકોને નવડાવવામાં, કપડાં પહેરાવવામાં અને ખવડાવવા પીવડાવવામાં પડી ગઇ. ઇવાન કંઈ મદદ કરવાનું કહેતો ત્યારે ધીમેથી ખસેડી દેતી:

'ના ઇવાન, તમે વાંચવા જાવ. નહી તો આરામ લ્યો. આ તો બધુંજ હું સહેલાઇથી કરી શકીશ.' એ અંધારામાં પડ્યો પડ્યો ઘરમાં થતું તે બધુંજ સાંભળતો. બત્તી પણ એણે ઠારી દીધી, એને તો પડ્યાં પડ્યાં વિચાર કર્યા કરવો હતો. મન સાથે વાદવિવાદ કરવો હતો અને જાપાને કરેલા અન્યાયની યાદી

શોધી રાખી અંતરમાં એની નોંધ તૈયાર રાખવી હતી. તામા એને આજે રાત્રે પૂછશે ત્યારે એ બધી વાતો કરશે. આજે બંને જણાં તદ્દન એકલાં હતાં.

'ઈવાન, આવું કેમ બની શકે?' આવા કંઈક પ્રશ્નોનો ઉત્તર પણ ઇવાન એને આપશે.

પણ તામાએ તો કશું પૂછ્યું જ નહિ. થોડી વારમાં એ આવી અને બટન દબાવી બત્તી કરી. ઈવાનના મોઢા પર પ્રકાશ પડ્યો.

'કેમ ઇવાન, અંધારામાં પડી રહ્યા છો? ચાલો જમવાનું તૈયાર છે.'

એ એનો હાથ પકડીને દોરી ગઇ. જમતાં જમતાં પણ એટલીજ મૃદુતાથી એણે પોતાના પિતાની વાતો કરી. શિશુ વયથી અનુભવતી આવેલી એના પિતાની પ્રેમાળતાની વાતો કરતાં ઇવાને એને સાંભળી. એના પિતાની સ્મૃતિ એને સદાય એક ડાહ્યા, પ્રેમાળ અને વિચારશીલ પિતા જેવી જ રહેશે.

'હા પણ જ્યારે તને સૈકી સાથે પરણાવવા એ તૈયાર થયા હતા ત્યારે પણ એજ પ્રેમાળ હૈયું હતું?' ઈવાને પૂછ્યું.

'હા હા, એ બરાબર હતું. એમાં કશું જ ખોટું નહોતું એવું માનીને જ એમણે એ વિચાર કર્યો હતો.'

બન્નેની આંખો મળી. ઇવાનને વિચાર આવ્યો કે જ્યાં અસત્યને સત્ય કહે છે ત્યાં વાદવિવાદ કરવામાં ફાયદો શો?



એને ખાત્રી નહોતી કે લોકો હતા તેવા જ હતા. એ બધેજ પોતાની તરફ કરડી અને તીરછી નજર નાખતાં લોકોને જોતો પણ એ વાતની ખાત્રી કરવી અશક્ય હતી. એના અંતરમાં ચર્ચા સતત ચાલ્યા જ કરતી, અને કલ્પનામાં એ દરેક જપાનીઝ

સાથે વાતો કરતો—અંતર કલહ કર્યા કરતો.

એ ઘેર આવતો જતો પણ કંઇ જ બોલતો નહિ. એની ખાત્રી થઇ ગઇ કે તામા પણ કંઈ જ બોલવા માગતી નથી, અને બોલશે પણ નહિ. એના અંતરમાં પ્રશ્નો ઉઠશે તો પણ નહિ જ પૂછશે. પણ થોડા દિવસ પછી એને એમ પણ લાગવા માંડયું કે તામા આ બધાંનો વિચાર સરખો પણ નહોતી કરતી. શું આ બધી સહૃદયતા હતી કે એનો વિચાર સરખો નહીં કરવાનો નિશ્ચય હતો?

બન્જી તો હવે એની નજરે પણ પડતો નહી. બન્જી એજ રાત્રે ચાલ્યો ગયો હતો. ઇવાનને બન્જીની જગાએ આવવાની આશા હતી. કદાચ મી. મુરાકી કે શીયો એને આ વાત કરે પણ બન્જીની ઓફીસ તો ખાલીજ રહી. ઇવાન નિત્ય નિયમ પ્રમાણે કામે લાગ્યો. હવે કામ ઘણું વધી ગયું હતું. ફરીથી વહાણો ધમધોકાર આવવા માંડ્યાં. પણ હવે ઘણાખરાં પારસલો નાગાસાકીમાં ઉઘાડવામાં આવતાંજ નહી. હવે તે શીયો પાસે સીધાં યોકોહામા જતાં, અને ઇવાનને શીયો તેનાં વર્ણન ને નોંધ મોકલતો તેથી સમજ પડતી હતી. વર્ણન વાંચીને ઇવાન તેની યાદી કરી લેતો અને વસ્તું ગણનામાં આલેખી લેતો. ચેંકીગથી હવે ઘણું આવતું. લૂંટેલો માલ મી. મુરાકી ખરીદતા અને વેચતા. આ પ્રશ્ન ભયંકર ગમગીનીથી ઇવાનના અંતરને મૂંઝવી રહ્યો.

છતાંય એને માટે કોઇ એક શબ્દ ઉચ્ચારતુ જ નહીં. બીજો કંઇ પણ ફેરફાર ઇવાને લોકોમાં જોયો જ નહી. પેલી બે છોકરીઓ એની ઓફીસમાં એટલી જ આજ્ઞાંકિત હતી. છતાં પણ લોકો થોડાં તો બદલાયાં જ હતાં. પહેલાં જેટલી સરળતાથી કે હાર્દીકતાથી એની સાથે બોલતાં નહોતાં. એને આ ચૂપકીદી ખૂબ ગુંગળાવતી. કંઇક ભયંકર અંધકાર એની

આસપાસ વિંટળાઇ રહ્યો હોય તેવું જ એને લાગતું. કે પછી તો એનાજ મનનું આ બધું કારણ હોય અને લોકો બદલાયા હોય કારણ કે સૌ પોતાના દુઃખથી ઘેરાયલાં હતાં, અને તેથી પણ ધુમરાયલાં ફરતાં.

આ બધા પાછળ શું છે તે 'એ કહી શકતો જ નહિ.' આ શાંતિમાં તો એનું જીવન બધું જ એક અસત્યમાં જીવતું થઇ ગયું હતું. એણે જે કંઇ પોતાની દુનિયા રચી હતી, લગ્ન, ઘર, બાલકો, પોતાનું સ્થાન, એ બધી જ દુનીયા, એનું આખું યે સર્જન સરી જતું લાગતું. જાપાન વિષે મનમાં ને મનમાં સતત ચર્ચા ચાલી રહેતી. એજ એના જીવનની વાસ્તવિક્તા બની રહી. જ્યારે આ અંતરયુદ્ધ એના મનમાં થતું ત્યારે બન્જી કે તામા કે સુરાકી વિશે એને વિચાર જ નહોતો આવતો પણ એક અજ્ઞાત જાપાન સાથેજ આ અંતરચર્ચા ચાલી રહેતી. આ રળિયામણો સમુદ્રથી વિંટાયલો ટાપુ, સૌન્દર્યરસિક દેશ, અહીંની હરિયાળી ટેકરીઓ આ બધીજ વસ્તુઓ જેનું સૌન્દર્યપાન એણે કેટલા આનંદ અને ઉત્સાહથી કર્યું હતું તે આ જાપાન નહી. જેની સાથે એ લડી રહ્યો છે તે આ જાપાનજ નહીં.

એના ઘરમાં તામા એની બધીજ સગવડ સાચવતી. નક્કી કર્યા સિવાય હવે એ લોકો કદી બ્હાર નહોતાં જતાં. એક દિવસ ઇવાને કહ્યું:

'છોકરાંઓને મેદાનમાં ફરવા લઇ જવાં છે?'

એણે એનું માથું ધુણાવી કહ્યું 'નારે! ઘરમાં એ લોકો ઘણી મજા કરે છે. શા માટે આપણે લઇ જવાની માથાકૂટ કરીએ.'

તામા હસી પડી. એ ખંડ છોડી ચાલી ગયો. એના એકલા અંતરમાં એ કેટલીય વાતો કરતો. એ એક ચાઇનીઝને પરણી છે તેની એને શરમ નથી આવતી ને એના લોકો એને

ધૂત્કારતાં નથી ને? એને એ કદી આ પૂછી શકયો નહી. અને એ તામાને આનું દુઃખ થતું હોય અને જ્યારે એ જાણશે ત્યારે જીવનનો પાયોજ હાલવા માંડશે.

બ્હારની બારીમાંથી જીરોનો મધૂર અવાજ સંભળાયો. 'મા, તું નથી જોતી ત્યારે મીટયા કેમ રડ્યાજ કરે છે?'

તામાએ એના શાંત અવાજે જવાબ આપ્યો: 'એના બાઇને મારી નાખ્યો છે માટે.'

'કોણે મારી નાખ્યો છે! મા!' જીરોના અવાજમાં જીજ્ઞાસા હતી અને હઠ પ્રધાન અવાજ હતો.

'ચીનના સૈનિકોએ ચીનમાં એને મારી નાખ્યો.' તામાએ જવાબ આપ્યો. તો તો એ લોકો ખરાબ.' ચ્હીડાઇને જીરો બોલ્યો.

ઇવાને આ સાંભળ્યું. ઇવાન તામા પર ખૂબ ગુસ્સે થઇ ગયો. એને ફક્ત એટલુંજ કહેવું જોઇતું હતું કે 'કોઇ એનું સગું મરી ગયું છે.' એણે બારીમાંથી ડોકાતાં જોયું તો એ જીરોને લઇ ઝાડને પાણી પાતી હતી. ' તામા! આ બાળક શું સમજવાનું હતું?'

ઇવાનનો અવાજ સાંભળી ઇવાનને તામાની નજર જરા દર્દભરી લાગી. તરતજ ઇવાનને તામા સાથે વાતો કરવાનું મન થયું. પણ હવે જીરો એક પીળા પતંગિયા તરફ નજર નાખી જોયાજ કરતો હતો એ પેલી વાત ભૂલી ગયો હતો.

ફરીથી ઇવાન વાંચવા લાગ્યો. આજે રાત્રે તામા સાથે વાતો નક્કી કરી જ નાંખવી. ૩૦૦ નિર્દોષ માણસો મરી ગયા તે એ ભૂલવાની નથી. એ કંઇ પણ કહેશે તો એજ જવાબ એના મગજમાં તૈયાર હશે. પછી ભલે જવાબ નહી આપે. શાંઘાઇમાં તો કેટલાય જાપાનીઝ હતા. કોઇ એની દરકાર પણ કરતું નહોતું. શાંઘાઇમાં તો જાતજાતના લોકો હતા. દરેક પ્રજાનો નમૂનો કદાચ વસતો હશે. પણ કોણ જાણે કેમ હવે એની

સ્મૃતિમાં જાપાનીઝો તો બહુજ સ્પષ્ટતાથી દેખાતા કારણ કે જાપાનીઝ લોકોએ ત્યાં ભાત પાડી હતી. જ્યાં જાપાનીઝો વસતા ત્યાં જાપાનમાં રહે તેમજ રહેતા. ત્યાંના જેવાં ઘરો, ત્યાંના જેવા બગીચાઓ ને ત્યાંનીજ સૌંદર્યભાવના સેવતા. છતાં ય ઇવાન પોતાના દેશને પણ ઓળખતો જ હતો. એ લોકો કંઇ રમતના આનંદ માટે જ કોઇ લોકોને મારી ન જ નાંખે. જાપાનીઝોએ નક્કીજ કંઇ અન્યાય કર્યો જ હશે. કંઇક નવું કર્યું હશે કે જેથી ચીનાઓ ઉશ્કેરાયા હશે. એમ થયું હોવું જ જોઇએ. આ બધું જ એણે તામાને કહેવું જોઇએ. અને આજે રાત્રે એ નક્કી પોતાનું અંતર ઠાલવી દેશે.

અને પછી એને તામાએ બાગમાં આવવા બૂમ પાડી એટલે એ બ્હાર ગયો. બાળકો બન્ને ઊંઘી ગયાં હતાં. મિટ્યા પણ બ્હાર ગઇ હતી. બન્ને જણ મી. મુરાકીએ બનાવેલી રેતીની પગદંડી જે સમુદ્ર સુધી પહોંચતી હતી તે પર ચાલતાં ચાલતાં ગયાં. નિશારંગી સમુદ્ર તરફ બન્ને જણ નજર નાખી રહ્યાં હતાં. હવે તો બોલવાનો ખરો અવસર છે. એ પહેલાં એને તામાની આ ચૂપકીદી દૂર કરવી હતી કોઇ પણ પ્રયાસે.

'છોકરાઓ આજે મઝામાં છે?' ઇવાને પૂછ્યું.

'હા' તામાએ શાંતિથી કહ્યું 'ઘણા સારા છે.'

'તામા, તું સમજે છે ને મ્હેં સવારે જીરોને વિષે કહ્યું હતું તે.' ઇવાને આગળ ચલાવ્યું.

'હા, હા. પણ છોકરાઓ તો ઝટ બધું જ ભૂલી જાય છે.' તામાએ કહ્યું.

આ શબ્દોનો અર્થ દેખાય છે તેના કરતાં વધારે ગહન તો નથી ને? ઇવાનને શક પડવા માંડયો? તામાની મુખરેખા જોવાનો ઇવાને પ્રયાસ કર્યો. બધીજ મુખરેખા ઉડતી રેતીમાં ઢંકાઇ રહી હતી. ફકત એનું ઉજળું મોઢું કાળા બાલ નીચે દેખાતું હતું.

'તું જાણે છે તામા, આપણે બધુંજ સત્ય જાણતા નથી. જ્યાં સુધી હું જાણીશ નહિ ત્યાં સુધી એને વિષે બોલવાનો જ નથી. મ્હારા પિતાને મ્હેં પત્ર લખી બધું જ પૂછાવ્યું છે. પછી આપણે નક્કી કરશું.'

'શું નક્કી કરશું !' તામાનું સફેદ પૂણી જેવું મુખ ઇવાન તરફ ફર્યું.

'ના ના ત્યાર પછીજ આપણે આપણો મત બાંધી શકીએ' ઇવાને કહ્યું 'તું આ બધું જાણે છે ? તામા,' ઇવાને પૂછ્યું.

આટલું પૂછતાં પણ તામાનો કંઇક પ્રત્યુત્તર ન આવ્યો એટલે ઇવાન ખૂબ ચીડાઇ ગયો.

'તામા.'

પછી તામા બોલી ખરી.

'પણ આ વાતોને ને આપણા જીવનનો શો સંબંધ છે ?' તામાએ કહ્યું.

તામા વાત ઉડાવતી હતી. અંદરથી કદાચ ઇવાન સામે એનું હૃદય કેટલીક પળે બંડ ઉડાવતું પણ હોય. પણ ઇવાનને તો તામાના હૃદય પાસે જવું હતું. એનું હૈયું ખોલાવવું હતું.

'મ્હારે તને એક જ વિચાર કરતી કરવી છે કે આ બધા પાછળ કંઇજ મોટું કારણ હશે.'

તામાએ આ સર્વ સવાલની આશા રાખી હોય અને તેનો ઉત્તર તૈયાર રાખ્યો હોય તેમ કહ્યું :

'હું તમારી પરિણીતા છું પછી હું ગમે તે વિચાર કરું તો પણ શું ?'

હા. પણ આવું તો કોઇ પણ જાપાનીઝ સ્ત્રી કહી શકે. આ જવાબ નહોતો. આ તો વાતોમાંથી, તકરારમાંથી છટકી જવાનો એ પ્રયાસ કરતી હતી.

'પાછી તું જાપાનીઝ સ્ત્રી નહી બની જા.' ઈવાને ગુસ્સે થઈ કહ્યું.

'પણ હું જાપાનીઝ સ્ત્રી જ છું ને'

એના અવાજમાં રોજની મૃદુ મીઠાસ હતી. છતાંય પોતાની પાસે તે એને અણનમ અને અગમ્ય દેખાતી. એનું અંતર પણ બ્હારથી રાત્રી જેવું અવિંધ્યું લાગતું.

'સત્ય વાત તો એ છે કે તેં તારું મન મકકમ કરી નાખ્યું છે.' એના નિશ્ચયના એને કોઈ પણ રીતે ટૂકડે ટૂકડા કરી નાખવા હતા. 'કારણ વગર પણ તું માની બેઠી છે કે મ્હારા લોકોએ પણ જેમ જાપાનીઓને ઠાર કર્યા. તું મ્હારા લોકોને ઓળખતી નથી. જો તું એ માની શકે તો તેં મ્હને પણ હજુ ઓળખ્યો નથી. અમારી તો વર્ષોજુની વેદના છે, તમે જાપાનીઓએ અમારી ભૂમિ ચોરી છે, અમારો વેપાર ઘસડી ગયા છો.' તામા જ જાણે જાપાન હોય તેમ વાત કરી એ તેને અન્યાય કરતો હતો. પણ એક વખત શરૂ કર્યા પછી એ અટકી શકયો નહી.

'ના હું જાણું છું. પરિસ્થિતિ કેવી બની હશે. અમારા સૈનિકોથી પેકીંગ જીતાતું ન જોવાયું હશે. દુશ્મનનો વાવટો પોતાની ભોમ પર ફરકતો જોવાનું અસહ્ય બન્યું હશે. અમે વર્ષો થયાં જેમ તેમ ટકાવી રહ્યા હતા.'

તામા વચમાં જરાક આવેશમાં આવી ગઇ ને ઇવાન સામે બોલવા લાગી:

'સને ૧૯૨૭ ની માર્ચ મહિનાની ૨૧ મી તારીખે નાન્કીંગમાં કોણે જાપાનીઓને મારી નાખ્યા હતા? ૧૯૩૨ માં કોણે શાંઘાઇમાં મારી નાખ્યા હતા?'

'તે મ્હારી સામે આટલો બધો રોષ આટલા વર્ષથી છુપાવ્યો હતો? ને મ્હને આટલે વર્ષે સંભળાવે છે.'

તામાએ માથું ધુણાવ્યું.

'ના, તમારી સામે નહિ પણ તમારા લોકો સામે.' તામાએ

સમજાવ્યું.

'પણ હું પણ તારે મન તે લોકોજ છું ને' ઇવાનને તામાને મારી નાખવાનું મન થયું. પણ તેને યાદ આવ્યું કે પોતે જ તામા જપાન હોય એમ સંબોધીને વાત કરવાની શરૂઆત કરી હતી. દર્દભર્યા અવાજે તામાએ પૂછ્યું:

'ત્યારે શું તમારે મન હું મારી નાખવા લાયક જ છું ને?'

તામામાં હવે જપાનીઝ પણું રહ્યું નહીં. તેઓ સર્જનકાળથી ચાલ્યા આવતા જાતિ ભેદને સામ સામે પક્ષે ઉભેલી બે વ્યક્તિઓ હતાં. એકાએક તામા ઇવાનની બાથમાં આવી પડી. તામાએ પોતાના હાથ ઇવાનને ગળે વિંટાળી દીધા અને ખૂબ જોરથી ડુસકે ડુસકાં ખાતી એના ખભા પર માથું ઢાળી રહી. છેવટે તામાનું હૃદય ભાંગ્યું. પણ એમાં કંઇ ઇવાનને વિજય નહી લાગ્યો. એના ભગ્નહૃદયમાં હતી એટલી જ અશરણતા હતી.

'તામા! છાની રહે છોકરાંઓ જાગી જશે.' બ્હાર ઉદ્યાનની નિરવતામાં એનો અવાજ વિશેષ સંભળાતો હતો. જીરો જાગી ઉઠયો. આ રડવાનું કારણ તેઓ બાળકોને શું આપી શકે? બાળકોને આ કેમ સમજાવી શકાય? ઇવાન પોતે જ નિર્બળ બની થાકી ગયો હતો અને એનો ગુસ્સો હવે ઉતરી ગયો હતો. તામાનું માથું એ પંપાળી રહ્યો હતો.

'તારી વાત ખરી છે. જે કંઇ સાચું હશે કે ખોટું હશે એની સાથે આપણા જીવનને શી લેવા દેવા છે?'

ઇવાન તામાને વળગી રહ્યો. તામા પણ એને વળગી રહી. બન્ને જણાં એક અનંત ઉંડી ઉર્મિથી એકબીજાને જોરથી ભેટી રહ્યાં.

...આ ઉપરાંત એમનો પ્રેમ કંઇક વિશેષ માંગી રહ્યો હતો. છતાંય ઇવાનની ઇચ્છા મરી ગઇ. એને તામા જોઇતી હતી. છતાંય એને દૂર કરવી હતી. થોડીવાર તામાએ રાહ જોઇ

અને પછી તામાએ જ પૂછ્યું, 'કેમ શું થયું ?'

ઇવાનથી કશું જ બોલાયું નહી. એ તો વિસ્મયશુન્ય બની પડયો હતો. હજુ પણ એના હાથ તામાની આસપાસ વિંટળાયેલા હતા. એને પણ પોતાની જાતની શરમ આવી. એ કંઇક નિરાધારતા અનુભવી અવાક બની રહ્યો હતો. એક ક્ષણ પછી તામા પણ કંઇક દુર ખસી જઇ કપડાં ઠીક ઠાક કરી સુઇ ગઇ.

પણ શું તામા નિદ્રાવશ થઇ ખરી? એતો સુતી સુતી સરખી જ દેખાતી. એના પગને ખભાને અડકી ઇવાન સુઇ રહ્યો હતો. બન્ને એક બીજાની બહુજ નિકટ સાનિધ્યમાં પડી રહ્યાં હતાં. ઘરમાં તો બન્ને જણાના અંતર પાસે પાસે વસતાં. તામાએ જરા વધારે નજીક આવી પોતાની છાતી પર ઇવાનનો હાથ દાબ્યો. એના સ્પર્શથીજ ખબર પડતી કે તામાની દેહ હતી તેવી જ મીઠી અને આકર્ષક હતી. એનામાં પરિવર્તન થતું જતું હતું. ના ના, એ પોતે બદલાતો જતો હતો. કંઇક મૃદુતા ઇવાનમાં પ્રસરી રહી પણ એ બધું અંતિમ ઇચ્છામાં પરિણમતું નહી. ફરી પણ એ આવેશ થીજી જતો. તામા જે મૃદુતાથી, પરવશતાથી, ઇવાનનો હાથ દાબી રહી હતી તે પરથી અને પણ થયું કે તામાના હૃદયમાં પણ કંઇક મૃત્યુઘંટ વાગી રહ્યો છે. તેને પણ હવે બીજા છોકરાં નહોતાં જોઇતાં. દૂરદૂરના પૂર્વકાળમાંથી તેમના પૂર્વજોની કબરમાંથી કંઇક અદ્રશ્ય શાન્તિ એકાએક આવીને એમને વિખૂટા પાડી ગઇ.

'ગંજીરોને શરદી થઇ હતી. માટે આજે તો હું એની સાથે જ સૂઇશ.' બીજે દીવસે તામાએ કહ્યું.

ઇવાનના ખંડમાંથી પોતાના બીસ્તરા પથારી ખસેડી એ ત્યાં સુવા ગઇ. હવે ગંજીરો જીરો પાસે સુતો હતો. 'આજની જ રાત.' એને કહ્યું હતું. પણ ઇવાન સમજ્યો હતો કે હવેથી રોજ આવી જ રાત જશે. હવે બન્ને વચ્ચેનો ઉંડો પ્રેમ ઉદ્ભવી

શકવાનો જ નથી.

'પણ એને તાવ છે ખરો?' ઇવાને પૂછ્યું.

'થોડો.'

લાકડાનો તકીયો, અરીસો, અને બાલ ઓળવાના સોયા પીનો બધાની પેટી ઉપાડી તામા ગઇ. હવે કદી ઇવાન તામા પર ચીડાવાનો જ નથી. તામા તો ઇવાન સામે એટલા પ્રેમથી વર્તતી કે તામાને જરા પણ દુભવતાં ઇવાનને દુઃખ થતું. આજ જીવનની કુમાશ બન્ને વચમાં એક મોટું અંતર કરતી ગઇ. કોઇ પણ રસ્તે હવે એ ખાડો પૂરાવાનો નથી. કંઇ પણ થશે તો પણ આટલી મૃદુતા તો રહેશેજ.

દિવસો જતા ગયા તેમ ઇવાનની નિર્જનતા વધતી ગઇ. કેટલીક વાર એને લાગતું કે જીરો અને પેલો નાનો છોકરો પણ એના તરફ અરૂચી બતાવતો. પછી પાછું એ પોતની જાતને કહેતો કે આવું ન બની શકે. એ પોતે જ બહુ ગંભીર બની રહ્યો હતો. પણ એને તો જીવન જીવવું વધારે ને વધારે મુશ્કેલ લાગતું ગયું. એના પિતા તરફથી કે ઇકો તરફથી એક પણ પત્ર ન આવ્યો. છાપાઓમાં માનતો નહોતો એટલે એને છાપાઓ વાંચવાં ગમતાં નહી. એ વાચતો નહિ એટલે એ કંઇ જાણવા પણ પામતો નહીં.

બન્જીની ઓફીસમાં એને એક દિવસ બોલાવવામાં આવ્યો. બન્જીની ઓફીસમાં એણે એક જુવાનને બેઠેલો જોયો. જે માણસ પર એને તિરસ્કાર હતો તેને જ એણે આ સ્થાને જોયો.

'મ્હારૂં નામ હીડ્યો શી.' પેલો જુવાન બોલ્યો 'હું તો એક નાનો સંચાલક હતો અને આજે મ્હને આ પદવી પર લાવવામાં આવ્યો છે. કમનશીબે મારી આંખો ખરાબ છે, નહી તો જરૂર! હું ચીન સાથે લડવા જાત જ. આવો બેસો.'

એ ખૂરશીમાં બેઠો અને ઇવાને નમન કર્યું. ગઇ વખતે

બન્ગી ગયો હતો ત્યારે એ પોતે જ મેનેજર થયો હતો. ત્યારે આ વખત શીંઓએ આને કેમ મોકલ્યો? પોતાની પર નજર રાખવા?

'આજ સવારનું છાપું તમે જોયું છે?' હીડોએશીએ પૂછ્યું અને એ મોટેથી હસાવ લાગ્યો.

'ના મ્હેં નથી જોયું' ઇવાને કહ્યું. એને અત્યારથી જ આ માણસ પર તિરસ્કાર આવવા માંડયો.

'તો વાંચી જુવો :' તેણે ઇવાન તરફ છાપું ફેંકયું. 'બહુ જ હસવા જેવું છે.'

ઇવાને પહેલું પાનું જોયું. તેમાં શાંઘાઇ વિષે જ ઉલ્લેખ હતો. કેટલા દિવસથી એણે છાપું ઉઘાડયું નહોતું. હા પણ જાપાનીઝો શાંઘાઇમાં હમણાં શું કરતા તા? આ શું છે? બધું હસવાનું. કંઇક ભૂલ માટે

'ચીનાઓ જ જાપાનને મદદ કરે છે.' તેણે વાંચ્યું. 'ચીની વિમાનીએ શાંઘાઇ પર બૉમ્બ ફેંકયા.' અને પછી બધી હલકી મશ્કરી આવી—હલકી—એક જુવાન વિમાનીએ સ્થળની કંઇ ભૂલ કરી હતી અને જાપાનનું માનીને એક બીચોબીચ રસ્તા પર બૉમ્બ ફેંકયા હતા 'સેંકડો લોકો મરી ગયા......'

ના, ના, પણ આ તો એક જાપાનીઝની યુક્તિ હતી. એને તે રસ્તો ખબર હતો. તે ત્યાં કેટલીએ વાર ગયો હતો. ત્યાં લોકો હંમેશાં ટોળે ભરાતા—કંઇક ખરીદી કરવા આવતા...અહિં તેનું ચિત્ર પણ હતું. હલકા જાપાનીઝ કાગળ પર હતું એટલે ઝાંખું હતું છતાંય ઓળખાય એવું હતું. ભીંતો પડી ગઇ હતી. અને માણસોનાં શરીરો જ્યાં ત્યાં દબાયલાં કે લટકતાં દેખાતાં હતાં.

ઇવાને હીડ્યાશીના હસતા મોઢા સામે જોયાજ કર્યું. 'તમે વાંચો છો કે કેમ? કેવું ભયંકર છે અને છતાંય કેવું

હાસ્યાસ્પદ લાગે છે.? પોતાનાજ લોકો પર ગોળા ફેંકવા એ શું હાસ્યાસ્પદ નથી?'

પ્રવાનને ગુંગળામણ થવા માંડી.

'ના ના, કંઇ ભૂલ થઇ છે. આમાં કંઇ સત્ય તો નથીજ' પ્રવાન ધીમેથી બબડયો.

'ના ના. કંઇજ ભૂલ નથી. દરેક છાપામાં એને એજ વાત છે. જપાનીઝની જીત જેટલીજ આની પણ અગત્ય છે. હવે બધાં જ અમેરીકનો અને અંગ્રેજો ઠઠ્ઠા કરશે, કહેશે કે ચાઇનીઝ લોકો કેવા મૂર્ખ છે. ચીની લોકો બહુ જ દયાળુ છે. પોતાના લોકોને મારી નાખી દુશ્મનને મદદ કરે છે.'

'ત્યારે જપાનીઝ ચાઇનીઝને મારે છે એ તો તમે કબૂલ કરો છો ને?' પ્રવાને પૂછ્યું.

'હવે અમે એમના અપમાનો સહન કરવાનાજ નથી. અમે કેટલી ધીરજથી એમનો બહિષ્કાર, ખોટો તિરસ્કાર, લોકોના હુમલાઓ કે જેને માટે એમને કંઇ પણ શીક્ષા કરવામાં પણ આવી નહોતી, એ બધું જ સહન કરતા આવ્યા હતા. હવે અમારા શહેનશાહે તો નકકી કર્યું છે કે આ દુશ્મનાવટનો છેડો આણવો. જ્યાં સુધી જપાનીઝ લોકો સામેનો વિખવાદ, અને વેરભાવ દૂર નહી થાય ત્યાં સુધી અમે તો લડ્યાજ કરશું. ચાઇનીઝો સાથે સહકાર સ્થાપીશું ત્યારેજ આનો અંત આવશે.'

પ્રવાને હીડયોશી સામે જોયા જ કર્યું. એ તો આ બધું માનતો જ નહોતો.

'તમે એમ કહેવા માગો છો કે તમે અમારા શહેરો પર ગોળા ફેંકશો, અમારી સ્ત્રીઓ પર બળાત્કાર કરશો, અમારા લોકોને મારી નાખશો, જ્યાં સુધી અમારી પ્રજા તમને પ્રેમ કરતાં શીખે નહીં ત્યાં સુધી?'

'ત્હમે શું કહ્યું. મ્હારે તમારી સાથે પ્રેમ કરવો કારણ ત્હમે અમારી પર ઔમ્ગ.........'

મી. હીડયોશી જરા ઝંખવાણા પડ્યા. ઇવાનને પણ ખડખડાટ હસવું આવ્યું 'અમે કંઇ તમારા પર નથી કહેતા. આપ તો એક વ્યક્તિ છો. અને હવે તમે પણ લગભગ જાપાનીઝ જ બની ગયા છો આટલાં વર્ષો જાપાનમાં રહી રહીને. વળી પાછા જાપાનીઝ સ્ત્રીને પરણ્યા છો.'

ઇવાનનું હાસ્ય એકાએક બંધ પડી ગયું. હીડયોશીના શબ્દોએ એને એકદમ ગંભીર બનાવી દીધો.

'કેમ એકાએક ગંભીર બની ગયા ?'

'કંઇ નહી. મ્હને એક પળમાં બધું જ ભાન થાય છે' એમાં હસવા જેવું કશું જ નથી.' કહી ઇવાને ઓફીસ તરફ જવા માંડ્યું. ઓફીસના ટેબલ પર બેઠો પણ ફરી એની એજ વેદના અંતરમાં સંચરી રહી હતી એટલે એનાથી કશું જ કામ થઇ શક્યું નહી.

'અમે તમને તો જાપાની તરીકે જ ગણીએ છીએ' હીડયોશી ના શબ્દો ગણગણ્યા. એનલેને એક વખત એની ખાસીયત મુજબ જાપાને ચીનમાં શું શું કર્યું તેનો ઇતિહાસ લખ્યો હતો. એને યાદ આવ્યું કે ઇતિહાસ લાંબો હતો ને એના દાદાનો સમય પણ એમાં આવી જતો હતો. જબરજસ્તીથી લીધેલી જમીન ને વહેપારની છુટછાટો, સરકારને નામે ચીનમાં લુંટારૂ સરદારોને ધીરેલાં નાણાં, ને બદલામાં લખાવી લીધેલાં ખાણોમાંના કીંમતી હકકો, કીઓ ચઉનો કબ્જો, એકવીસ માગણીઓ વગેરે વગેરેનો તેમાં ઉલ્લેખ આવતો હતો. તે ન્હાનો બાળક હતો ત્યારે જાપાન વિરોધી દેખાવો જોવા તેની આયા તેને લઇ ગઇ હતી તે તેને યાદ આવ્યું. સુંદર ધજાઓ ફરકતી હતી. એક પોસ્ટરથી તે ગભરાઇ ગયો હતો. એક મ્હોટો રાક્ષસી

જાપાનીઝ ચિતર્યો હતો અને તે ન્હાનાં નિર્બળ ચીનાઓને મારી જતો બતલાવ્યો હતો. તે બીધો હતો અને રડીને ઘેર જતો રહ્યો હતો. ત્યાર પછી એને ઘણીવાર ખરાબ સ્વપ્નાંઓ આવતાં. અને બીકનો માર્યો એ ચીસ પાડી ઉઠતો. એક દિવસ પેયોની બાબ્બુનો ખાટલો લાવી એની પાસે સુઇ ગઇ. એ જાપાનીઝ તો કેમજ કહેવાય? તામા પણ કંઇ એના અંતરથી અલેક નહોતી. એના હૃદયતલને કોઇ સ્પર્શી શક્યું જ નહોતું. દ્વાર જ પરાયા હતાં.

બે દિવસ પછી પાછી નવીન ખબર આવી હતી. મી. હીડયોશી ફરી પાછા ઇવાનની ઓફીસમાં આવ્યા.

'હવે અમે અમારા દારૂગોળા શાંઘાઇ પર ફેંકવા શરૂ કરી દીધાં છે.' એના દાંત કંઇક ગર્વમાં પીસતાં એણે કહ્યું. ઇવાનને આ માણસ પર બહુ જ ચ્હીડ આવતી. એને એક પાંદડા જેમ આ માણસને છૂંદી નાખવાનું મન થયું. હીડયોશીએ ઇવાનનું મોઢું જોઇ બારણું જ બંધ કરી દીધું.

તે વખતે એનું મન તિરસ્કારથી ઉશ્કેરાયલું નહોતું. એને કોઈએક કંઇક કરવાનું કહ્યું હોય તેમ એ કરવા લાગ્યો. એનામાં તિરસ્કાર કરતાં પણ બીજી કંઇ અંતરના ઉંડાણમાંથી અકથ્ય કડવાશની લાગણી આ માણસ તરફ ઉત્પન્ન થઇ.

સાત દિવસ પછી ચીનથી પાછું એક વહાણ આવ્યું. ઇવાનને માથે આ વહાણનો સામાન લેવાનું હતું. વહાણ ખાલી થતું જોવાનું દ્રશ્ય અવનવું લાગતું હતું. મુરાકી નામના ચિન્હોવાળા કંઇક પારસલો જુદા પાડવામાં આવ્યાં. બીજા બધાની પાસે તો મુરાકીના સામાનનો હીસાબ નહોતો. આ કંઇ અજાયબ વસ્તુઓ નહોતી પણ લોકોની રોજની વપરાશની ચીજો હતી. કેટલાંક પોટલાંઓ ઉતાવળમાં ઢીલાં ઢીલાં બાંધેલાં હતાં. કંઇક કોતરેલી ખુરશીઓ, કે ટેબલો અને ઘણામાં તો કંઇક

ખાટલાઓ, સંચાઓ, પીયાનો, ચિત્રો, વીજળીના રેફ્રીજરેટરો અને સંગીતના વિવિધ વાજીંત્રો, ગાલીચાઓ તકિયાઓ જ નજરે પડતા. ઉંચા વર્ગના ચાઈનીઝો પોતાના ઘરમાં રાખતાં હતાં તે બધું જ આવતું ગયું. કદાચ એના પિતાના ઘરમાંથી પણ કંઈક ઘસડાઈ આવ્યું હશે.

એની બધી વસ્તુઓ જોઈ એને થયું કે કદાચ કેટલીક ઓળખાશે. દરેક વસ્તુનો કોઈક માગતો ઘરાક તરતજ દેખાયો.

હવે એને સમજ પડી કે યુધ્ધે હવે ખરેખરું સ્વરૂપ પકડયું છે. આ બધો જ લૂંટેલો માલ છે. આ બધું જ બિચારા ચિના-ઓના ઘરમાંથી લુંટી લીધેલું છે.

એનું મન ગુસ્સામાં ઉશ્કેરાઈ ગયું. એનું કામ પણ ગુસ્સામાં ને ગુસ્સામાં થંભી જતું હતું. છેવટે એણે બીજી વસ્તુ પણ વહાણ પરથી ઉતરતી જોઈ. જ્યાં સુધી બધું ઉતરી રહ્યું ત્યાં સુધી એ ઉભોજ રહ્યો. લાકડાની નાની નાની પેટીઓ હતી. દરેક પર નામ લખ્યાં હતાં. એક માણસ સૌના નામ પુકારી રહ્યો હતો. નામ પોકારાતું કે કોઈ આવી તે પેટી લઈ જતું. આ બધા ડબ્બા લેનારા શોકવેશમાં આવેલાં હતાં. આ ડબ્બામાં મૃત સૈનિકોની ભસ્મ હતી.

પણ એને તો મરી ગયેલા ચીનીઓનો જ વિચાર આવ્યો હતો. હવે એને થયું કે એ કેવો મૂર્ખ હતો. આ લોકોને પણ ખૂબ દુઃખ પડયું હોવું જોઈએ.

એતો મૃત્યુનાં અવશેષ લઈ જતાં માણસોને જોઈ રહ્યો. મ્લાન વદને દરેક માણસ આ અમૂલ્ય સ્મૃતિ લઈ શાંતિથી ચાલ્યો જતો. કોઈ મોટેથી રડતું પણ સંભળાયું નહિ. આટલા દુઃખ સાથે પણ હસવું એ આ પ્રજાનું શિક્ષણ હતું. સ્વજનોને યુધ્ધમાં મરી જતાં જોતાં પણ હાસ્ય વેરવું તે એ લોકો શીખ્યાં હતાં. છતાંય મનુષ્ય સ્વભાવ પોતાનો માર્ગ લે છે તેમ કેટલાંકનં

આંખોમાંથી નિરવ આંસુ સર્યાંજ જતાં હતાં.

એ પોતાનું સ્થાનજ ભૂલી જતો એ ટોળાની પાસે ઉભો હતો. બધાની એના પર રડતી આંખો પડતી પણ એના પર કોઇને તિરસ્કાર ઉદ્દ્ભવતો નહિ. પણ નિ:શબ્દ વિશાદથી સૌ એને જોતા. આ દ્રસ્ય એને ભીંજવી રહ્યું. એના દેશમાં આવું નહોતું. એના લોકોને આટલી શિસ્તતાથી દુ:ખ સહન કરવાનું શિક્ષણ જ આપવામાં નહોતું આવ્યું. એ લોકો તો દુ:ખમાં ગાળો ને શ્રાપજ વરસાવે. તે અડધો શરમથી, મનમાં ખેદભર્યો જતો હતો એવામાં એક વૃદ્ધ પુરૂષ સાથે અકળાયો. એ તો એકલો ઉભો હતો. પેલો ડબ્બો પ્રેમથી પોતાની છાતી પાસે વીંટાળી બાળકને સોડમાં સંભાળે એટલાજ પ્રેમથી પેલી ભસ્મ સંભાળી રહ્યો હતો. યુવાન પણ જરા અનાયાસે પેલા વૃદ્ધની આંખોમાં જોઇ રહ્યો. અદ્દભુત ધીરજથી સહન કરવાની આ પ્રજાની ગૌરવભરી કરૂણતા યુવાનને મુગ્ધ કરતી ગઇ. યુવાન કંઇક અસ્પષ્ટ બબડ્યો. ધીમેથી આ વૃદ્ધે ઉત્તર આપ્યો, 'અમે તને શા માટે ધિઃક્કારીએ ? તેં અમારૂં કંઇ બગાડ્યું છે. ? તારે ને આને કંઇજ લેવાદેવા નથી અને અમને તો દેશ માટે અમારાં દુ:ખ સ્મિત વેરતાં સહન કરવાનું શિખવવામાં આવ્યું છે.' આંખોમાંથી અશ્રુધારા વહી રહી હતી. પેલો ડબ્બો એના હૃદય સાથે ચાંપતો ધ્રૂજતા અવાજે એ બોલ્યો :

'હાશ ! આ ભસ્મ મ્હારા જીવનનો આનંદ છે. મ્હારા એકના એક પુત્રની પૂણ્યસ્મૃતિ.'

યુવાનના અંતરમાં એકાએક કંઇક જયોત પ્રકાશી. એનું મૌન. એનાં જીવનમાં વ્યાપેલો અંધકાર, બધું જ એકાએક ઓસરી ગયું. તેજ ક્ષણે એને પોતાનું પૂર્વજીવન સાંભર્યું. એનો જૂનો પ્રાણ ફરી સજીવન થયો હોય તેમ એને પોતાના દેશનાં સ્વપ્નાં જોતી બાત સાંભરી. એને સ્વપ્ને માતૃભૂમિને ઘડવાની આશા સેવતી જૂની

વાત યાદ આવી. આ લોકો કેવાં પોતાના દેશને ચાહે છે! આ વૃદ્ધની આંખોમાં દીપતો રાષ્ટ્રપ્રેમ—જીવનના સૌ પ્રેમ કરતાં શ્રેષ્ઠ હતો એવું જ ઇવાનને લાગ્યું. એક વ્યક્તિનો બીજી વ્યકિતમાટેનો પ્રેમ મામુલી સ્વાર્થી હતો! આ પ્રેમની ઊંચી કક્ષાના પ્રેમમાં કોઇ પણ બીજા પ્રકારનો પ્રેમ વિલીન થતો ને નાનો દેખાતો. અનંતને આરે કંઇક અન્ત દેખાડતી બીજી સર્વ ઉર્મિ દેખાતી શું એનામાં આ પ્રેમ નહોતો?

એને પિયોનીના શબ્દો સાંભર્યા.' 'તું તો એક પાદરી છે.' હવે એને પોતાની જાતને અને પોતાની શંકાઓને, એક મોટા આત્મબલિદાનમાં હોમી દેવી હતી. એને આજે કંઇક ન અનુભવ્યો હોય તેવો આનંદ થવા લાગ્યો. આવો આનંદ તો એણે એન લેન સાથે અનુભવ્યો હતો. આવું અપ્રીતીય પ્રસન્ન હૃદય, દરેક પળે આનંદ આપવા પ્રયાસ કરતી તામા સાથે પણ અનુભવ્યું નહોતું. એ જ્યારે કંઇક બીજા માટે કરતો ત્યારે જ સુખસમાધિ અનુભવતો. આ એની પ્રકૃતિમાં હતું. ફકત અત્યારસુધી એને પોતાનીજ પ્રકૃતિનું ભાન નહોતું. બીજા બધાની વેદનાએ એનામાં આ જ્ઞાન પ્રગટાવ્યું. અત્યારે એના દેશમાં પણ કેટલાં આવી વેદનાં ભોગવી રહ્યાં હતાં!

પાછો ફર્યો અને પેલો વૃદ્ધ પણ ચાલ્યો ગયો. ઇવાનને હવે એની જરૂર પણ નહોતી. એણે તો એનું કામ કરી લીધું. એક ચિરાતન પ્રેરણાં ઘડીમાં એને મળી ચુકી. ને તામા પ્રારબ્ધ કહેતી હતી તેજ આ પ્રારબ્ધ. પ્રારબ્ધે એ વૃદ્ધ પુરુષનો ઉપયોગ કરી લીધો ને હવે તે એને રસ્તે પડયો. ઇવાન ફરી એનો વિચાર કર્યા વિના માલખાતામાં ગયો. ત્યાંના અમલદારોને માગણી કરતાં જોતા, કે માલ છોડતાં ગુમાસ્તાઓને જોતાં છતાંય પોતાનું ચિત્ત એ સ્થાનબ્હાર હતું. એને એકજ વિચાર આવતો હતો કે એ તામાને કેમ આ બધું કહેશે.'

પહેલાં તો રસ્તામાં એને વિચાર આવ્યો કે તામાને કહ્યા વગરજ ચાલ્યો જાઉં તો ? કાગળ લખી ચાલ્યો જાય અને પછીથી તામા વાંચે ત્યારે એને ખબર પડે કે એ ચાલ્યો ગયો છે. તામાની પણ જીવનની ભાષા લિખીત હતી તેજ ભાષાથી આજે જ્વાન એને ઉત્તર આપશે.

જ્યારે હવે ઘેર આવ્યો ત્યારે એને એની જાતને કેટલી સમજાવી. રોજ તો એ બારણે કે બગીચામાં એની રાહ જોતી ઉભીજ હોય. આજે એને કંઇક મોડું થયું હતું, એ તો ક્યારનો અંદર આવી ગયો. બૂટ કાઢવા લાગ્યો એટલામાં જ બાલસંકોરતી તામા આવી પહોંચી.

'આજે જરા મને મોડું થયું, તમારી બહુ ભાવતી વાની હું બનાવી રહી હતી અને એને થતાં પણ કંઇ બહુ જ વાર લાગી'

એના તરફ દોડતી આવતી તામાનું ગુલાબી રંગભીનું મુખ અને એના નિખાલસ મુખમાં નાચતી વિશાલ આંખો જોતાં જ્વાનને તરતજ વિચાર આવ્યો 'આવી સ્ત્રીને કહ્યા વિના કેમ છોડીને ચાલ્યા જવાય.' અને જો એ રાહ જોયા કરે તો નક્કીજ પાછો એના અંતરનો ઉમળકો થંડો પડી જશે. પ્રસંગ ઉતાવળ માગતો હતો તેજ ઘડીએ એ તામાના ખભા પર હાથ મૂકી કહેવા લાગ્યો.

'તામા, મ્હારે ઘેર જવુંજ જોઇએ–મ્હારી ત્યાં બહુ જ જરૂર છે.'

ધીમેથી એણે તામાને કહ્યું કે જેથી તામાના હૃદય પર આ શબ્દોનો આઘાત ઓછો પડે. છતાંય તામાની દેહ તાત્કાલિક સ્થિર બની ગઇ અને એના મોંઢા પરની ગુલાબી સરી પડી. એને પણ કહ્યું નહિ. 'મ્હને પણ લઇ જાવ.' હવે તામા સમજી ગઇ હતી કે એ એકલો જ જવા માગે છે.

'હું આટલા દિવસ ખૂબ વેદનાથી ઘેરાઇ ગયો હતો. શું

કરવું તેની સમજ નહોતી પડતી.'

'હા હું સમજતી હતી તમારા વિચારો' તામાના અવાજમાંથી ગતિ ચાલી ગઇ.

'ત્યારે તું કેમ બોલી જ નહી? હું તો એમ જ માનતો હતો કે તું જાણતી નહોતી.

'મ્હારે વાતજ નહોતી કાઢવી હું બ્હીતી હતી કે અમને છોડી જવાની તમે તમારી ફરજ માનશો.' તામાના ઓષ્ટ ધ્રૂજતાં હતાં. ઇવાનથી આ કરૂણતા સહન ન થઇ. તરતજ એણે તામાનું માથું પોતાના વક્ષઃસ્થળ પર પ્રેમથી મૂકી રાખ્યું. અને એના બાલને એના કપાલ પર અડકાડયા.

'અત્યાર સુધી શું કરવું તેની મ્હને સૂજ નહોતી પડતી. એક વૃદ્ધનાં હાથમાં પોતાના પુત્રના જીવન અવશેષ સમી ભસ્મ જોતાં જ મ્હને થયું કે દેશને માટે મરવું એ જીવનની શ્રેષ્ટ સુંદર ફરજ છે.' જૂનવાણીમાં ઇવાને આ બધું કહ્યું. એણે આજ શબ્દો મીસ મેટલેન્ડના મુખે સાંભળ્યાં હતાં અને તે પછી એને હૈયે વસી રહ્યાં હતાં. એન લેન પણ એની સાથે એજ ચર્ચા કર્યા કરતો હતો. જો દેશનું ધ્યેય ખોટું હોય તો કોઇએ પણ દેશને માટે મરવાની જરૂર નથી. સારા ધ્યેય માટે મરવું વધારે સારૂં''

એ સાંભળતાંજ મીસ મેટલેન્ડ ચ્હીડાઇ જતી. એણે એક અંગ્રેજ યુવકની કથા સંભળાવી કે એ અંગ્રેજ યુવાનની અંતિમ ઇચ્છા પણ એજ હતી કે એની ભસ્મ પણ સદાય વિલાયત માટેજ રહેશે. એ સાંભળી એન લેન કંઇ પણ બોલ્યા વિના હસી પડતો.

જ્યારે તામા એના હાથમાં પડી હતી ત્યારે એને એમજ થયું કે એન લેનની આ વાત ખોટી હતી. પોતાનો દેશ ખરૂં કરે છે કે ખોટું કરે છે તે જોવાનુંજ ન હોય! એમાં કંઇ તફાવતજ

નહોતો. ચ્યાંગ કાઇ શેકના સૈનાપતિત્વ નીચે ફરી એ સ્થાન લઇ શકે એવું એ કદાપિ માનત નહી. છતાંય તે હવે એના હાથ નીચે લડશે.

તામાએ ડોકુ ધૂણાવી આંખો બાંયથી લુછી નાખી.

'જો તમને થતું હોય કે તમારા દેશને તમારી જરૂર છે તો જરૂર જાવ.' તામાએ કહ્યું.

'એક જપાનીઝ સ્ત્રી તરીકે હું એ સમજી શકીશ.' તામા આંખો લુછતાં લુછતાં બોલી.

એના શાન્ત શબ્દો છતાં એનું ધબકતું હૃદય ઇવાન સાંભળી રહ્યો.

'પણ હું તો તારો જ છું. હતો તેવોજ રહીશ.'

તામા એના પડખામાંથી ખસી ગઇ. 'હા, હા. આપણાં જીવનને ને આને કૈં સંબંધ જ નથી.'

તામાનું વ્યવહારીક માનસ હવે કામ કરી રહ્યું હતું. એટલામાં મીટ્યા બારણામાં હાંફળી ફાંફળી આવી પહોંચી.

'બાપ! હવે શું કરૂં? પેલું ઉકળી ગયું' તામા રસોડા તરફ દોડી 'શા માટે માછલી બગડવા દેવી? આપણે પછી વાતો કરશું.'

તામા રસોડામાં દોડી ગઇ.

આખી રાત એ લોકોએ વાતો કર્યા જ કરી. પડદા ખેંચી લીધા હતા એટલે સામેનો બગીચો એમના નેત્ર સામે પથરાઇ રહ્યો હતો અને તેની પણ દૂર સમુદ્ર ઘૂઘવાટ કરી રહ્યો હતો. તામાની દ્રષ્ટિ સમુદ્ર તરફજ ખેંચાઈ રહી હતી. ચાંદરણી રાત નહોતી એટલે અંધકાર વધતો ગયો તેમ તેમ બગીચાની રેખાઓ દેખાતી બંધ થતી ગઇ, અને ઉનાળે ઉડતી જીવાત દૂર કરવા એમણે બત્તીઓ ઠારી દીધી એટલે તામાનું મુખ દેખાતું નહોતું. ફક્ત એનાથી વિમુખ હતું એટલુ જ દેખાતું હતું.

સાદડી પર બંને બેઠાં હતાં. તામાનો હાથ હુંફાળો ને સશક્ત હતો. એ રડી પણ નહિ કે એક એવો શબ્દ પણ ઉચ્ચાર્યો નહી કે જેથી ઇવાનને દુઃખ થાય. ઇવાનને લાગ્યું કે આ વાત તામાના અંતરમાં ક્યારની ઘોળાતી હતી, અને જે કંઇ થાય તે જોઇ લેવા માટે એ રાહ જોતી હતી. જ્યારે ઇવાને પૂછ્યું 'બાળકોએ શું કરવું ઉચીત છે?'

ત્યારે તામાએ તરતજ જવાબ આપ્યો 'અમે તો કોઇ પણ વખતે મારા પિતાને ત્યાં જઇ શકશું. એમને તો આ બાળકો પ્રિય છે.'

એનો તો ઇવાને વિચારજ નહોતો કર્યો. એણે તો કલ્પ્યું હતું કે એ લોકો અહીં જ રહેશે. પણ ક્યાં સુધી? આ લડાઇના અંતનું કંઇ થોડું કહેવાય છે?

'હા, એ જ સારામાં સારો રસ્તો છે' ઇવાને કહ્યું. જીરે અને ગંજીરો મી. મુરાકીના ઘરમાં ઉછરશે. એ લોકો, એ લોકોને માટે બાંધેલું આ નાનું ઘર, જ્યાં તેઓ પોતાન ચાઇનીઝ પિતા સાથે વસેલાં તે ભૂલી જશે.

'હા પણ તામા, એ લોકોની સ્મૃતિમાં મ્હારૂં સ્થા૦ રખાવજે.'

તામાનો સ્પર્શ જરા ઉંડો થતો લાગ્યો.

'આ દુર્ભાગ્ય આવ્યું છે માટે કંઇ હું મ્હારી પોતાનં ફરજ ભૂલવાની નથી. શું હું તમને જરાપણ દોષ દેવાની છું તમે કંઇ અમારો પરિત્યાગ નથી કરતા. હું તો હંમેશાં કહેવાનં કે તમારા પિતા પોતાના દેશ માટે લડવા ગયા છે. એમન તરફ તમારે સન્માનની દ્રષ્ટિએ સદાય જોવું. ચાલો, તમારં એક મોટી છબી પડાવીએ. તમે હમણાં છો તેવી જ. હવે તે તમે ચાલ્યા જશો એટલે બાળકો રોજ જોઇ શકશે ત્યાં મેં મૂકીશું. અમે બધાં એની પાસે રોજ ફૂલ મૂકીશું.' તામાને

અવાજ તૂટતો ગયો. એ જરા ખોંખારો કરી બોલી:

'કાલે આપણે પડાવી આવશું.'

તામાની કંપારી ઇવાનને સ્પર્શતી હતી. પછી પાછું હૃદય સ્વસ્થ કરી બોલી: 'તમને નવી પેટી જોઇશે કે જે છે તે ચાલશે?'

'ના ના, હું તો થોડુંકજ લઇ જઇશ. ત્યાં જઇને તો હું યુનીફોર્મજ પહેરતો થઇશ.'

તામા હવે ખરેખર ધ્રુજતી પણ એનું અંતર ભાંગી પડે એવા શબ્દો ઇવાન ઉચ્ચારે નહિ તોજ એનો ઉપકાર. તામાનો હાથ પંપાળતો અને વાતો કર્યા જ કરતો એ બેસી રહ્યો.

'ત્યારે હું હવે અહીંથી નીકળતું પહેલુંજ વહાણ પકડીશ. હમણાં ચાર દિવસ પછી વહાણ નીકળવાનું છે. આપણને ચાર દિવસ મળશે પણ ખરા અને બધું તૈયાર પણ થઇ જશે. હું તારા પિતાજી સાથે વાતો કરી આવીશ.'

'ના, ના તમે કોઇને કશુંજ કહેતા નહી, તમારા ગયા પછી હું બધાંને કહીશ. આ ચાર દિવસ તમે જવાના જ નહીં હોય એવી રીતે પસાર કરજો.'

'ના, ના, પણ હું મી. મુરાકીને વાત ન કરૂં તો કેવું ખરાબ લાગે! એમને માનભંગ જેવું લાગશે.'

'ના ના, હુંજ કહીશ. આ વખતે હું મ્હારૂં ધાર્યુંજ કરીશ. પિતાજી જરૂર સમજશે. અને તમે હમણાં જે કરી રહ્યા છો તે તો એ જરૂર સમજશે' તામાએ કહ્યું.

'એ ઘણા જ માયાળુ છે.' ઇવાને કહ્યું.

'કોઇ પણ જાપાનીઝ તો આ જરૂર સમજશે.' તામાએ સગર્વ કહ્યું.

છેલ્લે દિવસે એણે બધુંજ બાંધવા માંડ્યું. ત્યાં સુધી તામાની ઇચ્છા મુજબ ચાર દિવસ એ લોકોએ સુખમાં નિર્ગમન કર્યાં. ઇવાન ઓફીસમાં બધું પોતાનું નિત્યકામ કરતો. કોઇ પણ

નવા આવનાર માટે બધું બહુજ સરલતાથી સમજાય એવી રીતે વ્યવસ્થિત કરવા લાગ્યો. આ વેપાર એને કદી કરવા જેવો લાગ્યો નહોતો. જો કે આજ વેપારે એને આ સહીસલામત જીવન ગાળવા દીધું હતું.

અહીંયાં એ જરૂર સ્વસ્થતાથી રહી શકત પણ એને અંતર વિરામ નહોતો. એ પોતે રહી શકયો નહી.

છેલ્લે દિવસે તામાની ઇચ્છા મુજબ શીન્તો મંદિરમાં ટેકરી પર ચડી તેઓ પ્રાર્થના કરવા ગયાં. પહેલાં પણ એ તામા સાથે જતો પણ મંદિરની અંદર પ્રવેશતો નહી.

'હું માન્યતા વગર પ્રાર્થના કરવામાં માનતો નથી. હું માનતોજ નથી આ બધામાં.'

ત્યારે તામા બાળકોને લઇને જતી. છોકરાઓને લઇ જતી તે પણ ઇવાનને ગમતું તો નહી જ પણ એ થોડું ઘણું રહ્યું ગયું કરતો. એને યાદ આવતું કે જ્યારે એ નાનો હતો ત્યારે એ પણ પોતાની મા સાથે મંદિરમાં ગયો હતો. એ મોટો થતો ગયો ત્યારે એના પિતા ઇશ્વરમાં માનતાજ નહતા.

'ઇશ્વરમાં માનવું એ સ્ત્રીઓનુ અને અજ્ઞાનોનુ કામ છે.' એવું એના પિતા સદાય કહેતા. બળવા માટે તૈયારી કરતી વખતે લેન લેને મંદિરો સામે, પાદરીઓ સામે કેટલો વિરોધ દર્શાવ્યો હતો! એ સમજી નહોતો શકતો કે ધર્મ લેન લેનના જીવનમાં કેમ આડે આવી શકે? એના વિરોધ માટે એ આટલો બધો પરિશ્રમ શા માટે ઉઠાવી રહ્યો હતો?

'ધર્મ માણસને ગુલામ બનાવી મૂકે છે' લેન લેનના આ શબ્દો એને સાંભરતા. અંહિયાં જાપાનમાં તો ફક્ત કામદાર વર્ગ અને સ્ત્રીઓ ઉપરાંત કંઇક પૈસાદારો પણ કીંમતી વસ્ત્રોમાં પ્રજ્જ થઇ પ્રાર્થના કરતાં દેખાતાં.

છતાંય તામાને ખુશ કરવા સૌ છેલ્લે દિવસે મંદિરમાં

ગયો. મંદિરની અંદર છોકરાઓ સાથે પ્રાર્થના કરતો ઉભો. ન્હાના ગંભીરોને પણ પ્રાર્થના કરતાં આવડી ગયું હતું. ઇવાને આ જોયું અને એને ખરેખર આશ્ચર્ય થયું. શું એના બે પુત્રો માએ મનાવેલા દેવોની પૂજા કરશે? પણ તે એ કેમ અટકાવી શકે?

'કંઇ નહી, ભલે કરતાં. મા જેવા થશે તો કંઇ ચિંતાનું કારણ રહેશે નહી.' પાસે ઉભેલા બે પુત્રોનું સાનિધ્ય અનુભવતો એ ઉભો.

છેલ્લા દિવસની પણ સાંજ પડી. બીજો દિવસ આવ્યો અને છેલ્લી ઘડી પણ આવી પહોંચી. એણે પોતાની ઓફીસનાં કપડાં, પહેરવાનાં કપડાં બધાં જ ઉતાવળમાં ભરી દીધાં. તામા દોડતી દોડતી કંઇક એના હાથમાં ઉપાડી લાવી. 'લ્યો, આ તમારો ચાઇનીઝ ઝભ્ભો. આપણા પ્રથમ મિલનની એ સ્મૃતિ છે. તમે એજ પહેર્યો હતો. કદાચ તમને પાછો જોઇએ તો.'

'મ્હેં વર્ષો થયાં એ પહેર્યો નથી.' એણે કહ્યું.

હવે કદાચ તમારે એની જરૂર પડશે.'

એણે એની સળે સળે ગડી કરી મૂકી દીધો.

આ ચાર દિવસ એણે જેવી અનુભવી હતી તેવીજ તામા આ ઘડીએ પણ હતી. પોતાની દેહ જેટલી જ તામા એની પાસે હતી. તામાએ નક્કી કર્યું હતું કે જ્યાં સુધી ઇવાન જાય નહિ ત્યાં સુધી સ્મિત જાળવવું. રડવું હોય તો એ જાય પછી જ રડવું. એને ઇવાને પણ ઠીક હસતી જાળવી રાખી. તામા રડી પડે તો એને જીંદગી સુધી એની નિર્બળતા માટે ચણ ચણ થાય. નાનપણથી કેળવેલો સંયમ સરી પડે તો જીવનપર્યંતની વેદના ઉપસ્થિત થાય. જીવનની આ પળો અંતરને આરપાર વિંધતી છતાંય સાનિધ્ય અનુભવતાં બંને ઉભાં રહ્યાં.

છેવટે તદ્દન છેલ્લી પળો આવી. ગોદીમાં વહાણની ચીમની-

માંથી ધૂમાડાના ગોટા નીકળવા માંડ્યા. યંત્રોમાં ધમધોકાર દેવતા સળગવા માંડ્યો. વહાણ બપોરે ઉપડી પણ જવાનું હતું.

'ચાલ તામા, હવે તો મ્હારે જવું જ જોઈએ.' બન્નેએ નક્કી કર્યું હતું કે છોકરાંઓને આ વાતની ખબર જ ન આપવી. ફક્ત તામા જ જાણતી હતી. હાથમાં હાથ નાખી બન્ને જણાં બગીચામાં ગયાં. છોકરાંઓ પાણી પાસે પાળ બાંધવામાં મશગુલ હતાં. જીરો એના રોજના રૂઆબભર્યા અવાજે ગંજીરોને હુકમ કરી રહ્યો હતો. એક પળ ઇવાનને થયું કે એનું ધાર્યું જીવનમાં ન થયું.

'તામા, હું તને અને છોકરાંઓને બોલાવીશ. તામા, શક્ય હશે ત્યારે જરૂર બોલાવીશ. જેટલું બને તેટલું જલદી. તમે બધાંજ આવજો.'

'પણ અમારી જરૂરજ ક્યારે પડશે?' તામાએ કહ્યું. એના શબ્દો, એની અનંત શૂન્યતામાં સરી જતી આંખો, અને કરૂણ છતાંય સયંમિત શાંતિ, ઇવાનને કંઇક દૂર દૂર ઘસડી ગઇ. જ્યાં ભયંકર કાળની છોળમાં આવાં કંઇક વ્યકિતત્વ ઘસડાઇ જવાનાં ત્યાં ઇવાનનાં નેત્રો એને તાણી ગયાં. તામાની આંખોમાં દબાવેલી અંતરવેદના ભભૂકતી પુનર્મિલનની અનિશ્ચિતતામાં બંને હૃદયો દબાઇ ગયાં

'મ્હારે હવે જવું જ જોઈએ.' ઇવાને કહ્યું.

તામાને પોતાનાં બાહુમાં લીધી. એના ગાલ સાથે પોતાના ગાલ અડકાડ્યા. બંને વચ્ચે એક અનંત કાળ ઉભો રહ્યો હોય તેમ બંનેની દ્રષ્ટિ છુટી પડી ગઇ.

એ વહાણે ચડી ગયો. સીડી પણ ઊંચકાઇ ગઇ.

'એક મિનિટ તું મોડો પડ્યો હોત તો રહી જ જાત.' એક અમેરીકન બોલ્યો. પણ ઇવાને કંઈજ જવાબ ન આપ્યો. એ પોતાની કેબીનમાં ગયો ત્યારે એના સહપ્રવાસીએ પોતાનો સર્વ

સામાન પાથરી દીધો હતો. બધે જ વચલાં બારણાં ઉઘાડાં હતાં, અને બધેથી જ અપરિચિત અવાજો પોતાની ભાષામાં સંભળાતા હતા.

એ વહાણની ઉપર ગયો. વહાણ ધીમે ધીમે હંસગતિથી બંદર પરથી ખસતું ગયું. ઇવાન પેલી ટેકરીઓ સામે જોઇ રહ્યો. થોડી પળોમાં તો એ બંદર પણ છોડીને ક્યાંય ચાલી જશે. સમુદ્રની સૌથી પાસેની પગદંડી ઇવાન શોધવા લાગ્યો. પેલું ઘર, પેલો લીલા સુંવાળા ઘાસનો બાગ, અને ત્યાં જે એક રંગ દેખાતો હતો એ તામા હતી. એ તામાનું મુખ જોઇ શકતો નહોતો છતાંય તામાની આંખો એને જોવા ખેંચાઇ રહી હોય તેવુંજ લાગતું હતું. ન્હાનાં છોકરાઓનાં કપડાંના રંગો દેખાવા લાગ્યા. એની પાસે જીરો—એનો પુત્ર હતો.

ઈવાનનું ચાલત તો સમુદ્રમાંથી કૂદકો મારી એ પોતાના ઘરમાં ચાલ્યો જાત. એજ, જ્યાં તામા ઉભી હતી તેજ એનું ઘર હતું. એનો આત્મા ત્યાંજ વસતો હતો.

એ શા માટે એને છોડીને ચાલી ગયો? શું પહેલાંની માફક જ એ પોતાના દેશને મૃગજળ જેમજ એ જોતો હતો? તામા હમણાં રડતી હશે! એનું ગળું આંસુથી ભરાઇ ગયું હશે!

'કેમ!' એક અમેરીકને કહ્યું. એ તો અમેરીકન નહતો પણ કોઇ ચાઇનીઝ અમેરીકન વેશમાં હતો. એનું ચોરસ શરીર, પહોળા પહોળા ખભા પરથી એ ચાઇનીઝ દેખાઇ આવતો હતો. જોઇએ તેના કરતાં એનો કૉલર પણ મોટો હતો.

'હું સીટલમાં ધોબીનું કામ કરતો હતો.' પેલા માણસે કહ્યું. એનું સ્મિત પણ જરા અમેરીકન જેવું જ લાગતું. 'હું માનું છું કે હું અને તમે સહપ્રવાસીઓ છીએ. આપણો ખંડ પણ એક જ છે. મારૂં નામ જેકી. હું. યુ. એસ એ. માં જન્મ્યો છું. મ્હારી ત્રીજી પેઢી. મ્હારા દાદા તો સાઠે વર્ષે કેન્ટોન ગયા.

હું મ્હારી માતૃભાષા પણ બોલી શકતો નથી. પણ હું બોલ્યા વિના નક્કી લડી શકીશ. હું જાપાન સામે લડવા ચીન જાઉં છું.'

'હું પણ એટલા માટે જ જાઉં છું.'

બંને જણાએ હસ્તધુનન કર્યું.

એના મનમાંથી વેદના ઓછી થતી ગઇ. ફરીથી પેલી ટેકરી સામે નજર નાખી પણ એને કશુંજ દેખાયું નહિ. વહાણ તો કિનારો છોડી ક્યારનું મધદરિયે પહોંચી રહ્યું હતું.



[ ૨ ]



ઇવાનના પગલા જેવા ચીનની ભૂમિને સ્પર્શી રહ્યા તેવું જ એને થયું કે આ દેશ એ છોડીને ગયો તેવો જ હતો નહી. એના અને એન લેનનાં સ્વપ્નાઓનો દેશ પણ આ નહોતો.

ગોદી પર અને વહાણો પર ભાગતા લોકોથી બંદર ચીકાર હતું. રીક્ષાઓ એની પાસેથી પસાર થઇ જતી હતી. સસ્તી તકલાદી વસ્તુઓથી અને સરસામાનથી લદાયલી રીક્ષાઓ ખેંચાઇ જતી હતી. સ્ત્રીઓ અને પુરુષો પોતાનાં રડતાં બાળકોને જોરથી પકડી લઇ જતાં હતાં. પરસેવાથી ભીંજાયલા રીક્ષા ખેંચવા-વાળાઓને બૂમ પાડતાં હતાં. મોટરો લાકડાના ડબ્બાઓથી, કોતરેલાં ટેબલ ખુરશીઓથી ભરેલી પસાર થતી હતી, તેમાં ગૌરવદનનાં માણસો ધમાલ કરી દોડતાં હતાં. શહેરની ઉત્તરમાં કંઇક ઘેરૂં ગોટા જેવું દેખાતું હતું અને એ કંઇ વાદળ નહોતું.

'શું આગ લાગી છે?' એણે લોકો તરફ આંગળી દેખાડતાં છેકાને તરતજ પૂછ્યું. રેડીઓ દ્વારા છેકાને એણે પોતાના

આગમનની ખબર આપી હતી. ઇકો એને તેડવા આવ્યો હતો. ઇકો સાથે પેલી જર્મન સ્ત્રી નહોતી એટલે ઇવાન ખૂશ હતો. ઇકો એના પિતાની મોટી મોટી અમેરીકન મોટરમાંથી ઉતર્યો. બ્રુરા કપડાના ઝભ્ભામાં રૂપાળો લાગતો એ ઉભો હતો. ઇકો એના ગોરા રશીયન હાંકનારને કહેવા જતો હતો ત્યાં એણે સલામ કરી જવાબ કંઇક આપ્યો.

પછી એણે ઇવાનને જવાબ આપ્યો : 'આ બધાથી તારે ટેવાઇ જવું પડશે. અહીંયાં તો કલાકે કલાકે કોઇને કોઇ ઠેકાણે આગ લાગતી જ હોય છે.'

વહાણની ઉપરનો ઇવાનનો સહપ્રવાસી જરા નરમાસથી એક બાજુ ઉભો હતો. એ હસતો હસતો ઇવાનને સલામ કરવા લાગ્યો. એ પોતે તો હોંગકોંગ જતો હતો. ઇવાનને આ માણસ ગમી ગયો હતો. પણ જેકી લીમ, ઇકોનો ભપકો જોઇ શરમાઇ ગયો.

જેકી લીમ નાનમ લાગતી હોય તેમ ખંચકાતો ઉભો હતો. ઇકોને ઇવાને જેકી લીમની ઓળખાણ કરાવી.

'આ જેકી લીમ, અમેરીકાથી ચીન સારૂ લડવા માટે અહીં આવ્યો છે.'

જેકી લીમે ઇકોને હાથ ધર્યો પણ તેણે તુચ્છકારમાં ન જોવાનો ડોળ કરી હાથ લીધો જ નહી. લીમ જરા શરમાઇ ગયો ને પોતાનો હાથ ખીસામાં મૂકી દીધો. એના નાક પરથી પરસેવો પણ વળી સરી ગયો.

'મ્હને જરૂર પત્ર લખજે લીમ.' ઇવાનને ઇકોનું વર્તન ન ગમ્યું 'તારા દાદા કેમ છે તે જરૂર લખી જણાવજે, અને તારી ટૂકડીનો નંબર પણ લખજે.'

'નકકીજ !' જેકીએ કહ્યું. 'મને લખવાનું ફાવતું નથી છતાંય લખીશ તો ખરો જ.'

બન્નેએ હાથમાં હાથ મિલાવ્યા અને જેકી વ્હાણે ચડી ગયો. ધ્વાને મોટરમાં બેસતાં કિનારા તરફ એક કરૂણ દ્રષ્ટિ ફેંકી લીધી.

'સારો માણસ છે બાપડો. એના દાદાને મળવા એ પહેલી જ વાર જાય છે. પછી સૈનિક તરીકે પોતાનું નામ નોંધાવશે' ધ્વાને કહ્યું.

ધ્વાનને થયું કે ઇકોએ આ મૂર્ખ દેખાતા નાના માણસની બહાદુરીની કદર કરવી જોઇએ.

'હા, હા, પણ એના જેવા તો ઘણા ય છે. મૂર્ખાઓ! બહુ જ ઉમંગભર્યા આવે છે ને લડવા સિવાય બીજું કશું સમજતા નથી. એ લોકોએ જ આપણું નખોદ વાર્યું છે!'

'ધ્વાન, આ લોકોએ સમજ્યા વગર આપણાં જ માણસો પર દારૂગોળા ફેંકયા અને ગઇ કાલે એક મોટું અમેરીકાનું જહાજ બોમ્બ કર્યું. તદ્દન અકસ્માતે જ એ લોકોને લાગ્યું કે જાપાનીઝ વહાણ છે તેથી બોમ્બ નાખ્યા. અમેરીકનોએ એના સામે વિરોધ ઉઠાવ્યો એટલે હજારો ડોલરો ભરી આપવા પડયા. હું તો ઘેર આવ્યો છું ત્યારથી મને તો એમજ થયું છે કે ચાઇનીઝ જન્મવું એ જરા પણ અભિમાન ભર્યું નથી.'

ઇકોની રૂપાળી અર્ધ મુખરેખા તદ્દન શિથીલ દેખાઇ. પેલી જર્મન સ્ત્રીને લીધે તો એ ચીની છે માટે શરમાતો નથી ને? ઇકોએ મોટરની વચલી બારી બંધ કરી દીધી. પછી બોલવા માંડયું:

'સત્ય તો એ છે કે જ્યાં ત્યાં જાપાનીઝોએ આપણને તો માર્યા જ છે. હવાઇ જહાજો આપણી પાસે ગણ્યાં ગાંઠ્યાં છે, અને એ ખાતાની સર્વ સત્તાધિશ જોઇએ તો એક સ્ત્રી છે.'

ઇકો જરા હસી પડયો. 'આ હાસ્યાસ્પદ નથી? બીજા કયા દેશનાં લશ્કરને મોખરે સ્ત્રી છે? ભલે ને પછી એ મેડમ

ચ્યાંગ હોય તો પણ શું? એને વિમાનોનું શું ભાન છે! હું તો કેન્ટોન જવાને રાજી છું.'

'તમે કેન્ટોન જાવ છો?' ઇવાનને તો ઘણી વસ્તુઓની જાણ જ નહોતી.

'પિતાજી સિવાય અમે બધાં જ જવાનાં છીએ. ફેડા તો ત્રણ અઠવાડિયાથી ગઇ છે. એને તો અહીં રહેવું ગમતું જ નથી. પરદેશી સ્ત્રીએનું અંતર જરા નાજુક હોય છે. તેઓને ઝટ ખોટું લાગે છે.'

ઇવાન આ વાત સાંભળી જરા ખુશ થયો. ચાલો એને દેખવી ઓછી. આ સ્ત્રી બળિયલ કેમ મનાય?

'જનરલ ચ્યાંગના હુકમ પ્રમાણે મ્હારે તો પાઇની નીચે રહેવાનું છે. કેન્ટોનમાં અને અહીં તો ઘરડાઓ માટે સહીસલામતી છેજ નહિ. બન્ને ઠેકાણેથી બોમ્બ પડે છે. ઘરડાઓને લઇને આજ હું જઇશ. ત્યાં હું બધાની સાથે રહેવાનો જ નથી. ફેડાને આ બધા સાથે રહેવું મુશ્કેલ થઇ પડે છે અને મ્હારો પણ એજ મત છે.'

રીક્ષાની હરોળ પસાર થવા દેવા મોટર ઉભી રહી. 'હું ધારૂં છું કે આ લોકો બધાં જ ભાગ્યાં જાય છે.' ઇવાને કહ્યું એને જોયું કે જો ઇકો ફેડાના જ મતનો હોય તો નક્કી પિતાજીને ત્યાં કંઇક ધમાલ થઇ જ હશે. પણ ઇવાને એ બાબત કંઈ પૂછ્યું જ નહી.

બન્ને જણ, ગાડી ખૂબ ગીરદીમાંથી આમ તેમ પસાર થઇ ગઇ ત્યાં સુધી બોલ્યા જ નહિ. ઇકોએ પણ ઇવાનને કંઇ પૂછ્યું નહી. ઇવાનને પણ ઇકોને કશું જ કહેવાનું નહોતું. એ પણ બારીની બ્હાર જોતો ચૂપ બેસી રહ્યો હતો.

ઇવાને ધાર્યું હતું તેના કરતાં પણ ખરાબ દ્રશ્ય હતું. તે છાપરાં તૂટેલાં ઘરો, બળી ગયેલાં ઘરો જોઇ રહ્યો. આ ભૂમિ સંહારમાં પેલી જર્મન સ્ત્રીને પણ એ ભૂલી ગયો.

'પણ ઇકો, કહે તો ખરો અહીં શું ચાલી રહ્યું છે?' ઇવાને અધિરાઇથી પૂછ્યું.

ઇકોએ એના ખભા જરા ચડાવ્યા. ઇકોએ કચી જાતનો યુનીફોર્મ પહેર્યો હતો તે પણ કહી શકાતું નહોતું.

ઇવાનને સમજ ન પડી. કોઇ પણ સામાન્ય સૈનિકનો તો તે નહોતો જ.

'જે તું જુવે છે તેજ થઇ રહ્યું છે. લોકો આમતેમ જ્યાં ત્યાં દોડી રહ્યાં છે, વિનાશને પંથે. કશી પણ સંગઠન, કે યોજના નથી. કશી તૈયારીઓ પણ નથી. કરોળીયો જાળમાં બેસી રહે તેમ જ ચ્યાંગ અહીંની રાજધાની નાગાસાકીમાં બેસી રહે છે, પણ કંઇ માખ જાળમાં આવતી નથી.' ઇકોએ બધું તિરસ્કારપૂર્વક ને કઠોરતાથી બોલ્યા જ કર્યું.

'ના, ના, ઇકો! કંઇક યોજના તો હશેજ ને?' ઇવાને જરા ચિંતાતુર થઇ પૂછ્યું.

'મ્હેં તો એક પણ યોજના જોઇ નથી.' ઇકોએ કહ્યું. જ્યારે હું જર્મનીથી પાછો આવતો હતો ત્યારે મ્હેં ધાર્યું હતું કે નક્કી હું કોઇ સંગઠિત થયેલા ઘડાયલા સૈનિકદળમાં જોડાવા જાઉં છું અને અહીં આવું છું ત્યારે શું નજરે પડી રહ્યું છે? કોઇ જાતની પણ કેળવણી પામ્યા વગરની પ્રજા જેનાં મગજમાં જેમ આવે તેમ કરે છે. સૌ પોતપોતાના વર્તુલમાં જ ભમ્યા કરે છે. રાષ્ટ્રની ભાવના જ કોઇનામાં નથી. નથી કોઇ કોઇનો હુકમ ઉઠાવતું કે નથી કોઇ સેનાપતિનો હુકમ પળાતો. શિસ્ત-પાલન પણ શીખ્યાં નથી. જાપાનીઝ પ્રજાના જીવનનો અંતરધ્વનિ જ શિસ્તપાલન છે. અહીં તો શિસ્તપાલન શું છે તેનાથીજ પ્રજા અજ્ઞાત છે. કોઇ એકાદ ટૂકડી આવેશમાં આવી જઇ જાપાનીઝ લશ્કર સામે હલ્લો લઇ જાય છે. કરવાનું કરે ને લડવાની ઘડીએ લડે પણ પાછળથી એમને મદદ કરવાની કંઇ

તૈયારી પણ ન હોય. જાણે માણસો અને યુદ્ધ સામગ્રીનો વ્યર્થ વ્યયજ કરતાં ન હોય! તે પછી સૌ કોઇ ઉત્સાહમાં આવી જાય છે ને આ લોકોને મોટા દેશવીર બનાવી દે છે.'

ઇકોના મુખપર ગુલાબી સ્ફૂરી, 'તારે મોઢે શિસ્તપાલનની મોટી મોટી વાતો શોભતી નથી. ઇકો!' ઇવાને કહ્યું.

'હા. પણ હું એનો અર્થ હવે પૂરો શીખ્યો છું. જાપાનીઝ લોકો આ બધુંજ જર્મની પાસેથી શીખ્યા છે. આપણે કદાપિ જીતવાનાં નથી. એટલુંજ નહી પણ અત્યારથીજ હારી ગયાં છીએ.'

ઇવાન કશુંજ બોલ્યો નહીં. ઇકોનો અર્થ એ બરાબર સમજી શકયો. એ પણ પોતાના લોકોની નાડ પારખી રહ્યો હતો. એ લોકોને ભયંકર વસ્તુની પહેલેથી આગાહી થતીજ નહીં. જ્યારે ભયંકર વસ્તુ બનતી ત્યારે તે અનિવાર્ય છે એવું માની બેસતાં. આ બધા બનાવો માટે એમણે પહેલેથી તૈયારી જ કરી નહોતી છતાં તેઓ હારશે એવું તો માનવા એ તૈયાર નહોતો.

એટલામાં એકાએક ત્રણ વિમાનો દેખાયાં.

ઇકોએ મોટરવાળાને મોટર બાજુએ મૂકવાની ચેતવણી આપી. પહેલીજવાર ઇવાને બોમ્બ પડતાં જોયા. વિમાનો ગર્જના કરતાં નીચે ઉતર્યાં. પડતાં બોમ્બ ધોળે દિવસે રૂપેરી રંગની જેમ ચમકતા હતા. પણ એનાથી બીવુ તો અશકય હતું. દરેક બોમ્બ દ્રષ્ટિપાર જતો ત્યારે ધડાકો થતો ને પૃથ્વીમાંથી ગોટેગોટા ધુમાડો નીકળતો અને ધૂળ ઉડતી. પછીથી વિમાનો પશ્ચિમ તરફ ઉડી ગયાં.

'હવે ગાડી લઇ લ્યો' ઇકોએ હાંકનારને કહ્યું.

બન્ને જણા આગળ ચાલ્યા. નિઃશબ્દ વાતાવરણમાં બન્ને ભાઇઓ ઘર સુધી પહોંચી ગયા. આટલી પળોમાં તો કેટલાય લોકો મરી ગયાં હશે. ઇવાન વધારે વિચાર કરે તે પહેલાં તો

ઘર આવી ગયું. છોકાની સાથે એ દાદર ચડી રહ્યો. એ
કંઈક અકથ્ય લાગણી ઉદ્દભવી રહી હતી.

'અહીં તો બધું જ ગુંચવાડામાં છે. દાદીમા તો મુલ
કરવાની સ્થિતિમાં પણ નથી. મૃત્યુને આરે જ ઉભી છે.' છ
કહ્યું.

બારણું ઉઘડયું. ઇવાનને એની દાદીના અફીણની
પરિચીત વાસ આવી. એનું મન ભમી રહ્યું. આ સાથે જ
સ્મૃતિઓ બધી જ તાજી થઈ. બારણામાં એક પરિચારીકા
ઉભી કટોરામાં રૂપાના ચમચાથી અફીણ હલાવતી હતી.
સામે એણે જોયા જ કર્યું. પિયોનીના સ્થાને આ બાઇ
પણ ક્યાં પિયોની ને ક્યાં આ! આ તો ફુલેલા ગાલ
ખરબચડી ચામડીવાળી કોઇ ગ્રામ્યકન્યા હતી. એને
આવતાં સુધી પિયોનીનો વિચાર સરખો આવ્યો નહોતો.
સાથે હશે જ એવું એ માનતો હતો.

'પિયોનીના કંઇ ખબર!' ઇવાને પૂછ્યું. છોકો બકીટ
રહ્યો હતો.

'ના, ના, જુવોની, કેવી કૃતઘ્ન નીકળી! કેટલાંય વર્ષો
દીકરી જેમ ઉછેરી હતી.'

'ચાલો. હું પહેલાં દાદીમાને મળી આવું' ઇવાન દાદી
ખંડ તરફ વળ્યો.

'પણ એ તને ઓળખવાની જ નથી.' છોકાએ કહ્યું, છ
ઇવાન તો ગયો.

ચીમળાયેલી, કઠોર મનુષ્યદેહ જીવનની સંધ્યાએ
પડી રહી હતી. માંસ પણ બધું જ રંગપલટો કરી રહ્યું
અને ચામડીનાં પણ પડ વળતાં હતાં. એક બાળક જેવું નાનું
દેખાતું હતું ને આંખમાંથી બે ભૂરાં મોતિયા તરવરતાં દેખાતાં

'દાદીમા! હું ઇવાન છું. પાછો ઘેર આવ્યો છું.'

દાદીમાને કશું જ સંભળાયું નહીં. ઇવાને પોતાના હાથે દાદી-માને સ્પર્શ કર્યો: એનું શરીર તો એક પક્ષીના જેવું પણ ઠંડું અને ઠુંઠવાઇ ગયું હતું. જ્યારે એને ઇવાન અડકયો ત્યારે એના મોઢામાંથી એક ચીચીયારી નીકળી પડી. ઇવાનને જરાક બીક લાગી એટલે એણે હાથ છોડી દીધો. નિરૂપયોગીતામાં દેહની આ સ્થિતિ થતી હશે! આવો વિચાર એ કરતો હતો એવા-માંજ પાછળથી કંઇક પગલાં સંભળાયાં. એના પિતા એને શોધતા આવ્યા હતા. શરીરમાં એ વધારે સ્થૂલ દેખાતા હતા. એમની મુખમુદ્રા સ્વસ્થ હતી, બાલ સફેદ થઇ ગયા હતા.

'પિતાજી.'

'બોલ બેટા' એના પિતાએ એને ખભે હાથ મૂકયો. 'ચાલો, તું આવ્યો તે સારામાં સારૂં થયું. તેં મ્હારા પત્રનો જવાબ જ કેમ ન વાળ્યો? છેલ્લા કેટલા મહિનાથી?'

'મ્હને આપના કાગળો મળ્યાજ નથી.' ઇવાને કહ્યું.' મ્હેં પણ આપને કેટલાય કાગળો લખ્યા હતા.'

એના બાપ એની સામે જ જોઇ રહ્યા. જરા માથુ ધૂણાવ્યું 'હું મુરાકીને જરા પણ સમજતોજ નથી!' કહી ઇવાનને જવાબ દીધો. 'ચાલ, હવે તો તુંજ અહીં આવી ગયો. હવે કાગળની ગરજ સરી ગઇ.'

એના બાપ સાથે શું બોલવું તેની એને સમજ જ ન પડી. વાત તો કેટલીય કરવાની હતી.

'તારા દાદા તારી રાહ જુએ છે.'

'દાદીમાએ તો મ્હને ઓળખ્યો જ નહી. દાદા પણ કોણ જાણે ઓળખશે કે કેમ?'

'દાદા તો હતા તેવા જ છે. જરા નિર્બળ થઇ ગયા છે. પણ એ તો યુનિફોર્મ અને બધા ચાંદો પહેરી બેઠા છે. છ કલાક પછી જવાની તૈયારી કરી રહ્યા છે. જાપાનીઝની

બાબતમાં એમને ઘણી શીખામણો આપવાની છે. છેલ્લીવાર જ્યારે હું ચ્યાંગને મળવા ગયો ત્યારે એમણે પરદેશીઓ અને જાપાનીઝોને અહીંથી કેમ ધકેલવા તેને માટે મોટી યોજના ઘડી આપી હતી.

એના પિતા હસી પડ્યા, પછી એક નિશ્વાસ નાખી પાછા ફર્યા. પેલી વૃદ્ધા તો ચીસો પાડતી હતી.

'એને પેલું ઘેન આપી દો ને!' ઇવાનના પિતાએ પરિચારીકાને હુકમ કર્યો.

'હા હા શેઠ!' છોકરીએ અફીણ હલાવતાં કહ્યું, 'આવા બુઢ્ઢાઓ સાથે બીજું થાય શું? નકામા નકામા જીવે છે.'

ઇવાને કંઇ જવાબ ન આપ્યો. એને એના પિતામાં ઘણો ફેરફાર લાગ્યો. મુલાયમ છતાંય તે મજબૂત દેખાતા હતા.

'મ્હારી બા કેમ છે?' ઇવાને પૂછ્યું.

'એ હમણાં જ ઉઠી છે. ગઇ કાલે રાત્રે દારૂગોળાના અવાજને લીધે અમે આખી રાત જાગૃત જ રહ્યાં હતાં. એ તો દારૂગોળાના અવાજથી બહુ જ બીએ છે.' ઇવાનના પિતાએ ઇવાનનો હાથ પકડી એને કહી દીધું. 'જો તને તારી મા કેન્ટોન જવાનું કહે તો નાજ પાડજે. ચ્યાંગે તારે માટે એક યોજના ઘડી છે. માટે તું અહીંયાં જ રહેજે.' એણે આ શબ્દો સાંભળ્યા જ કર્યા. પિતાના મુખ સામે જરા સાશ્ચર્ય જોયા કર્યું. જે ચ્યાંગે એને એકવાર ભગાડી દીધો હતો તેજ આ ચ્યાંગ. એન લેનને મારી નાખનાર પણ આજ ચ્યાંગ. જ્યાં બધુંજ પલટાયું છે ત્યાં આ પણ અસંભવિત નથી જ.

'સારૂ' કહી ઇવાન અંદર ગયો. અને પાછળ બીજાં બધાં ગયાં.

આ વૃદ્ધ સેનાપતિ બારી પાસે બેઠો હતો. એના પર સૂર્યનું તેજ પડતું હતું. એના બધા જ ચાંદ ચમકતા હતા.

'કેમ તું આવ્યો ?' જાણે ઇવાન ગઇ કાલે જ કંઇ જઇ આવ્યો હોય તેમ પૂછ્યું.

'હાજી.' ઇવાને હસતાં હસતાં જવાબ આપ્યો.

આ વૃદ્ધને હવે ધ્રૂજારી આવતી હતી. એના ચાંદ પણ શરીર પર હાલ્યા જ કરતા હતા, છતાં વૃદ્ધાવસ્થામાં પણ એમનો દેખાવ એવો ને એવો જ દરબારી લાગતો હતો.

'બેસી જાવ તમે બન્ને' તેણે ટેબલ પર હાથ લાંબો કરી એક મોટો નકશો છોડયો.

'જ્યારે હું કેન્ટોન જઇશ ત્યારે હું પાઇને મ્હારી બધી જ યોજના સમજાવીશ. એનો મુખ્ય ઉદ્દેશ એ છે કે જાપાનીઝોને જે હમણાં લેવું હોય તે લેવા દો. લોકો કહે છે શાંઘાઇમાં દસ હજાર માણસોને મારી નાખ્યા. તો પણ હજી કેટલાંય બાકી રહ્યાં. માણસોની આપણને ખોટ નથી. જાપાનીઝોને ફરવા ઘો. જ્યારે એ લોકો થાકશે ત્યારે આપણે એ લોકોને પોતાને દેશ પાછા ફરવા કહીશું, બધાં સાથે નહી પણ થોડાં થોડાં. એમનું નાક કપાય નહી એમ. દુશ્મનો સાથે વિનીત થવામાં પણ ફાયદો છે. બીજા દેશના લોકોને પણ પાછા ફરવા કહીશું. આ યોજનાથી આપણી શકિતઓનો સંગ્રહ થશે. અને પછી જરૂર પડે આજ શકિત એ લોકોની સામે વિગ્રહમાં વાપરીશું.'

પેલો વૃદ્ધ જરા સગર્વ સર્વ સામે જોઇ રહ્યો. ઇવાને પણ એના પિતા સામે જોયા કર્યું. સર્વ કોઇ પેલા વૃદ્ધ માણસ સામે નિરૂત્તર જોઇ રહ્યાં.

'તું શું ધારે છે ઇવાન?' પેલા વૃદ્ધ પુરૂષે પૂછ્યું.

'આ લોકો હમણાં મરવા માંડયા છે તેથી લોકોને માટે થોડું અસહ્ય થઇ પડવાનું.' ઇવાને સંકોચથી કહ્યું.

'ના રે ના. એ તો બધાં ગપ્પાં છે. પહેલી વાત તો એજ છે કે આપણા લોકો દુકાળ અને લડાઇથી થોડા ઘણા ટેવાઇ ગયા

છે. બીજું તો દરેક જપાનીઝ અહીંયાં આવે તો પણ આપણને તો વધારા પડતી માખીઓ જેટલોજ એમનો ભાર પડશે. અને આપણો દેશ જીતવા માટે બહુજ વિશાળ છે. વળી આપણા લોકોને તો કશાથી પણ ટેવાતાં વારજ નથી લાગતી.'

એના અવાજમાં કંઇક દ્રઢતા હતી. તેઓ ઉત્તરની પણ આશા ન્હોતા રાખતા. ઇવાન પણ નિરૂત્તર બેસી રહ્યો.

'મ્હારો એક ચાંદ ગુમાઈ ગયો છે.' એણે પોતાના પુત્રને કહ્યું. એનો અવાજ તદ્દનજ બદલાતો ગયો. નાના બાળકની જેમ ડોસાને ચાંદનો શોખ હતો. એની ચાંદ ગુમાયાની ફરિયાદ પણ બાલિશ અને મૂર્ખ લાગતી હતી.

'કયો ચાંદ?' એના પુત્રે પૂછ્યું. ચાંદ મૂકવાના મખમલના ઘર પાસે એ ગયો. એમના બધાજ ચાંદ લટકાવ્યા હતા.

'મ્હેં સોનાનો કરાવ્યો હતો તેની હું શોધ કરું છું. પેલો ઇટલીનો એલચી એ જાતનો ચાંદ પહેરતો હતો. તે પછી જ મ્હેં કરાવ્યો હતો. ૬૦ વર્ષ પણ નથી થયાં. કોઇ નોકર ચોરી ગયો હશે. એને ખોળી કાઢવો જોઇએ અને એ નોકરને કાઢી મૂકવો જોઇએ.'

મી. વુ એ તો જવાબ જ ન આપ્યો. એમણે જરા બે આગળાં પાછળ નાખી ખેંચી જોયું તો તરત જ મળ્યો. 'આ રહ્યો.'

'લાવો લાવો. અહીં મારી પાસે. ગરૂડ કોરેલા ચાંદ પાસે એને લટકાવી દો. હું પાઇને આ ખાસ બતાવવાનો છું કે જેથી એનો જ નમૂનો અમલદારો માટે બનાવે.'

આ વૃદ્ધને હસતો મૂકી સૌ કોઇ ચાલી ગયું. તે પછીના દીવાનખાનાનું બીજું બારણું ખુલતાં જ એની માનો ખંડ આવ્યો. અહીંયાં ઇવાનની મા બેઠી હતી.

'કેમ ઇવાન! તું આવ્યો?'

'હા મા.' એની મા તો બહુ જ બદલાયલી લાગતી હતી. એનું શરીર સ્થૂલ થયું હતું. એના મોઢાની સુરેખ આંખ નાક આ સ્થુલતામાં ખવાઇ ગયાં હતાં. તેણે ઇવાનનો હાથ પહેલાં એ પકડતી હતી તેજ ઢબે આજે પણ પકડ્યો. એ જૂની સૌન્દર્ય-ભરી, પગલ્ભતાભરી ને શક્તિશાળી માતાજ એને લાગી.

એને યાદ આવ્યું: શિશુવયમાં એ આજ માતા પાસે ભાગી આવી એની ગોદમાં પોતાનું માથું છુપાવી દેતો. હવે જરા એને એજ માતા અનાર્ષક લાગી. આ સ્ત્રી કરતાં તો આજે ઇવાન કંઇક પ્રગતિશીલ બન્યો હતો. એના જીવનવિકાસ અને આ સ્ત્રીના જીવનવિકાસ વચ્ચે મોટું અંતર પડયું હતું અને તે અંતરને લીધે એની માતાનું ડહાપણ ને ગાંભીર્ય એને વિરામ જેવું નહોતું લાગતું. એને જરા વિષાદ આવ્યો. જીરોને પણ એના તરફ આવું જ અનાકર્ષણ ઉપજશે તો! ફક્ત એની માતાનો અવાજ હતો એટલો જ મધુર, અને આવેશભર્યો હતો.

'જો ઇવાન! હવે સામાન છોડતો જ નહિ. તારે મ્હારી સાથે આજે રાત્રે કેન્ટોન આવવાનું છે. અહીં રહેતાં બીક લાગે છે. રોજ દારૂગોળા ફૂટે છે. તારા પિતા તો આવવાની ના પાડે છે. ઇકો તો હવે મ્હારા માટે જીવતો જ નથી. હું તો રડી રડીને મરી ગઇ પણ મ્હારૂં કયે દિવસે તમારા પિતાએ સાંભળ્યું છે? મ્હારી પાસે કોઇ તો જોઇએ ને? હું આટલું બધું કેમ સંભાળીશ!' એની માતાએ કહ્યું.

'હા, પણ તમારો સાથે બે સિવાય બધાજ માણસો આવવાના છે.' મી. વુએ કહ્યું.

'છતાં મ્હારી સંભાળ પણ લેવાવી જોઇએ ને?' માએ જરા કકળીને કહ્યું.

'પણ બા, મ્હારાથી અવાશેજ નહી' ઇવાને ચોખ્ખે ચોખ્ખું કહી દીધું. 'હું તો લડવા માટેજ આવ્યો છું.'

એની માના હોઠ ધ્રૂજવા લાગ્યા.

'તું પણ તારા પિતા જેવોજ જીદી છે.'

એની માનું અંતર ભારાઇ આવ્યું. એટલામાં એક ચારિકા એના હાથમાં ફરનો એક કોટ ઉંચકી લાવી.

'આ બધાજ લેવાના છે કે રાખી જવાના છે?'

'આપણે શિયાળા પહેલાં તો નક્કી પાછા આવ અહીંજ મૂકી દો' મેડમ વુએ કહ્યું.

'ના ના, લઇ જાઓ ને' મી. વુએ કહ્યું.

'પણ મ્હારી પાસે એટલા બધા ડબ્બા કે પેટીઓજ • મેડમ વુ પુકારી ઉઠયાં.

'જે મંગાવવું હોય તે બધુંજ મંગાવી લો ને'

'નારે! એ બધી માથાકૂટ કોણ કરશે.' અને પછ બધું જ ભૂલી બીજા ખંડમાં ચાલી ગયાં.

ઇવાન એના પિતા તરફ ફર્યો 'હવે હું મ્હારા ખંડમાં છું, મ્હને ત્યાં જરા તાજગી લાગશે.'

ઇવાનને એકલા પડવાનું મન થયું. અંદર ગયો એ ખંડમાં એને જૂની પરિચિતતા લાગી.

પહેલાં તો એને એમ જ થયું કે પિયોની હશે. એ તો કશેજ દેખાતી નહોતી. કેવું વિચિત્ર! પિયોની નથી. એજ એક વિસ્મયભરી વાત. પણ એનો સ્પર્શ કશે જ દેખાતો નહોતો. બારીએ બારી ઉંચી ઉંચી વગરની. પાસે એક ફૂલ પણ મળે નહિ. બાજઠો પર રહા માટે ચ્હાદાનીઓ પણ નહોતી. બધું જ એમ રે હતું છતાંય ધૂળ ઉડ્યા જ કરતી હતી. પિયોની ઇવાન ચ પહેલાં બધું સાફ કરતી, ફૂલ ગોઠવતી પણ હવે એવું ક કોઇ જ ન હતું. ઘણા દિવસના ખાલી પડેલા, વગર વપ અવાવરા ખંડમાં સર્વત્ર શાંતિ પ્રસરી રહી હતી. હવે

એને આ ખંડમાં જૂની પરિચીતતા લાગતી જ ન હતી. કંઇક પારકું પારકું લાગતું. શિશુવયથી વસેલા આ ખંડમાં એને પરકીયતા લાગવા માંડી. પૂર્વકાલમાં એને આજ ઘર બળવામાં હોમી દેવાની ઇચ્છા હતી. પણ હજુ તો એ હયાત હતું. કદાચ જાપાનના દારૂગોળાની રાહ જોતું. કોણ જાણે આ બધાનો અંત શી રીતે આવશે ! એ તો નક્કી જ નહોતો જાણતો.

પછી એને કંઇ બીજું સાંભર્યું. અહીંયાં જ આજ મેજના ખાનામાં એણે એન લેને લખેલી પોતાની જીવનકથા મૂકેલી હતી. એણે ખાનું ઉઘાડી અંદર ઊંડો હાથ નાખ્યો પણ ત્યાં કશું જ નહોતું. એના ખાનાનાં બધાંજ પુસ્તકોને કોઇ અડકયું લાગતું નહોતું. કોઇએ એની ધૂળ પણ ઝાપટી ઉડાડી નહોતી. પેલું કાગળીયું કોઇ લઇ ગયું લાગે છે. નક્કી એને લીધે જ પેલી ટોળી પકડાઇ ગઇ હશે. એના પિતાએ જ એ કાગળ લઇ લીધો હશે પણ એના પિતા તો આ ખંડમાં આવ્યા જ નહોતા. પિયોની જ ઇવાનની ચીજો સંભાળતી. પિયોની તો આ કાગળીયાં નહી ઉપાડી ગઇ હોય ? એનું મગજ ભમવા માંડયું. પિયોનીએ કોઇને દગો તો નથી દીધો ને ? પિયોની પાસેજ ઇવાને અંતર ખોલ્યું હતું. એને બીક લાગવા માંડી. એને પહેલાં પણ આજ બીક લાગી હતી. અડધી રાત સુધી એને નિદ્રા ન આવી. કંઇ નહી. જે થયું તે થયું. હવે બધુજ ખલાસ થઇ ગયું હતું.

સાંજના વરસાદ પડી રહ્યો હતો. એની મા સવારની પ્રાર્થના કરી રહી હતી. અને ઇશ્વરે સાંભળ્યું હોય તેમ ખરેખર વરસાદ પડયો. 'મ્હેં ખૂબ દાન કર્યું કે જેથી વરસાદ પડે' એની માએ કહ્યું.

એના પિતામાં પલટો આવ્યો હતો. જ્યારે એણે એને દેવનું નામ લીધું ત્યારે એ કશુંજ બોલ્યાં નહી. નહી તો પહેલા દિવસો પ્રમાણે તો જરૂરજ એ ઇવાનની મા પર ગુસ્સે

થઇ ગયા હોત. બધાં જ વહાણ પર મૂકવા ગયાં. એના પિતાએ છેકાને ટીકીટ અને પૈસા આપ્યા. બંને જણ પાછા ઘરમાં આવ્યા. ઘરમાં આવ્યા ત્યારે શાંતિ પ્રસરી રહી હતી. છવાનના પિતા થાકી ગયા હતા.

આજે તો વાદળછાઇ રાત છે. એટલે બધીજ રાત શાંતિથી પસાર થઇ જશે.

'આજે રાતના હવાઈ હુમલાનો સંભવજ નથી.'

પછી સૌ પોતપોતાના ખંડમાં ગયાં.

પણ એને તો પથારીમાં પડે પડે પણ પિયોનીનાજ વિચાર આવ્યા કર્યા. પિયોનીએ શું કર્યું હશે અને શું નહિ કર્યું હોય? તે આત્માને પ્રશ્ન પૂછતો કંઇક આત્મમંથનમાં પડી રહ્યો. જો પિયોનીએ એ લોકોને દગો દીધો હશે તો જરૂર એ એન લેનના મૃત્યુ માટે જવાબદાર છે. હજુ પણ એનો વિશ્વાસ પિયોની પરથી ઉઠતો નહોતો જો કે એને કોઇ સમજી શકતું નહોતું. કોણ જાણે કેમ એના સ્મૃતિપટ પર આટલાં વર્ષો થયાં એ પડીજ રહી હતી. તામા સાથે આટલાં સુખનાં વર્ષો ગાળ્યાં છતાંય એના લગ્નને દિવસે આનંદ થયો હતો કે એને પિયોનીને પોતાનો પ્રેમ આપ્યો નહી. અને પિયોનીને પણ એણે આશા આપી નહી. એ આ તામાને કહીજ ન શકયો. તામા પાસે પિયોનીનું નામ પણ નહોતું દીધું છતાંય પિયોની એના જીવનમાં કંઇક ભાગ ભજવતી હતી. પુષ્પ પરિમલની સ્મૃતિ જેવીજ એને પિયોનીની સ્મૃતિ હતી. છતાં એને એટલું જાણવું હતું કે એણે એન લેનને દગો દીધો નથી ને?

સવારના પિતા સાથે ચ્હા પીતાં પીતાં એણે પૂછ્યું:

'મ્હને ઘણીવાર વિચાર આવ્યો છે કે તમે અમારી ટોળીની વાત કયાંથી જાણી લીધી હતી? હવે તો એટલો બધો વખત થઈ ગયો છે કે હું પૂછી શકું?'

'મ્હને તો ચ્યાંગ કાંઇ શેક કહ્યું હતું.' એના પિતાએ કહ્યું.

'એમને ક્યાંથી ખબર પડી?' આશ્ચર્યમુગ્ધ થઇ ઇવાને પૂછ્યું.

'એ તો બધું જ જાણે છે. તે દિવસોમાં મ્હારે ને એને ઘણી વાતો થઇ હતી. સુલેહ શાન્તિ સ્થાપે ને સામ્યવાદીઓને બધાને દેશમાંથી કાઢી મૂકે તો એમની કેટલીક આર્થીક માગણી મ્હારે સ્વીકારવી એમ મ્હેં કબુલ કર્યું હતું. એમને પૈસાની બહુજ જરૂર હતી. એક દિવસ એમણે મ્હને જરૂરી કામ માટે બોલાવ્યો. હું એમને એકલો મળવા ગયો. જે સામ્યવાદીઓને ફાંસી .આપવાની હતી તે નામાવલિમાં તેમણે તારૂં નામ મ્હને વંચાવ્યું. મ્હેં માન્યું નહી. એમણે તારા એક નિશાળીયાને બોલાવ્યો. થોડી રકમ આપી એટલે એણે તમારાં બધાનાં નામો આપી દીધાં હતાં.

'એનું નામ પેંગ લ્યું હતું?' ઇવાને પૂછ્યું.

'મ્હને હમણાં કંઇ ધ્યાન નથી.' અને એ યાદ કરવા જતા હતા ત્યાં એમના મોંઢા પર કંટાળો પ્રસરી રહ્યો 'પીળા મોંઢાનો છોકરો હતો અને એના બાપે એક નાની દુકાન રાખી હતી.'

'હા હા, એજ પેંગ લ્યું. એમ! ત્યારે એ હતો! એ હમણાં કયાં છે?' ત્યારે પિયો- નીનો વાંક નહોતો. એન લેનના મૃત્યુ માટે ઇવાને વિચાર કર્યો.

'મરી ગયો' એના બાપે કહ્યું.' 'એના પૈસા એને આપી દેવામાં આવ્યા તે પછી એને ફાંસીએ ચઢાવવામાં આવ્યો.'

'પણ શા માટે એને ફાંસીએ ચઢાવ્યો?' ઇવાને પૂછ્યું.

'ચ્યાંગને દેશદ્રોહીઓ પર બહુ જ ચીડ છે.'

'એ પોતે લાંચ આપે અને લે તેને શા માટે દોષ દે?' ઈવાને કહ્યું,

'હા, એ એમ કરી શકે છે એજ તારે સમજી લેવાનું છે. બધાં પાસે કામ કઢાવી લે છે અને જ્યારે સામો માણસ વિશ્વાસ મૂકાય એવો ન લાગે ત્યારે એને દૂર કરે છે.'

'ખરેખર! એ તકસાધક પુરુષ જ છે.' ઇવાને કહ્યું.

'બધા જ ડાહ્યા માણસો તકસાધક જ હોય છે. તેઓ હાથ લાગી તક જવા દેતા જ નથી. ફક્ત મૂર્ખાઓ જ સમય સાથે પલટાતા નથી!'

એના પિતા ટેબલ પર આંગળી ટકોરતા બેઠા હતા.

'ઇવાન, ફક્ત એ એક જ પુરુષ છે કે જે આપણને જાપાનના હુમલામાંથી બચાવશે. એ જરૂર બચાવશે જ એ સીયાનથી આવ્યા છે ત્યારથી જ એમણે નક્કી કર્યું છે. જ્યાં સુધી વિજય ન મળે ત્યાં સુધી એ થોભવાના પણ નથી. જોની, પેલા સામ્યવાદીઓને કેવા ભગાડી દીધા! દેશમાં કેટલાં વર્ષોથી એકહથ્થુ સત્તા સ્થાપવાનો ભગિરથ પ્રયત્ન આદર્યો હતો!'

'પોતાનું રાજ્ય સ્થાપવાનો.' ઇવાને કટાક્ષમાં કહ્યું.

'ના ના એકહથ્થુ રાજ્ય.' જરા એનો બાપ પણ ગંભીરતાથી બોલ્યો.' અંદર અંદરની લડાઇઓ કરતાં તો આ હજાર દરજ્જે સારૂં. નહી તો આપણે આપસ આપસમાં લડીને કપાઇ મરત અને જાપાનીઝોને આવવું તો બહુ જ સરલ થઇ પડત.'

'તમે એમ કહેવા માગો છો કે દશ વર્ષ પહેલાં આ પરિસ્થિતિ આવશે એવું એમણે કલ્પ્યું હતું? અને દીર્ઘ દ્રષ્ટિથી આવી સ્થિતિ આવશે એ જાણીને જ એમણે સંગઠન કરવા માંડયું હતું?' ઇવાને પૂછ્યું. એ પિયોનીની બધી જ વાત ભૂલી ગયો. આજે તો એના મનપર ચ્યાંગ રમતો હતો. એકવાર તો આ માણસે બંડખોરને દગો દીધો તેને માટે એ ખૂબ રડયો હતો, કકળી ઉઠયો હતો. પણ હવે જયારે સૌ કરતાં એની દૃષ્ટિ આગળ જોઇ શકે એવી છે ત્યારે શું થાય!

'હું માનું છું કે એ સર્વ પાર જોઇ શકે છે. એ અદ્‌ભુત વ્યકિત છે.' એના પિતાને કહ્યું.

પણ બધું જ એના પિતા કહેતા હતા તે ઇવાનને માન્ય નહોતું એને પણ જપાનીઝ છાપામાં વાંચ્યું હતું તે યાદ આવ્યું.

'પોતાને મળતી તકોનો ઉપયોગ કરવામાં એમણે કેટલાય ખરાબ ઉપાયો પણ યોજ્યા હતા.' ઇવાને કહ્યું.

'પણ હવે તે પહેલાં જેવા નથી રહ્યા. માણુસની ખરી ખૂબી અને જીવનકલાજ ત્યાં છે. શુભાશુભ સમજી શકવાની બુધ્ધિ હોય અને તે પ્રમાણે પોતાની દ્રષ્ટિ બદલી શકે તેની જ માણસાઇ સાચી.'

'એ તો યુદ્ધપતિજ બની શકે. એના સિવાય એ કશાને લાયકજ નથી. યુદ્ધપતિજ પોતાનું ધાર્યું બળજબરીથી કરાવી શકે.'

'હા હા. પણ ધાર્યું એજ કરાવી શકે છે.' એના પિતાએ કહ્યું.

'અને એની બધી સ્ત્રીઓ......' ઇવાને વાત કહાડી.

'એ વિષે ચર્ચામાં ઉતરવાની જરૂર નથી. એક માણુસ પોતાની સ્ત્રી પસંદ કરે એ એનું સ્વેચ્છાનું કામ છે. કેડાને લગ્નને ધક્કો આવ્યો ત્યારે તારી માનું અંતર ચીરાઇ ગયું હતું. પરિણામે એ એટલાં બધાં માંદાં પડી ગયાં કે તરતાતરત ડાકટરો ભેગા કરવા પડ્યા.

'ધક્કાને જર્મની મોકલતાં પહેલાં પરણાવી ન દીધો એનું અનિષ્ટ પરિણામ આવ્યું એવો વસવસો એના અંતરમાં રહી ગયો, ત્યારે મ્હેં કહ્યું હતું કે આપણો મુકરર કરેલો સિધ્ધાંત સાચો છે. આપણોજ છોકરો મૂર્ખ હોય તેથી કંઇ સિધ્ધાંત ખોટો ઠરતો નથી!'

જરા ધુંધવાતા ધુંધવાતા એ અટકી ગયા. ઇવાનને થયું

કે જ્યાં ત્યાંથી એના પિતા આ ગોરી સ્રીને નિભાવી રહ્યા છે.

'હા, હા, પણ તારી જાપાનીઝ સ્રીનું શું ?' પિતાના પ્રશ્નમાં સહાનુભૂતિ હતી. 'મેં એને માટે કંઈજ કહ્યું નહોતું. જાપાનીઝ સ્રીઓ બહુજ કુશળ ગૃહિણી હોય છે. એ લોકો પોતાનું સ્થાન જાણે છે. તું પરણ્યો ત્યારે મને તો વાંધો લાગ્યો જ નહિ. લડાઇને અને એને સંબંધજ નથી. ફક્ત અજ્ઞાન લોકો મનુષ્યના અંગત સંબંધને રાજકીય બાબતો સાથે ભેળવી ગુંચવાડા ઉભા કરે છે.'

પિતાની ઉદારતા ઇવાનના અંતરમાં વસી. એ એના પિતાને તામાની વાતો કહેવા લાગ્યો.

'તામા સારી છોકરી છે. મ્હેં તો આવી દરેક કામમાં કાળજી રાખતી છોકરી કદી જોઇ નથી. મ્હને તો એ જાપાનીઝ છે એનો વિચાર સરખોય આવતો નથી. મ્હારે મન તો એ મ્હારે અંતરે વસેલી તામા જ છે, મ્હારા પુત્રોની માતા છે.'

એના બાપ બીજા વિચાર વમળમાં પડયા.

'તું જાપાનના કાગળો લેશે તો ખબર પડી જશે અને મોટી મુશ્કેલી ઉભી થશે. મ્હારી ઓફીસમાં ખબર નહી પડે. તામાને કહેજે કે કાગળ મ્હારા નામે લખે અને તું મ્હને તારા કાગળો આપજે એટલે હું તે મોકલી આપીશ. જો હમણાં આ વાત લોકોમાં પ્રસરે તો રમખાણ થાય.'

ઇવાનને તો આનો વિચાર જ નહોતો આવ્યો. પિતાની સહૃદયતા એને હૈયે વસી અને એ ઉપકારવશ બની રહ્યો.

'પણ તમને તો પાછી કંઇ પંચાત ઊભી નહિ થાય ને?' ઇવાને પૂછ્યું.

'નારે! મ્હને તો બધા જ ઓળખે છે. હું તો સહીસલામત છું અને મ્હને કોઇ મારી નાખવાનું નથી. ગ્યાંગ કરી શકે તો કંઇ ત્રાસ ઉભો કરે પણ ગ્યાંગથી બધાજ બીએ છે.'

પાછી એ લોકોએ ચ્યાંગની વાતો કરી.

'લગ્ન – હા હા, એની પૂર્વ પરિણીતાઓ બધીજ નકામી હતી તેથીજ એણે આ નવું લગ્ન કર્યું. એને એના આદર્શો માટે જીવન-સખી જોઈતી હતી અને આટલી હિંમત તો કંઈ બધામાં થોડી હોય છે!' જરા મંદ હાસ્ય કરી લીધેલી ચ્હા પીતાં બોલ્યા 'જોઈએ, વાંચીએ, ચ્યાંગ શું લખે છે? બે દિવસ પછી તારે એને મળવાનું છે એવો એનો હુકમ છે.'

હુકમ શબ્દ પિતાના મોંઢામાંથી સાંભળતાં ઇવાનને નવાઇ લાગી.

'પિતાજી, તમારામાં પણ પરિવર્તન થયું લાગે છે. ચ્યાંગ તો એના કીરીસ્તાન દેવમાં બહુ જ માને છે. જો એ ખરેખર એમાં માનતો હોય તો તમે એને વિશ્વાસે કેમ રહી શકો?'

એના પિતાના મુખ પર હાસ્ય ફરક્યું.

'હા હા, પણ એ સાચા દીલનો માણસ છે.'

'એના કીરીસ્તાન પ્રભુનો પણ એ લાભ ઉઠાવશે. એ તો તકસાધક છે.'



પહેલી જ વાર ઇવાન આ પુરૂષ સામે ઉભો. આજ પુરુષે એનું ઉગતું જીવન વેડફી નાખી એને દેશનિકાલ કરાવ્યો હતો અને એને બીજી દુનિયામાં ધકેલી દીધો હતો. આજે એજ પુરુષ એને ફરી બોલાવી રહ્યો. હતો.

એક સર્જનકારના સાનિધ્યમાં એ કદી આમ આવ્યો નહોતો. એન લેનનું પણ આવું વ્યકિતત્વ તો નહિ જ. જો એ જીવતે તો કદાચ એન લેનનું વ્યકિતત્ત્વ પણ એવું જ થતે. આના જેવો જ સયંમિત, શિસ્તપાલન કરનાર, બળવાન વ્યકિતત્ત્વવાળો બની જાત: પણ ઇવાનની સ્મૃતિમાં તો એ એક ઉગ્રસ્વભાવનો છોકરો હતો.

'બેસો,' ચ્યાંગે કહ્યું.

ત્રણેક સીધી પીઠની ખુરશીઓ ત્યાં મૂકી હતી. ત્યાં બધાં જ ચ્યાંગની રાહ જોઇ બેસતાં. એની પરદેશીય છતાં ય સુંદર ચહેરાવાળી સ્ત્રીને એ પહેલોજ મળ્યો અને એ સ્ત્રીએ એને તરતજ કહી દીધું કે ચ્યાંગ માતૃભાષા સિવાયની બીજી ભાષા સમજતા જ નથી.

'આપ તૈયાર રહેશો અને એક પણ અંગ્રેજી શબ્દ ન બોલશો.' ધીમા મધુર અવાજે આટલું કહી ઉમેર્યું: 'ઘણાય જુવાનીઆઓને પોતાની ભાષા પૂરતી નથી લાગતી તેથી કેટલા ય અંગ્રેજી શબ્દો વાપર્યા કરે છે. ચ્યાંગ આ માટે ખૂબ ગુસ્સે થઇ જાય છે, અને કહી દે છે કે ચાઇનીઝ ભાષા કંઇ ન્હાની છે?' બોલતાં બોલતાં એ ધીમું હસી પડી.

'ના ના, હું જરૂર સાવધ રહીશ.' ઇવાને ઉત્તર વાળ્યો.

ચ્યાંગની રાહ જોતાં એના મનમાં કંઇક તરંગો પસાર થઇ રહ્યા. આ સ્ત્રીએ ચાઇનીઝ વેશ પહેર્યો હતો. પાછળ સીધા સુંવાળા બાલની ગાંઠ એની ડોકને સુડોળ બનાવી રહી હતી. એ વાત કરતી હતી એટલી પળોમાં જ માલમ પડી ગયું હતું કે એ કોઇ પણ રીતે તદ્દન ચાઇનીઝ જેવી તો નહોતી જ. પરદેશીયતાનો આભાસ દેખાઇ આવતો. એની કાળી વિશાળ આંખો ચમકતી, એનો અવાજ મૃદુ અને નિખાલસ લાગતો અને એની સર્વ હીલચાલ સંયમિત છતાંય ચપળ અને લલિત લાગતી.

ડેકોએ આજ સ્ત્રીને હસી કાઢી હતી. આ તે શું વિમાની દળની ઉપરી થઇ શકે? એને તરતજ થયું કે આ પુરુષ સિવાય બધાંને મોખરે આ સ્ત્રી શોભે એમ હતી.

ચ્યાંગે ઇવાન તરફ જરા આંખો ઉંચકી જોયું. એ તો એક લાંબુ દસ્તાવેજ તે વખતે વાંચતા હતા અને એના પર

સહી સીક્કા પણ મારી દીધા હતા. એની આંખો આ પ્રવૃત્તિમાંથી મુક્ત થતી ત્યારે એનું મુખ એવું દ્રઢ લાગતું કે એના આખા મોઢાનુંજ એ બળ હોય એવું લાગતું. આ મનસ્વીતા કુદરતે એને બક્ષી હતી. પણ જ્યારે કોઇ આંખો જોતા ત્યારે આ મુખ વિસારે પડી જતું. એની આ કાળી સીધી નજર કોઇનું પણ ધ્યાન ખેંચી રહેતી.

'આપના પિતા મ્હારા મિત્ર છે.'

ઇવાને નમન કર્યું અને ચ્યાંગને બરાબર જોયા. ચ્યાંગની આંખો તો મીટ પણ માંડતી નહીં હોય તેમ સ્થિર હતી. આંખોમાંથી અંગાર ઝરતા હતા.

'મ્હારી પાસે આ કાગળ છે એની રાજકીય મહત્તા ઘણી છે. ઇશાન કોણમાં એક સામ્યવાદીને તે પહોંચાડવાનો છે અને એના હાથમાંથી એજ લશ્કરના બીજા એ અધિપતિને આપવાનો છે.'

'હું સમજ્યો.' પણ એ બીજું કશું જ સમજી શકયો નહીં. ચ્યાંગ શા માટે આ બધા દસ્તાવેજ મોકલે છે? અને તે પણ સામ્યવાદીઓને, જેમને એણે કેવે પ્રયાસે મોતને મોઢે ધકેલ્યા હતા અને ઇશાન ખુણામાં દેશનિકાલ જેમ રાખ્યા હતા! પણ આ બધાં વિસ્મય માટે સમય નહોતો. એને તો હુકમ જ ઉઠાવવાનો હતો. આ માણસ એક શબ્દ ફરીથી બોલવાનો નથી. કોઇએ તેના કરતાં એક શબ્દ પણ વધારે બોલવાનો નથી. કશી વાતની જરૂરી સમજાવટ પણ કરશે નહી તેથી એનો એક શબ્દ પણ વ્યર્થ જતો નહોતો.

'હું તમને પસંદ કરૂં છું કારણ કે તમારા પિતાએ તમે મ્હને વિશ્વાસપાત્ર રહેશો એવું વચન આપ્યું છે. પણ જો વિશ્વાસભંગ કરશો તો બીજા બધાંની જેમ તમારે પણ ભારેમાં ભારે શિક્ષા સહન કરવી પડશે. તમારા પિતા આ બધું જ સમજે છે. જાઓ તમારે માટે વિમાન ઉભું છે. હમણાં જ તમારે જવાનું છે.'

'એક પળ થોભશો જરા, મ્હારે આનો ઉત્તર લાવવાનો છે?' ઇવાને પૂછ્યું.

'વિમાન તમને પાછા લઇ આવવા માટે થોભશે.' એમ કહીને એણે ઘંટી મારી. ઘંટડીના અવાજે બારણું ઉઘડયું.

ઇવાન ઉઠયો અને જર્મન શિક્ષક પાસેથી શીખેલી ફોજદારી સલામ કરી.

'આપને લશ્કરી તાલિમ અપાઇ છે?' ચ્યાંગે પૂછ્યું 'હું સમજ્યો કે આપના ભાઇ જ પરદેશગમન કરી શીખી આવ્યા છે.'

'હું તો જાપાન જ ગયો હતો.' ઇવાને કહ્યું.

'ત્યાં લશ્કરી તાલીમ લીધી હતી?' ચ્યાંગે ફરી પૂછ્યું.

'ના, જી, તે પહેલાં.' ઇવાને જવાબ વાળ્યો.

ચ્યાંગે પોતાના હાથે બારણું બંધ કરી દીધું. ઇવાન ત્યાં જ ઉભો રહ્યો.

'મ્હને બધાં જ કહી રહ્યાં છે કે જાપાન તો હવે પડવાની અણી પર આવી રહ્યું છે. ખરી વાત છે?'

'ના જી' ઇવાને કહ્યું. 'ખોટી વાત.'

'ત્યાં ધંધાપાણી સારાં છે?' ચ્યાંગે પૂછ્યું.

'હા જી.' જાપાનના ઉદ્યોગથી ભર્યા ભરરસ્તાઓ સંભારતાં ઇવાને જવાબ વાળ્યો.

'મ્હને કહેવામાં આવ્યું છે કે લોકોને લડાઇ નથી જોઇતી. એ ખરી વાત છે.' ચ્યાંગે એની પરીક્ષા કરવા માંડી.

'લોકોને તો જે કહેવામાં આવે તેટલું જ અને તેવું જ એમને જોઇએ છે.'

'ત્યાંના લોકો પોતાની સરકારનો હુકમ પ્રમાણીકપણે ઉઠાવે છે?'

'હા જી સંપૂર્ણ રીતે.'

'હજુ પણ એ પ્રજા પોતાના શહેનશાહને પૂજે છે?'

'હા જી.'

ચ્યાંગનું હૃદય જરા હાલ્યું અને એક નિશ્વાસ નાખ્યો. એણે પોતાનો સીલ કરવાનો પથ્થર ઉપાડી લઇ લીધો.

'ત્યારે શું મ્હારે મોઢે બધું જ ખોટું કહેવામાં આવ્યું હતું? ત્યારે તો આ લડત લાંબી ચાલશે.'

'આ લડાઇ લાંબી જ ચાલવી જોઇએ. આપણે એ વાત યાદ રાખીએ અને એને માટે તૈયારીઓ કરીએ તો એજ આપણુ બળ કહેવાય.' દુશ્મનોમાં તો પેલો હીડચોશી, તામા અને પોતાના પુત્રો તો નહી જ. કારણ એ બધાં તો અણુએ અણુ ઇવાનનાં જ હતાં. 'આપણા દુશ્મનો તો માને છે કે લડાઇ થોડા વખતમાં ખતમ થશે.'

ચ્યાંગની આંખો તો એની આંખોમાં પેસી જાય એવી તિક્ષ્ણતાથી જોઇ રહી.

'શું ખરેખર એ લોકો એમ માને છે કે? કેટલો વખત?'

'પહેલાં તો એ લોકો કહેતાં હતાં કે ત્રણ મહિના ચાલશે. હવે કહે છે કે એક વર્ષ ચાલશે. પણ હું તો ધારૂં છું કે ઘણાં વર્ષો લાગશે.'

બ્હાર એરોપ્લેનનું યંત્ર શૂરૂ થતું સંભળાયું પણ ચ્યાંગે હજુ ઇવાનને રોકી રાખ્યો.

'એનો અર્થ એ કે આપણે આપણી લડાઇ એ લોકોની લડાઇ પૂરી થાય પછી શરૂ કરવી.' ફરીથી પેલા દસ્તાવેજના સીલ પર એણે નજર નાખી ને બોલ્યો 'એનો અર્થ એજ કે આપણે હમણાં બચાવીએ ને એ લોકોને ખરચ કરવા દઇએ. આપણા રાષ્ટ્રજીવનને જરૂરિયાતનું હોય તેનો જ આપણે સંચય કરવાનો છે. લોકોનો ને શહેરોનો વિનાશ થાય તો થવા દેવો. આપણી પાસે માણસ અને શહેરો તો બહુ છે.' ઇવાને જવાબ આપ્યો.

ઇવાનના કાનમાં રાહ જોતાં ફરી આ શબ્દોનો પડઘો પડયો. 'ના, લોકોયે નહી ને શહેરો યે નહી. આ ઉપરાંત બીજુ કંઇ હતું. એવો એક રસ્તો હતો કે જેથી ઉપર ટપકેથી બધે હારતાં લાગીએ પણ છેવટે આપણને જીતવાની હિંમત રહે.'

બારણું ઉઘડયું ને મેડમ ચ્યાંગ આવ્યાં.

'વિમાન તૈયાર છે.' એને હવે જવા દો તો સારૂં, નહી તો અંધારે હેરાન થશે.'

'હા જાવ.' ચ્યાંગે હુકમ કર્યો ને વાત ત્યાં જ પડતી મૂકાઇ. થોડાક ટાપુઓ પરથી ઉડી જવાનું તો કંઇ જ હિસાબમાં નહોતું. એને પણ થયું કે આ વિશાળ દેશ કોઇ પણ દેશને હરાવવા શકિતશાળી રહેશે. નક્કર ભૂમિ પરથી તેઓ આકાશમાં ઉડતાં જતાં હતાં. હજારો માઇલ વહેતી લીલી ભૂમિમાં અને વેરાન રણમાં વહેતી પીળા જળની સરિતાની ધારે થઇ તેઓ ઊંચા ગીરીશીખરોની ઠંડીમાં ઠીંગરાઈ ગયેલી ડુંગરમાળ પરથી પસાર થયાં. એક વાર એણે જાપાનીઝ છાપામાં વાંચ્યું હતું કે ચીનમાં સમુદ્ર કીનારાની પેલે પાર સારા રસ્તા છે જ નહિ. એ પછાત દેશ રહી ગયો છે. હા એટલો બધો એ પછાત હતો કે કશે દુશ્મનને પ્રવેશ કરવાની સુઝ જ ન પડે. એવા રસ્તા નહોતા ફકત ખુલ્લે આકાશે જ જઇ શકાય અને આકાશને આધારે જ માર્ગ થઇ શકે. પણ આકાશમાંથી ફેંકેલા દારૂગોળા આ વિશાળ દેશનો વિનાશ કેવી રીતે લાવી શકશે?

એને કંઇક સાંભર્યું. જ્યારે એ નાન્કીંગ ગયો ત્યારે એના પિતા સાથે શાંઘાઇનું આખું શહેર ફરી વળ્યો હતો. ખાસ જોવા જ. એને તો જોવું જ હતું કે શહેરને શું શું વીતી ગયું હતું. બહુ જ વિનાશ થયો હશે. બધે જ વિનાશ જોતાં જોતાં નિરાધારતામાં એક સ્થળથી બીજે સ્થળે નિરવતા વધારતાં સૌ ભાગી ગયાં હતાં. પણ શહેરની એક ધાર પર કોઇ એક ખેડૂત લીલી

ફળી વાવી રહ્યો હતો. કેટલી શાંતિથી એ પોતાનું કામ કરી રહ્યો હતો. એનું ઘર તો ક્યારનું પડી ગયું હતું. કંઇ જૂની પુરાણી ફાટલી સાદડીઓનું ગોઠવેલું ઘર આનો પૂરાવો હતું. બન્ને જણા એને જોવા ઉભા રહ્યા. છેવટે શાંતિ ભાંગવા કંઇક બોલવું જોઇએ તેથી એના પિતાએ કહ્યું:

'તમારૂં ઘર ધસડાઇ ગયું. બહુજ ખોટું થયું.'

ખભા પરના ભૂરા કપડાંમાંથી મોઢું લુછી ખેડૂતે ઉંચું જોયું. ખેતરની વાડ પાસે એક ઉંડો ખાડો પડ્યો હતો. એ પાણીથી ભરાઇ ગયો હતો.

'જુવો, ત્યાં મ્હારૂં ઘર દટાઇ ગયું છે' પ્રસન્ન મુખે ખેડૂત બોલ્યો. મ્હારા દાદાએ બાંધેલું. પણ કંઇ નહી. અમે બધાં બચી ગયાં. અમે બધાં બ્હાર કામ કરતાં હતાં. મ્હારી બૈરીને મ્હેં આ પાણી આવતું જોયું કે કહ્યું 'આ પાણી જોઇતું હતુંને તે મળી ગયું.'

એ ખડખડ હસી પડ્યો અને અમે પણ હસી પડ્યા. બંને જણા ખુશ થઇ ઘેર ગયા. વિનાશનો અર્થ ઝંખવાઇ ગયો, બંને જણ ફરીફરી આનો વિચાર કરવા લાગ્યા.

આખો દિવસ વિમાન આકાશમાં ગર્જ્યાં કર્યું. એનો વિમાની એક અમેરીકન હતો. ઇવાનને એની સાથે વાર્તા કરવાની તક જ ન મળી. મેડમ ચ્યાંગે બંનેની છેલ્લી ઘડીએ ઓળખાણ કરાવી હતી.

'આ ડેની મેક ગર્ક'

'આ મી. વુ.'

મેડમ ચ્યાંગે બન્નેને એકેકી કોથળી આપી હતી.

'એમાં તમારૂં બપોરનું ખાવાનું છે.' મેડમ ચ્યાંગે કહ્યું હતું. એને તો બપોરનો ખ્યાલજ ન રહ્યો જ્યાં સુધી ડેની મેક ગર્ક ને ખાતાં ન જોયો ત્યાં સુધી. પછી બન્નેએ પોતપોતાની કોથળી

ઉઘાડી. પરદેશી પાંઉના પડની વચમાં મુરબ્બો મૂકયો હતો. વચ્ચે મિઠાઇ પણ મૂકી હતી. સાથે એક સફરજન હતું. આવું કદી એણે ખાધું નહોતું પણ ઉંચી ખુલ્લી નિર્મળ હવામાં બધું જ સારૂં હતું.

એણે પવનમાં કંઇક કંઇક ઉડતું જોયું. મેકે પકડવાના પ્રયાસ કર્યાં પણ વ્યર્થ ગયાં. ઇવાનને તરતજ વિચાર આવ્યો 'શા માટે ચીનનાં વિમાનો અમેરીકનો હાંકે?' પણ મુસાફીના ધંધામાં એવું કહેતાં કેટલીય વાર એણે લોકોને સાંભળ્યા હતા કે અમેરીકનોને કોઇ સમજતુંજ નથી.

એટલે એ આ આખી બપોર બેસીજ રહ્યો. સાંજ પડી એટલે વિમાન એક સાફ કાપી નાખેલી ખીણમાં ઉતર્યું. તરતજ સૈનિકો આસપાસ વિંટળાઇ ગયા. ગામડાના લોકો અને બાળકો કૌતુકથી ટગર ટગર જોઇ રહ્યાં. મેક પણ તરતજ કૂદી પડયો. ઇવાન એની પાછળ કૂદ્યો.

'આપણે અંહીયાં સુઇ જઇશું, પાછા પ્રભાતે નીકળશું. બપોરના મુસાફરી પૂરી કરી નાખશું. આ બધા સૈનિકોને કહો કે આ વિમાન તો ચાઇનાના મોટા સાધુનુ છે. જો ગરબડ કરશે તો હું ભગાડી દઇશ. એ લોકોને કહેજો કે છોકરાઓને કહી દે કે સંભાળે' ઇવાને એના અમેરીકન સાથીની સૂચનાઓ ચીની લોકોને ચીની ભાષામાં આપી 'જો જો, આ વિમાન તો આપણા સેનાનીનું છે. કામસર આવ્યું છે. તમારે સંભાળવાનું છે.'

બધાંએ સલામ કરી અને પછી બૂમો પાડવા માંડી.

'હું માનું છું કે આ બધું સહિસલામત છે. હાશ! મ્હારૂં શરીર તો અક્કડ અક્કડ થઇ રહ્યું છે. હું તો આ પાટીયા પર સુઇ જઇશ', સારૂ ખાવાનું પણ કંઇ નહી મળશે. જો બહુ માંકડ નહિ હશે તો ગમે ત્યાં ઊંઘી શકશું.'

ઇવાને જવાબજ નહી આપ્યો. એને લાગ્યું કે આ તો

એક ગામડાનું વિશ્રાંતિગૃહ છે.

'કોઇ દિવસ અમેરીકામાં ગયા છો?' ગર્કે પૂછ્યું. બન્ને જણુ સાથે સાથે ચાલતાં હતાં. એ લોકોના પગ નીચે ધૂળ ઉડતી, ગોટા વળતી અને પાછી પ્રસરી જતી. નાકમાં ચૂનાનાં રજકણ ભરાતાં જતાં હતાં.

'ના, હું કદી ગયો નથી. કદાચ ફક્કડ દેશ હશે.' ઇવાને જરા સંકોચાતાં કહ્યું.

બન્ને જણા હસતા હસતા ત્યાંની માટીની શીતળ ભીંત પાસેથી પસાર થયા. એમની પાછળ પાછળ ગામડાનાં બાળકોનું ટોળું આવવા લાગ્યું અને કેટલાય આળસુ માણસો પણ પાછળ ચાલવા લાગ્યાં. મેક તો આ દ્રશ્યથી ટેવાઇ ગયો હતો. એ તો એક વિશ્રાંતિગૃહના બારણામાંથી એક મોટા ગામડાના ચોકમાં આવ્યો. પેલો વિશ્રાંતિગૃહવાળો એમને મળવા બ્હાર દોડી આવ્યો. જરા મેકને જોઇ ખુશ થયો અને બન્નેએ હાથમાં હાથ મીલાવી વાતો કરી.

મેકે પણ એની સાથે જરા આનંદમાં આવી જઇ વાતો કરવા માંડી. એણે ઇવાનને કહ્યુ: 'આ માણસ બબડી જાય છે. તે જરા હું સમજતો નથી. હવે તો મ્હેં એને વિલાયતી સલામ પણ હાથ મિલાવી કરતાં શીખવી દીધું છે. હું અહીં આવું છું ત્યારે મને આને લીધેજ ઘર જેવું લાગે છે.'

ઇવાનને આ માણસ લળી લળીને નમન કરતો હતો.

'આવો મારા સાહેબ! આવો આવો હાથ મોઢું ધુવો' એને ઇવાનને જોઇ શરમ આવવા માંડી.

'આ ગોરો માણસ.' એણે ઇવાનને પછીથી કહ્યું. જ્યારે મેક અંદર ગયો ત્યારે ચ્હા લાવતાં પેલો હોટેલવાળો બબડી ગયો. 'છે તો નાનો માણસ' જરા કપાળે હાથ દેતાં કહ્યું અને નિશ્વાસ નાખ્યો. 'હું તો એને હમેશાં ખીલાવું છું.

સારા દીલનો માણસ છે.' પેલા માણસે કહ્યું.

હાથમાં મૂકેલો સીક્કો જોઇ એ ખુશ થઇ ગયો. બારણે ઉભેલાં ટોળાં શું કરે છે તે જોવાને એકદમ દોડી ગયો.

'જાવ, જાવ, કોઇ દિવસ માણસ દીઠો છે કે નહિ?'

ટોળું વિખરાઇ ગયું અને એણે પાટીયાનું બારણું બંધ કરી દીધું.

'એ લોકોને માફ કરજો. એ લોકોને કોઇ પણ પરદેશી આવે છે કે કૌતુક થાય છે. આપ ક્યાંથી આવો છો?' પેલા વિશ્રાંતિગૃહવાળાએ પૂછ્યું.

'પણ હું તો ચીની છું.' ઇવાને કહ્યું.

'એમ સાહેબ!' એનું ચિમળાયેલું મોઢું એકદમ વિસ્મયથી હસતું થઇ ગયું 'મ્હને તો ખબર જ ન પડત પણ તમારાં કપડાં પરથી મ્હેં બીજું જ માન્યું હતું.'

'હવે તો ઘણા ચીનાઓ વિલાયતી સાહેબ જેવાં કપડાં પહેરે છે.' ઇવાને કહ્યું પણ એનો જીવ આ કહેતાં ડંખ્યો.

'હા હા, હું સમજી શકું છું પણ તમે દરેક શબ્દ સારો ને કંઇ જુદોજ બોલો છો.' રખે સારૂં ઘરાક રિસાઇ ચાલ્યું ન જાય તેથી છાવરી વાળતાં એણે ઉમેર્યું. 'પણ મ્હેં સાંભળ્યું છે કે કોઇ ચીનાઓ ઉંચા અને કોઇ નીચા હોય છે. હું તો અહીં ૪૦ વર્ષથી જોતો આવ્યો છું. આપ માંસ ખાવ છો? નહી તો શાકભાજીનું કંઇક બનાવી આપું?'

'હાજી, હું માંસ ખાઉં છું'

હજુ પણ એ ચ્હીડાયલો દેખાયો.

એનો ગુસ્સો ઘણી પળો રહ્યો. કંઇ નહી પણ આ તો એનાથી ફરિયાદ પણ ન થઇ શકે. પેલાએ તો આગળ ચલાવ્યું. 'ચીનાઓની ગોરાઓ જેટલી કચકચ નહી, જરા મ્હને કલેજે ઠંડક વળી જ્યારે તમે કહ્યું કે તમે ચીના છો. આ ગોરાઓ

ને તો જરા માંસ ચવડ રહ્યું કે ભોગ લાગ્યા જેવું કરી મૂકે તેથી જ મ્હારે તો નાનાં છોકરાં ખાય એમ સંભાળીને કાપવું કુપવું પડે છે. ને પાછા જો સુવાના હોય તો એક સારી પથારી આપવી પડે. આપણે ચીનાઓ તો એકાદ માંકડ આવી જાય તો જવા દઇએ. એ બાપડાને ય જીવ તો ખરો ને! હું એને કેટલું સમજાવું છું કે એને બિચારાને પણ જીવ છે છતાં એ તો હું કહું તેનો એક શબ્દ પણ સમજે નહી.'

વાત પણ ખરી હતી. માંસ બહુ જ ચવડ હતું અને માટીના ઓટલા પર નાખેલી પથારી પણ બહુ જ કઠણ હતી. રાત્રે ઇવાનને ચામડી પર કોઇ ફર્યા જ કરતું લાગ્યું. એ ઉઠયો અને પોતાની આખી જાતને ખંખેરી નાખી. બૂમ પણ પાડવા જતો હતો, પછી તો એક નાનો દીવો સળગાવી પાછો સૂઇ ગયો.

પછી તો રાત પૂરી થઇ અને એ લોકોએ ઇશાન ખૂણા તરફની મુસાફરી શરૂ કરી દીધી. હવે તો ડુંગરોની ધાર પરથી એ લોકો પસાર થતાં હતાં. ડુંગરની ઉજ્જડ માટીરંગની લાંબી ધારો દેખાતી હતી.

દૂરથી મૃગજળ દેખાતું હતું. ઇવાનને સમજ ન પડી કે એ જે ઝાડ આંખો તાણી જોતો હતો તે ખરાં હતાં કે મૃગજળનાં હતાં. કેટલાય કલાકો સુધી એક ઝાડ પણ ન દેખાયું અને પાણી પણ ન દેખાયું. બપોરનુ ખાવાનું પેલા વિશ્રાંતિગૃહના લોકોએ આપેલું તે થોડું ભથ્થુ રોલ પાંઉ અને લસણનું હતું. મેડમ ચ્યાંગે સ્વચ્છ કાગળમાં વીંટાળીને આપ્યું હતું તેના જેવું એ નહોતું. આ પાંઉ તો સાત્વિક હતાં અને લસણથી ભરેલાં એટલે બહુજ ગુણકારક હોવાથી ભૂખ પણ શમાતી હતી. તે પછી મધ્યાન્હે મેક ગર્કે યંત્ર બંધ પાડયું અને તેઓ જમીન તરફ વળ્યા.

'આ દેખાય.' એણે બૂમ પાડી.

નીચે જોતાં જ ઇવાને ચોરસ ભીંતોથી બાંધી લીધેલું ગામડું જોયું. આખા મેદાનમાં તે એક ખંડ જેવું લાગતું હતું. બહાર બધે ખેતરો હતાં અને અંદરની બાજુમાં ઘર પાસે મોટાં મોટાં ઝાડો નમી ગયેલાં હતાં. એરોપ્લેન નીચું ગયું. ખેતરોમાં બધા કામે લાગ્યા હતાં. એ લોકોના કપડાં ભૂરાં દેખાતાં હતાં. સૌ આ સાંભળી કામ છોડી દોડતાં આવ્યાં.

'જુવો, હવે તમે લાલ લોકો વચ્ચે છો.' મેકે ઇવાનને ઘાટો પાડી કહ્યું. 'એ લોકો બીજા બધાં જેવાંજ છે. જેને તમે મળવા જાવ છો તે હોશિયાર છે પણ મગજમાં ઘમંડી બહુ છે.' વિમાન ધીમી ગતિથી પૃથ્વીને અડકી ગયું. 'મેડમનો હુકમ છે કે તમને સીધા જ એની પાસે દોરી જવા.'

બંને જણા ફરીથી બ્હાર નીકળ્યા. ઇવાને મેક પાછળ ચાલ્યા કર્યું.

એ લોકો એક ગામડાના દરવાજા પાસે આવ્યા. અંદર માણસો બેઠાબેઠા હસતા સંભળાતા હતા. આ વટાવ્યા પછી એક સાદુ માટીની ભીંતોવાળું અને માટીના લીંપણની જમીનનું ઘર આવ્યું. ત્યાં એક માણસ ટેબલ પાસે બેઠો હતો. એ એન લેન હતો. એન લેનને જોઈ ઇવાન અજાયબીમાં ગર્ક થઇ ગયો. બંને વચ્ચે એક દશકો સરી ગયો હતો. હજુ ઇવાનની ખાત્રી નહોતી થતી. પણ હતો તો એન લેન જ. ઇવાને તરતજ એને ઓળખી કાઢ્યો.

'આવું સાહેબ, મ્હારા અધિપતિ પાસેથી એક સંદેશો લાવ્યા છે.' પછી એણે ઇવાન તરફ ફરીને કહ્યું: 'હવે મ્હને કહેવામાં વાંધો નથી. મ્હારાથી તો તમને કહેવાતું નહોતું પણ જો મ્હારી પાસે આ બે બંદુક છે. જો કોઇ પણ આપણી સ્હામે તોફાન કરે તો આ બે બંદૂકોથી મારી નાખવાનો હુકમ છે.' પણ એને કોઇ

સાંભળતુંજ નહોતું.

ઇવાન અને એન લેન એકમેકને જોઇને સ્તબ્ધ થઇ ગયા હતા.

'ઇવાન તું છે ?' એન લેને ધીમેથી પૂછ્યું.

'હા, હુંજ ઇવાન છું. પણ મ્હારાથી કેમ મનાય કે તું એન લેન છે !'

બન્ને એક બીજાની પાસે ઉભા રહ્યાં. હા. હા, આજ એન લેનનો હાથ છે પણ પહેલાં કરતાં તો તે વધારે મજબૂત અને કઠણ લાગતો હતો.

'ઇવાન તું કયાં ગયો હતો ? પિયોની તરત જ દોડતી આપણી મળવાની જગ્યાએ આવી પહોંચી ત્યારે તું કયાં નીકળી ગયો હતો ? અમે છેલ્લી ઘડી સુધી તારી રાહ જોયાં જ કરી.'

'તમે બન્ને એક બીજાને ઓળખતા લાગો છો.' છેવટે થાકી બન્નેની અવગણના સમજી એક બોલ્યો. 'હું તો હવે જાઉં છું. મ્હારે તો કાલે સવારે જ જવું હોય તો વિમાન સાફ કરવું પડશે.'

બન્નેએ એકનું કંઇ સાંભળ્યું પણ નહીં. ઇવાન દીંગ બની ગયો હતો 'શું પિયોની પણ અહિંયાં જ છે ?'

'તું બેસ તો ખરો. ઇવાન, આપણી વચ્ચેની વાતો તો ફરી સંભળાઇ જ નહી.'

એન લેને તાળી પાડી એટલે એક નાનો છોકરો બારણે આવી ઉભો. એણે ખાખી કપડાં પહેર્યાં હતાં.

'અંદર જે બેઠું છે તેને બોલાવ.'

'કોણ પિયોની સાથે......' ઇવાન બોલતાં અટકી પડયો.

'દશ વર્ષ થયાં અમે પરણ્યાં છીએ.'

'દશ વર્ષ થયાં બન્ને સાથે રહો છો ને મ્હને કાગળ સરખો ન લખ્યો !'

'અરે અમે તો તને જુઠી સહીઓ કરી કેટલાં ય પત્રો લખ્યાં. અમને આશા હતી કે તું અમને ઓળખશે.'

'પણ મ્હને તો એક પણ કાગળ નથી મળ્યો.'

'તારે ઘેર કાગળો મોકલવામાં આવ્યાં હતાં' એન લેને જવાબ આપ્યો.

'મ્હારા પિતાને મ્હને કાગળો મોકલતાં જ બીક લાગી ગઇ!'

'પણ તેં કેમ ન લખ્યાં ?'

'હું તો માનતો હતો કે તું ક્યારનો મરી ગયો છે. પિયોની ક્યાં હતી તેની મને ખબર જ નહોતી.' બન્ને એક બીજા સામું જોઇ રહ્યા. બન્ને જણા પોતાના શિશુવયનાં સ્મરણો તાજાં કરતાં જૂની લીપિ વાંચી રહ્યા હતા. ઇવાનને વિચાર આવ્યો કે એને તામાની વાત કરી નાખું.

'અને તારૂં શું ? તું પરણી ગયો છે ? તને છોકરાં છે ?'

'હા' ઇવાને કહ્યું. ઇવાનને ગંજીરાની અને જીરોની બુદ્ધિની પ્રશંસા કરવાનું મન થયું પણ પછી એને પાછું થયું કે ના, તામાની વાતો છૂપી જ રાખવી.

'હા, મ્હને બે પુત્રો છે.'

ત્યાં તો કોઇક દોડતું આવ્યું. 'શું આ પિયોની ! આ પાતળી છોકરી, સૈનિક વેશમાં, ટુંકા બાલ, હોઠ પર રંગ નહી પાઉડર નહી, અત્તરની સુવાસ નહી. એનો હાથ ઇવાનના હાથમાં હતો. પિયોનીનો પક્ષી જેવો ધ્રૂજતો નાજુક હાથ કઠણ અને મજબૂત બની ગયો હતો.

'ઇવાન ! ઇવાન ! ઇવાન !' એની ટોપી દોડતાં દોડતાં જમીન પર પડી ગઇ. પણ પહેલાં જેવી સુંદર, રમ્ય ઉદાસીન, હઠીલી, મનસ્વી, બાળા જે એણે જાણી હતી તે પિયોની હવે તો એન લેનની સ્ત્રી હતી. ઇવાન બેઠો. 'મ્હારા તો પગ ધ્રુજે છે ! હું બધું સમજી શકતો નથી !'

એને તો કોઇ ઊંઘમાંથી ઉઠતા માણસ જેવું લાગ્યું પણ હવે એને ધીમે ધીમે સમજ પડવા માંડી. આટલાં બધાં વર્ષો એ તામા સાથે નિર્ગમન કરી રહ્યો હતો ત્યારે જે પૂર્વ જીવન એણે કાપી નાખ્યું હતું તે અને જેનો અંત એકાએક આવ્યો હતો તે અહિં આ રીતે પ્રગતિ કરી રહ્યું હતું.

'આ કેમ બની શક્યું! તેં મારી પાસે ઢોંગ કર્યો હતો કે તું બળવાખોરોને ધિઃકકારતી હતી!'

'હું એને ધિઃકારતી નહોતી' પિયોનીની વિશાળ અખરોટ જેવી આંખો એન લેનને જોઇ જરા નમી પડી. હવે ઇવાનને લાગ્યું કે પિયોનીની આંખો જરા પણ બદલાઇ નહોતી.

'પણ તું તો એને ઓળખતી જ નહોતી! તેં તો એને એક જ વાર જોયો હતો.'

એન લેન જોરથી હસી પડયો. પિયોની પણ ગુલાબી ગુલાબી બની ગઇ. 'હું એને થોડું તો ઓળખતીજ હતી. એને જોયા પહેલાં.' પિયોનીએ કબુલ કર્યું.

'ચાલ બોલ, તારી બધી જ દુષ્ટતા કહી દે' એન લેને કહ્યું.

'હું તારા ટેબલનાં ખાનાં સાફ કરતી હતી' પિયોનીએ ધીમેથી બધું કહેવા માંડયું.

'અંદર કંઇ બાકી રહી ગયું હતું!'

ઇવાને પણ સાંભળતાં હસવા માંડયું.

'મ્હેં લખેલી મ્હારી જ જીવનકથા મળી આવી. તને યાદ છે ઇવાન, એણે ચોરીને વાંચી લીધી. ત્યાં ને ત્યાં જ એણે નક્કી કરી દીધું હતું.'

પિયોની ખુરશીના કિનારા પર બેઠી બેઠી પોતાના હોઠ કરડતી હતી.

'તારાં ખાનાં સાફ કરવાનું કામ મ્હારૂં હતું. ઇવાન!'

એની આંખો કંઇક છૂપા હાસ્યથી નાચતી હતી.

'હા હા, તારૂં જ કામ હતું.' ઇવાને કબૂલ કર્યું. બધાંજ હસી પડ્યાં. પોતે કદી આવી રીતે હસ્યો નહોતો એવું ઇવાનને લાગ્યું. અંહિયાં આવવાનું પ્રયોજન પણ વાતમાં ભૂલાઇ ગયું. 'જે ચ્યાંગે આપણને જુદાં કર્યાં તેજ ચ્યાંગે આપણને ભેગાં કર્યાં. મ્હારી સાથે આ કાગળીયાં મોકલ્યાં છે. તારા સહવાસીને આ આપવાનાં છે.'

'એની હું રાહજ જોતો હતો. પણ મ્હેં તારી આવવાની તો સ્વપ્ને યે આશા નહોતી રાખી.'

ઇવાને પેલા સીકકાવાળા કાગળો ખીસામાંથી કાઢી એન લેનને આપી દીધા.

'મ્હારે મોડું નહી કરવું જોઇએ. બધાંજ આની રાહ જોઇ બેઠાં હશે.'

એ કાગળો લઇને એન લેન ચાલ્યો ગયો.

ઇવાન પિયોની સાથે એકલો પડયો. બન્ને એક બીજાની સામે જોઇ રહ્યાં. પછી એને એના દાદા દાદીની ને મા બાપની વાતો કહેવા માંડી. ઇકોના લગ્નની વાત કરી પણ એની જર્મન સ્ત્રીની વાત ન કરી. તામાની વાત એણે છૂપાવીજ રાખી.

એ બધુંજ સાંભળી રહી. એ આ રીતે સાંભળતી હતી ત્યારે ઇવાને એનું મોઢું જોયું. એને તરતજ લાગ્યું કે દશ વર્ષે એન લેન કરતાં પિયોનીને વધારે ઘસવી નાખી છે.

થોડીવારમાં એન લેન પાછો આવ્યો. એની મુખ છાયા એટલી ગંભીર છતાંય જીવંત દેખાતી હતી. પાસે જઇ એણે પિયોનીને કહ્યું 'જો મ્હેં તને કહ્યું હતું તેજ સાચું પડયું. ચ્યાંગને દેશમાં ઐકયતા સાધવી છે.'

પિયોનીને આનંદનો ઉમળકો આવી ગયો. આ બન્નેને

ફક્ત પ્રેમનું બંધન જ નહોતું સાંધતું. તેથી પણ કંઇક ઉચ્ચતર બંધન એ બે વચ્ચે હતું.

'પિયોની, મ્હેં તને કહ્યું હતું કે એ મહાન પુરુષ છે. હા એની વાત ખરી છે' એન લેને કહ્યું.

'અને હવે આપણે દરેક સૈનિક ટૂકડીને આ સમજાવવું પડશે. એ લોકો કંઇ તરતજ ઠેકાણે નથી આવવાનાં. દરેક માણુસ પોતાની ટૂકડીને આ સંદેશો સમજાવશે. પણ એક સભા ભરવીજ પડવાની. હું એમને જરૂર સમજાવવા પ્રયાસ કરીશ.'

એન લેન પિયોનીની કબુલાતની રાહ જોઇ રહ્યો હતો અને પિયોનીએ પણ હા પાડી.

એ પણ પિયોની સામે જોઇ રહ્યો.

'હું જઇને ઘંટ વગાડું કે બધાં ભેગાં થાય?' પિયોનીએ પૂછ્યું.

'હા જા. તું ઘંટ વગાડ.' પાછો એન લેનનો વિચાર જરા બદલાયો અને બોલ્યો 'ના ના. રહેવા દે. અડધા કલાક કલાક પછી બોલાવ. ઇવાનને તાજગી તો લાગવા દે. મ્હારે પણ ઇત્તાન સાથે થોડી વાતો કરવી છે. થોડું એકલાં બેસીએ જરા.'

હજુ પણ એન લેનની લખી લેવાની ટેવ ગઇ નહોતી. સુકી તપેલી ભૂમી પર એન લેન બેઠો. પાસે પિયોની પણ બેઠી હતી. એ લોકોની આસપાસ અસ્તવ્યસ્ત નાનાં જુવાન સ્ત્રીઓ અને પુરુષો વિંટળાઇ રહ્યાં હતાં. ઉત્તરનાં ઉગ્ર તેજ એમનાં સૂરજ તપ્યાં મુખો પર પડતાં હતાં.

આમાં કોણુ સ્ત્રીઓ હતી અને કોણુ પુરૂષો હતા એ કહેવું મુશ્કેલ હતું. એન લેનને સાંભળવા આ બધાં જ મુખો આતુર હતાં. એન લેનને હાથે અડકી શકાય એટલાં માણુસો એની પાસે બેઠાં. ઇત્તાનને શિશુવયના પડઘા ફરી સંભળાયા. તે વખતે તો એની

ટોળીમાં ૨૦ છોકરાં હતાં. અત્યારે સેંકડો માણસો એને સાંભળી રહ્યા હતા. આટલા બધાને એણે કેવી રીતે ઉભાં કર્યાં? ઇવાને એને મરી ગયેલો માન્યો હતો. ત્યારે તો એ આ દેશનું ઘડતર ઘડી રહ્યો હતો. અવિરામ યુદ્ધ છતાં ય એ અત્યારે તટસ્થ અને મજબૂત હોવા ઉપરાંત પોતાના પગ પર ઉભો હતો.

એનો આ સંઘ પણ સબળ થતો હતો.

ઐન લેનનો અવાજ હવામાંથી સ્પષ્ટ સંભળાતો, એ લોકોના હૃદયને ખેંચી રહ્યો હતો.

'છ વર્ષ પહેલાં આપણે જાપાન સામે લડાઇ જાહેર કરી હતી, અને ત્રણ વર્ષ પછી આપણે આપણી લાંબી કુચ શરૂ કરી હતી. આપણા પગ ફાટી ગયા અને આપણામાંના કેટલાય ભૂખે મર્યાં અને કેટલાય મરી ગયા. તે વખતે પણ આપણે આપણા ખરા દુશ્મનને સારી પેઠે ઓળખતાં હતાં. ચ્યાંગે આપણને કાઢી મૂકયાં ને હજારો માઇલો સુધી ધકેલ્યાં તે છતાં પણ આપણે તો જાણતાં હતાં કે આપણો ચ્યાંગ કરતાં પણ ઘણો મોટો દુશ્મન છે અને તે જાપાન છે. અત્યાર સુધી તો આપણા લોકો પર એણે કેટલાય હુમલા કર્યા છે.'

એ જરા અટકયો. લોકોમાં સણસણાટી પ્રસરી ગઇ. ઐન લેનની જૂની હાથ ઉંચા કરી બોલવાની રીતે ઇવાનનું હૃદય એકવાર જીત્યું હતું તે ઇવાનને યાદ આવ્યું.

'હું કહું છું તે બધું જ તમે જાણો છો. કેટલાક મહિના પહેલાં ચ્યાંગને સીયાનમાં આપણે ઉપાડી લાવ્યા ને નજરકેદ કર્યો! તે આપણા હાથમાં હતો.'

ઐન લેને પોતાના સશકત હાથ ઉંચા કરી આગળ બોલવા માંડયું.

'આમ જ આપણે એને મસળી નાંખી શકત. જે આપણી સાથે ભયંકર યુધ્ધ લડી રહ્યો હતો તેજ આપણા કબજામાં

એક વાર આવી ગયો હતો.' નિશઃબ્દ અને પ્રશંસામુગ્ધ થઇ સૌ એને સાંભળી રહ્યાં હતાં. કોઇ હાલતું પણ નહોતું દેખાતું.
'તમારામાંના કેટલાયે 'એને મારી નાખો ! એને મારી નાખો !' નો પોકાર કર્યો હતો. જો તમારા નેતાઓએ તમારૂં સાંભળ્યું હતે તો એજ માણસ પા કલાકમાં ખતમ થઇ જાત. તમે અમને દોષ દેવા લાગ્યાં. એને સહિસલામત ઘેર પહોંચાડવા માટે તમે અમારા પર કેર વર્તાવવા લાગ્યાં અને હજુ પણ તમારામાંના કેટલાંયને એને જતો કરવા માટે વસવસો રહી ગયો છે.'

એન લેનના બળે આ સૌને મૂંગા કરી દીધા હતા. આજ શકિત એક વાર પણ હતી. પણ હવે વધીને બહુ જ ઉંચી કક્ષાએ પહોંચી હતી એવું ઇવાનને લાગ્યું.

'પણ સાચો દુશ્મન કોણ હતો તે આપણને યાદ હતું. એ ચ્યાંગ નહોતો. જે માણસ વર્ષો થયાં ઘાતકી રીતે આપણી પાછળ પડ્યો હતો તે જાપાન પાછળ પણ એજ રીતે પડી શકે. પછી આપણે એને પૂછ્યું હતું કે એ જાપાન સાથે લડશે કે? ત્યારે એણે આપેલો જવાબ મ્હને સાંભરે છે. એણે કહ્યું હતું કે હું મરીશ ત્યાં સુધી જાપાન સાથે તો લડીશ.'

હવે એ લોકોને ભવિષ્યના સાચા પડઘા સંભળાવા લાગ્યા, આજે એન લેનની વાણીમાંથી નીકળતા પ્રખર તણખા ચોમેર ખરતાં લોકોને ખાત્રી થતી હતી કે આપણી પાસે હવે ભૂમિ આત્મભોગ માગી રહી છે. એની આંખો બળવા માંડી અને અવાજ પણ ગંભીર થઇ ગયો. સૌની આંખો અધીર બની એની સામે જોઇ રહી.

'આજે તો ફક્ત એજ એક પુરૂષ છે કે જેનાં નેતૃત્વ નીચે આપણે યુદ્ધ ખેલી શકીએ' લોકોમાંથી શબ્દો બ્હાર નીકળતા હતા 'પણ તમે છો, તમે છો' એન લેનને આ શબ્દો ટોળામાંથી સંભળાવા લાગ્યા. પણ એન લેને આ સાંભળ્યું ન સાંભળ્યું

કરી નાખ્યું.

'ના, ના. હું તો સામ્યવાદી છું. આપણી પ્રજા કોઈ પણ સામ્યવાદીને અનુસરશે નહિ. જાપાનને લડાઇ લડવા બહાનું મળશે. ચીન આખું સામ્યવાદી થઈ રહ્યું છે એવું એ બહાનું કાઢશે માટે આપણે તો આપણા દેશ માટે લડશું. દુસ્મનને મદદગાર નહીં થઇએ.'

બધાં જ ચુપ થઇ ગયાં. એ કહેતો હતો તે સત્ય હતું. હવે પછી એ શું કહેશે તેની રાહ તેઓ જોઇ રહ્યાં.

'એકજ પુરુષ આપણો તારણહાર થઈ શકે એમ છે. એજ બચાવશે જે અત્યાર સુધી આપણો દુસ્મન લાગતો હતો. તેનાજ વાવટા નીચે આપણે રણસંગ્રામ ખેલીશું. પછી દુસ્મન પણ શું કરી શકશે! જગત સામે આપણે એક પ્રજા થઇ લડશું.'

ઇવાનનું અંતર ભરાઇ આવ્યું હતું. છાનાં ડુસકાં આવી ચાલ્યાં જતાં હતાં. આ પુરુષ, આ ગૌરવશાળી પુરુષ એના લોકો પાસે આત્મસમર્પણ માગતો હતો. જેણે એ લોકોને માર્યા, દેશમાંથી ધકેલી કાઢયા તેને જ શરણ થવાનું એ કહેતો હતો. એન લેન સિવાય બીજું કોણ આ માગણી કરી શકે?

'તમે ચીની છો, એ સિવાય બધુંજ ભૂલી જજો' કહેતા એકે અવાજ નહોતો સંભળાતો કે એક શબ્દ પણ નહોતો ઉચ્ચારાતો. પિયોની પાસે બેઠી બેઠી ધૂળને સપાટ કરી બે શબ્દો લખી રહી હતી 'ચીન'

'જે લડાઇમાં જોડાવાના હોય તે હાથ ઉંચા કરે.'

સેંકડો હાથ ઉંચા થયેલા દેખાયા.

'જે વિરૂદ્ધ હોય તે હાથ ઉંચા કરે?'

એની ઉગ્ર અંગાર વરસાવતી આંખો સૌને ડારી રહી હતી.

એકે હાથ દેખાયો નહી. એન લેન માથું નમાવી ધીમેથી ટોળામાં પસાર થયો. વિજયરાયહાંક ટોળાંમાં વાતો થવા માંડી.

બધું પત્યું. ઇવાને એને ત્યાંથી ઓરડામાં આવતો જોયો. પાછળ પિયોની ચાલતી હતી.

'આવું થાય પછી એ થાકી જાય છે. એનામાંથી કંઇ ચાલ્યું ગયું હોય એવુંજ લાગે છે.' પિયોની બોલતી બોલતી વાડ તરફ ગઈ.

પછી ઇવાન, વિમાનના સાંધાને મેક તેલ પૂરતો હતો ત્યાં ગયો. હજુ પસાર થઇ ગયલી પળોની સુરખી અને ભભકમાંથી એ બ્હાર નહોતો નીકળ્યો. એક સ્વપ્નાની ચમક હજુ એનામાં દેખાતી હતી. ચ્યાંગ પાસે પાછો જશે ત્યારે જરૂર એ કહેશેઃ 'મ્હને પાછો ત્યાં જવા દો' હા હા, મ્હારે જવુંજ જોઇએ. એન લેને તો આજ એનો દેશ ઘડ્યો હતો. પહેલાંની જેમજ પોતાની દુનિયા ઘડી હતી.

'ચાલો આપણે ક્યારે જઇશું?'

'સવાર ચાર વાગતે નીકળશું.' મેકે કહ્યું.

'ધાર્યું પાર પડ્યું?'

'હા' ઇવાને કહ્યું.

'આ તો બહુજ મહાન વ્યકિત છે. આપણા સેનાની જેટલો જ કદાચ એના જેટલો નહી તો પણ એ અદ્ભુત વ્યકિત છે. હું તો મારા સેનાનીને જ વળગી રહેવાનો ખરું ને?'

'હું કાલે ચાર વાગે અહીં આવી જઇશ.' ઇવાને કહ્યું.

ચ્યાંગને જઇ ઇવાન કહેશે 'હું અહીં રહી આપની સેવા વધારે કરી શકીશ.' મોડું કરવાનું કંઇજ પ્રયોજન નથી. જો ચ્યાંગની ઇચ્છા ને અનુમતિ હશે તો ચાર દિવસમાં જઇ પાછો આવીશ

'હા સારૂં' મેકે તો દાંત કચકચાવીને વિમાનની પાંખો પૉલીશ કરવા માંડી.

કેટલીય વાર તો એ જે જીવન હવે જીવતાં હતાં તે સિવાય એને બધું જ કાલ્પનિક લાગતું. આવાં વર્ષોનાં એણે સ્વપ્નાં સેવ્યાં હતાં. દિવસો પર દિવસો, અઠવાડિયાંપર અઠવાડિયાં વીતી ચાલ્યાં છતાં એને તામાનો કે છોકરાંઓનો વિચાર સરખો ન આવ્યો. આજે તો એને એમજ લાગતું કે એ અને એન લેન વર્ષોથી સાથે જ કામ કરી રહ્યા હતા. એકજ બુદ્ધિના હુકમો બે હાથે ઉપાડી રહ્યા હતા. કંઇક દિવસો લડાઇની ચર્ચામાં ગયા હતા. આ લશ્કર તો એક વધતું ઘટતું અથાગ યંત્ર જેવુંજ હતું. રાત ને દિવસ થોડાં માણસની બુધ્ધિને ગતિ આપતું આ લશ્કર અવિરામ કાર્ય ઉઠાવ્યા જ કરતું. એની સાથે એન લેન જેવાંજ બીજાં બે હતાં. એની જીવનકથા ઇવાને કદી સાંભળીજ નહોતી પણ પોતાનું અંતર જેમ આત્મદર્શન કરાવી રહ્યું હતું તેવુંજ એને એ લોકોનું આત્મદર્શન કરાવતું.

લડવાનાં શસ્ત્રો એ લોકો પાસે નહોતાં. પૈસા મળતાં જ બધું આવી શકશે. ચ્યાંગનું લશ્કર પણ અડધું પડધું સજજ હતું. તેમને આપવા ચ્યાંગ પાસે પૈસા નહોતા. યુધ્ધપતિઓની નિમકહલાલી ખરીદી લેવા જેટલા પૈસા મળી રહે તો બસ હતું.

'જાપાનીઝ લોકો આપી શકે તેના કરતાં આપણે વધારે આપવું જોઇશે.' ઇવાનને ઠંડકથી ચ્યાંગે આ કહ્યું પણ ઇવાનના અંતરમાં આગ બળી રહી હતી. 'હજુ પણ એવા ચીનીઓ છે કે જેમની દેશસેવા ખરીદી લેવાય છે!'

ઇવાન તો આ માનીજ શકતો નહોતો.

ચ્યાંગે કહ્યું 'હું એવા તો કેટલાયને ઓળખું છું. પણ એ લોકોને પલટી શકાય એમ નથી. જેવા છે તેવા આપણે એવાઓને સુધારી ન શકીએ તો પણ તેમનો ઉપયોગ કરવાનો છે.'

'હા' ઇવાને કહ્યું.

મેકની વાત તો ખરી છે. એન લેન ચ્યાંગ જેટલો મહાન તો નથી જ. કંઈ નહી એન લેન તો એનો સાથી હતો અને તેથી જ એ એન લેન પાસે ગયો.

'આપણે કંઇ વધુ પૈસાની જરૂર નથી. થોડી ઘણી જરૂર પડશે તો ખરી' એ ફરી બોલ્યો. 'પણ આપણે એના વગર ચલાવી લઇશું. આપણે વર્ષો થયાં પૈસા વિના લડી રહ્યાં છીએ એટલે જેમ અત્યાર સુધી ચલાવ્યું છે તેમ ચલાવી લેશું'

ઇવાનને તરત જ ખબર પડી ગઇ કે આ તો બધા જ ગોરીલાઓ છે. એ લોકોને ગમે તે હથિયાર આપશું તો લડી શકશે. એ લોકોને વીસ યાંત્રિક તોપો આપશું તો એ લોકો સો હશે એ રીતે લડશે. બંદુકો ન આપશું તો ભાલાઓ અને છરા લઇ લડશે અને નહી તો છેવટે પથ્થર પણ ફેંકશે. એ લોકો એક દુશ્મનને પણ જતો નથી કરતા અને સો એકને તો એક સપાટામાં મૃત્યુ વશ કરી દે છે. આ લોકો આ બધું જ કંઇ લશ્કરની ટુકડીમાં નથી કરતાં પણ છૂટાં છવાયાં આમ તેમ સંતાતાં માળમાં ભરાતાં, અને પોતાના ખેતરોમાં પિસ્તોલ લઇ ભૂરાં ખમીશ પહેરી કામ કરતાં.

પહેલી જ વસ્તુ એન લેને એમને કહી. પોતાનું ગામડું છોડી પહેલાં દુશ્મનની વાટેજ લડે. એ લોકોને એન લેને લશ્કરની જેમ નહી પણ નાશ પામેલી ભૂમિ ખેડવા જવા મોકલવા માંડયા. થોડાંક આજે, થોડાંક કાલે, એમ થોડાં થોડાં જવું એવો હુકમ કર્યો.

બધીજ જમીનોનો નકશો કાઢયો. ભૂમિના એક કટકાને અંગુલિનિર્દેષ કરી કહ્યું 'તને સાંભરે છે, મ્હારા ગામની મ્હેં કહેલી વાત ?'

'હા, મ્હને સાંભરે છે!' ઇવાને કહ્યું.

'આ રહ્યું મ્હારૂં ગામ.' એન લેને તો પોતાના ગામડા

સામે જોયાજ કર્યું. પણ હવે તો એ પણ ગયું હતું 'એક્કે માણસ ત્યાં રહ્યું નથી. ઘરની ભીંતો તો ક્યારની ફના તના થઇ ગઇ છે. રસ્તાઓ પણ ધીકી ઉઠ્યા છે. મારો એક ભાઇ જીવતો હશે પણ મ્હને તેની ખરી ખબર નથી. ટંક ચાઉનું વેર લેવા જાપાનની એક ટૂકડીએ સખત હુમલો કર્યો તેમાં આ બધું જ જમીનદોસ્ત થઇ ગયું.'

એક પળ એ અને ઇવાન નિઃશબ્દ બેસી રહ્યા. શું કહેવાય ?

'હું હમેશાં વિચાર કરતો હતો હતો કે હું ફરીથી જઇશ ને એક નિશાળ ઉઘાડીશ.' અને પાછું થોડીવાર રહી કહ્યું 'મ્હને જે કંઇ તેમણે આપ્યું છે તેનો એ લોકો જીવતાં હતાં ત્યારે, મ્હેં કશો બદલો આપ્યો નથી. હવે એ લોકો મરી પરવાર્યાં છે ત્યારે જરૂર એનો બદલો વાળીશ જ.'

પિયોની એન લેનનો એક જૂનો યુનીફોર્મ સાંધતી બેઠી હતી. તરતજ એ શીવવાનું મૂકી દઇ એન લેન પાસે આવી અને પેલો નકશો હાથમાંથી ઝૂંટવી લીધો.

'હવે તમે સૂવા જાવ. તમારે વ્હેલું સૂવાનું છે તે ખબર છે ને ? સવારે તો તમે બહુ જ વહેલા ઉઠી જાવ છો.' પિયોનીએ કહ્યું.

એન લેનની મનસ્થિતિ જરા બદલાઇ ગઇ. એણે ઇવાનને તરતજ કહ્યુંઃ 'હું તો સદાય એક કૃષિપુત્ર જ રહેવાનો. મ્હને કૂકડો ઉઠાડે તેજ ગમે છે.'

આ બન્નેનો ઉંડો પ્રેમ જોઇ ઇવાનના હૃદયમાં ધૂમસની જેમ ઉદાસીનતા પ્રસરી રહી. કેટલાંય અઠવાડિયા સુધી એને થયું કે એ આવું જીવન જીવી રહ્યો હતો. એને એકાએક તામાનો અવાજ એને બોલાવતો હોય તેવું લાગ્યું. એને ઘણીવાર પિયોનીને અંતરની વાત કહી દેવાનું મન થતું પણ

એનાથી બોલીજ શકાતું નહોતું. એ લોકો એ કેટલું સમજી શકશે તેની ઇવાનને ખાત્રી નહોતી.

જૂના દિવસોમાં જે શાંતિથી એ ઇવાનને કહેતો હતો કે તારા પિતા સાથે જીવન સંબંધ તોડી નાખ. તેજ શાંતિ આજે પણ એના મનમાં વસી રહી હતી. એની સરળતામાં હૃદયહીનતા હતી. ઇવાનને થતું કે એ તો એમજ કહેશે 'કોઇ પણ જાપાનીને તું કેમ ચાહી શકે?' છતાંય ઇવાન જાણતો હતો કે એની પ્રિયતમા તો તામા જ હતી. અને એ સ્ત્રી માટે એનો પ્રેમ સદાય રહેશે જ. એ કોઇ દેશની નહોતી. એ તો ઇવાનની જ હતી.

એક વાર એને વિચાર આવ્યો કે ફક્ત પિયોનીને એની જીવનકથા કહે. તેજ દિવસે એને તામા તરફથી પત્ર આવેલો હતો. દરેક વખતે તામાના પત્રો એના પિતાને ત્યાં સીલ થઇ આવતા. આજનો તામાનો પત્ર છોકરાઓ શું કરે છે, પોતે શું કરે છે, તેના વર્ણનથી ભરપૂર હતો. 'જીરો હવે નિશાળનાં બીજાં છોકરાઓ જેમ નિશાળીઆનાં કપડાં ટોપી પહેરી બાકી પાકીટમાં ચોપડીઓ ઉંચકી નિશાળે જાય છે. ઘરમાં પણ હું એને શીખવું છું. અમે રોજ તમારી છબી પાસે ફૂલ મૂકીએ છીએ અને હું રોજ એમને તમારી વાત કરૂં છું કે તમે કેવા બહાદુર છો. ચીન કેવો સુંદર દેશ છે. અને આપણે ચીનના વતની છીએ. તે બધું જ એમને સમજાવું છું.'

એ ગયો ત્યારથી જ તામાએ એને લખ્યું હતું કે 'અમે સૌ ચીનનાં જ છીએ.'

આજે, આ કાગળ એને મળ્યો ત્યારે એ નિર્જનતા એને કોરી રહી હોય તેમ એને લાગ્યું. અસાધારણ શાંતિભર્યો દિવસ હતો. એન લેને સૌને આરામ લેવા કહ્યું હતું કારણ કે દુશ્મનો પોતાનું સ્થાન બદલી હુમલો કરવાના છે તેની

તૈયારી કરવાની હતી. પિયોની જરા ઉજાસમાં ઐન લેનનાં કપડાં શીવતી બેઠી હતી. ઐને તામાની વાત પિયોનીને કરવાનું મન થયું, છતાંય કોણ જાણે શું ઐને કંઈક ખંચકાવી રહ્યું હતું. ઐણે પૂછ્યું: 'પિયોની! 'તને કદી છોકરો જન્મ્યો હતો ખરો?'

પિયોનીએ ઐની સામે ઉંચું જોયું. દિવસના પ્રખર તેજમાં ઐને પિયોનીની નાજુક ચામડીમાં કાટો પડી ગયેલી દેખાઇ. જે બાલ એક વાર તેલથી ભર્યા ને લીસા હતા તે તેલ વગર તપકીરી દેખાતા હતા. હજુ પણ એ જુવાન દેખાતી હતી. પિયોની ત્રીસથી વધારે નહિ હોય એમ ઇવાનને થયું.

'મ્હને બે છોકરાં હતાં.' અને પાછું શીવવામાં ધ્યાન રાખતી બોલી: 'હું બીજી વખત માંદી પડી ગઇ. હવે તો મ્હને છે જ નહિ' ફરી પાછું એણે શીવ્યા જ કર્યું. પછી થોડીવારમાં બોલવા લાગી. 'હું તને શામાટે નહી કહું? તું તો મ્હારો ભાઇ. મ્હારૂં પહેલું બાળક સંગ્રહણીમાં મરી ગયું. અમારૂં જીવન બાળકને માફક આવે એવું નથી. અમને કેવાં ધકેલવામાં આવ્યાં હતાં! ખોરાક પાણી દર દિવસ બદલાતાં જ ગયાં. મ્હેં તો પાંચ વર્ષ ઉછેર્યો ને એક દિવસમાં ગૂમાવ્યો. મ્હેં એને દાટી દીધો. અહીંથી દક્ષિણ તરફ, એટલે દૂર છે કે હું એની કબર પણ જોવા નથી પામવાની.' એણે માથું ધુણાવ્યું પણ રડી નહી. 'બીજી નાની છોકરી જન્મી. એ આવી તે પહેલાં એટલો સમય ગયો હતો કે મ્હને બ્હીક હતી કે મ્હને બાળક નહી થાય. ઐન લેન તો ઇશ્વરમાં માનતો જ ન હતો, એટલે બાળક માટે બે શબ્દ કોને કહેવાના? પ્રાર્થના કેમ થાય! પણ પછી ફરી પાછું બાળક આવવાનું સરજાયું.'

પાછી જરા અટકી એ બોલવા લાગી: 'પછી અમારી લાંબી કૂચ શરૂ થઇ. એના જન્મ પહેલાંજ પૂરી થાય એમ

ઇચ્છતાં અમે આખો દિવસ ડુંગર ચડ ઉતર કરતાં, રણમાં અને રસ્તાઓ પર ભટકતાં. હું માંદી ન પડી પણ કોઇકવાર ચાલવું ને કોઇકવાર ઘોડા પર બેસવું પડતું. ઘોડા પર બેસવાનું તો ઘણું જ ખરાબ. રસ્તાઓ પણ ઢેકાઢળીયાવાળા, કેટલેક ઠેકાણે તો પગદંડી જ નહી. સારૂં થયું કે તારા પિતાએ મ્હારા પગ બંધાવ્યા નહોતા. એમ કરતાં છેવટે મ્હને દીકરી જન્મી. તે પણ પાતળી અને નાની. એને સાથે લઇ જવાય એમ નહોતું. મ્હેં થોડા પૈસા આપી એને એક ખેડૂતની સ્ત્રીને આપી દીધી. મ્હેં કહ્યું કે હું પાછી આવું ત્યારે આપજે.

'અને એને ત્રણ વર્ષ થયાં. મ્હને તો યાદ પણ નથી કે કયી સ્ત્રીને એને આપી દીધી, એનું મોઢું પણ યાદ નથી. એનું નામ વેન્ગ હતું એટલી જ મ્હને ખબર છે.'

'અને એન લેને આ બધું જ થવા દીધું?' ઇવાને પૂછ્યું. ઇવાનની સામે પિયોનીએ જોયા જ કર્યું. 'તું તો એને ઓળખે છે ને?'

ઇવાનથી કશું બોલાયું જ નહિ. એન લેનને એ ઓળખતો હતો. એ પણ પિયોની પાસે પોતાની માન્યતાના પાલનની આશા રાખતો હતો. પિયોનીને પણ એક ટેકરી પર બાગવાળુ નાનું ઘર નક્કી ગમત જ.

'તેની પાછળ જવા માટે તને પસ્તાવો થાય છે?'

'ના ના, એના વગર મ્હારૂં શું થશે?' એણે પાછું સૂરજ સામે જોયું. 'હવે તો મોડું થયું લાગે છે.' શીવવાનું બધું જ વિંટાળી દીધું અને એના યુનિફોર્મમાં મૂકી પાકીટનું બટન બીડી દીધું.

'સોયોની કીંમત ઘણી જ વધી ગઇ છે. હાશ! મ્હારી પાસે હતી તે ખોવાઇ ન હોત તો સારૂં. હશે, જરા હું બેદરકાર રહી. ચાલો, હવે હું એનું ખાવાનું લઇ આવું.'

પિયોનીને પસાર થતી ઇવાને જોયા કરી. હજુ પણ એવી લલિત ગતિથી એ ચાલતી હતી! એની દેહ પણ પાતળી હતી. એ કદી જીવનમાં વૃદ્ધા તરીકે જીવશે જ નહિ. એન લેનનું જીવન એ દીર્ઘ ઇચ્છતી. છેવટે ઇવાને નક્કી કર્યું કે તામાની વાત પિયોનીને નજ કરવી. એ તો કહેવા જેવું બધું જ એન લેનને કહી દેશે. એન લેન એજ એના જીવનનું મધ્ય બિન્દુ હતું. તામાની વાતો તો નહી જ કરવી.

'આ લડાઇમાં દરેક માણુસ યથાશક્તિ લડતું. બીજે બધે, લડાઇ માટે માણુસોને પરદેશી અમલદારો લશ્કરી કેળવણી આપી રહ્યાં હતા. માણુસો ભેગાં કરી રહ્યા હતા અને સૈનિકોને એક વેશમાં ઉભા કરી દેતા. અહીંયાં જ્યાં ઇવાન હતો ત્યાં આવું કશું જ નહોતું. આ માણુસો આવું કશું સહન કરી નજ શકત. એ લોકો દુશ્મનની સરહદની એટલી બધી પાસે રહેતાં કે એક દિવસની અંદર એ લોકો પોતાની ગુમાવેલી ધરતીમાં પહોંચી વળે. અહીં કોઇ થાણું પણ નહોતું અને માણુસને દોરવનાર માથે કોઇ નહોતું. એન લેન ગામડામાં રહેતો અને ખેડૂત જેવોજ લાગતો. એની આસપાસ એનાં લોકો ખેડૂતો અને લાકડાં કાપવાવાળા જ બની વસતાં અને બીજાનું કામ કરતાં. માણુસો પોતાનાં બાળકો અને ઘર સંભાળવા સિવાય લાંબો વિચાર કરતાં જ નહી. કોઇકવાર દુશ્મને જીતેલા પ્રદેશોમાં અણધાર્યા જઇ કેટલાય જપાનીઓને મારી આવતા. જપાનીઓ આવી ગામડામાં શોધ ખોળ કર્યા કરતા અને એનું વેર લેતા. આ બધાં નાનાં માણુસો બિચારાં ને આ બધી વાતોનું ભાન જ નહોતું બાળકોની નિર્દોષ આંખો જેવી જ એમની આંખો દુશ્મનોને જોઇ રહેતી. એન લેનનાં માણુસો આંખોથી ઓળખાતાં નહિ.

'અમે તમને શું કામ મારી નાખ્યાં હોય' એવું બોલ્યા

કરતાં ' અમને પરવા નથી, અમારા પર કોણ રાજ કરે છે તેની. અમને તો ફકત અમારાં ખેતરો ખેડવા દો ને અમારૂં કામ ચલાવવા દો. ધંધો કરવા દો તો બસ છે. અમારા રાજ્યકર્તાઓને અમે ધિઃક્કારીએ છીએ. એ લોકો બધા જ દુષ્ટ છે. અમારી કાયા કર ભરીને ખવાઇ ગઇ છે. જો એમના કરતાં તમે અમારા પર સારૂં રાજ કરો તો તમે ભલે પધારો.'

હવે જાપાની લોકો અંદર અંદર અટ્ટહાસ્ય કરી રહ્યાં હતાં પોતાના અમલદારો પર લખી મોકલતા: એ લોકો પર આપણે રાજ કરીશું તો તેઓ બહુ જ આનંદ પામશે. જાપાની છાપાઓમાં પણ આ વાત આવતી. તામાના પત્રમાં પણ આ વાત વાંચી એણે લખ્યું હતું કે એ પોતે આ વાંચી ખુશી થઇ હતી અને હવે એ અને છોકરાંઓ ઇવાન પાસે જલદી આવી શકશે. લડાઇ પણ પૂરી થઇ જશે.

આમાંનાં કેટલાય નિર્દોષ દેખાતાં લોકો એન લેનના હાથ નીચે જ કેળવાયલાં હતાં. કેટલાકને ઇવાને પોતે કેળવ્યાં હતાં અને એ લોકો પાસેથી ઇવાનને પણ ઘણું શીખવાનું મળ્યું હતું. આ લશ્કરમાં કોઇ ઉંચુ કે કોઇ નીચું નહોતું. જો એકાદને કંઇ પણ આવડતું હોય તો બીજાને તે તરતજ શીખવી દેતો. બધાં જ સરખું ખાતાં, સરખું પહેરતાં ઓઢતાં. અને બધાંની આર્થિક સ્થિતિ પણ એકજ ગણાતી હતી. એના પિતાથી તો આવું જીવન જીવાત જ નહી. પણ એમાં એમનો દોષ કે ગુણ નહોતો. હવે ઇવાન પહેલાં જેવો બાળક રહ્યો નહોતો. એને થતું કે સૌનું જીવન એકધારૂં હોતું નથી. દરિદ્રતામાં સ્વતંત્રતાનો ધ્વનિ છે તેથી ઘણાંને તે પ્રિય છે. પણ તેજ સ્વાતંત્ર્ય કંઈ દરેકને પસંદ પડે એવું નથી હોતુ.

પણ એન લેનનોજ માર્ગ એ સારો જ માર્ગ છે એવું પણ

ઇવાન નહોતો માનતો. એન લેન મરણપર્યંત પોતાના સિદ્ધાંતોને વળગી રહેશે. એને તો પોતાનું ઘર, બાળકો, કે પોતાનું કંઇ પણ કહેવાય એની તમા જ નહોતી. જો લડાઇ ન થતી હોય તો એ કોઇ પણ પ્રકારે લડાઇ ઉપસ્થિત કરશે. જે એને એકવાર સત્ય લાગ્યું હશે તેને માટે એ જીંદગી સુધી લડયા જ કરશે. ઇવાનને તરતજ થયું કે એ પણ એવો તો નહોતો જ. પહેલાં એના પિતાના ઘરમાં તો એની કલ્પનામાં સ્વતંત્રતાનુ જીવન શ્રેષ્ટ લાગતું હતું. હાલના જેવું જીવન એણે જીંદગીમાં જીવ્યું ના હોત. એને તો કદી જ સંતોષ થવાનો નહોતો. પણ જેમજેમ દિવસો પસાર થતા ગયા તેમ તેમ એને ખાત્રી થતી ગઇ કે પ્રજાના ઘડતર માટે એન લેનના વિચારો અને યોજના પૂરતાં નહોતાં. પણ જે માણસોને આ કામ માટે હાલ તૈયાર કરવામાં આવ્યાં હતાં તે લોકો પોતાનું કામ કરી રહ્યાં હતાં. પણ યુદ્ધ પછી એમનું શું? એમને તે વખતે કોઇ પણ રાજ પોતાના દુશ્મન જેટલું જ આકરૂં લાગશે.

એન લેન સાથે આ બાબત રોજ ચર્ચા થતી.

'આ લડાઇ પૂરી થશે ત્યારે એ લોકો શું કરશે? હમણાં તો બાપડા સાદા ભોળા બતાવે ત્યાં જાય એવા માણસો છે. હું તો ઇચ્છું કે એ લોકો આપણા પર થોડી વાર રાજ્ય કરે. આપણા રાજનું કાયદા ધોરણ ઘડે.'

'તારે માટે બસ છે.' ઇવાન કહેતો. 'કારણ તું તો આ બધાંમાંનો એક છે.'

'અને તું નથી?' એન લેને પૂછયું.

'હા, હવે હું પણ એ લોકોમાંનો એક છું.' ઇવાને કહ્યું.

એન લેન વિચાર કરવામાં ધીરો હતો. 'પણ હું અને તું કંઇ થોડી આખી પ્રજા છીએ! આજની પ્રજા કંઇ ફકત એક જ માણસનું તંત્ર નથી. સરલ માણસોનું સાદું તંત્ર નથી.

એ પણ એક જાતનું યંત્ર છે. અને એ યંત્ર લોકોપયોગી બનાવવા માણસોએ ઘણું જાણવાની જરૂરિયાત છે.'

'આપણે પૂરતું કરીએ છીએ.'

'તું શું ધારે છે? આપણને ખાવા, પીવા ને પહેરવાનું મળે છે. આપણે આઝાદ છીએ. આપણને ન્યાય મળે છે. અને મનુષ્યને આ ઉપરાંત બીજું શું જોઇએ ?'

'ના, ના આટલું કંઇ પૂરતું નથી.' ઇવાનના હોઠ સુધી આ શબ્દો આવી રહ્યા. હતા. પણ બોલ્યો નહિ. એન લેન તો એક વાર ઘડાયો. ફરી એને એની માન્યતાઓમાંથી કોઇ ચલાવી શકે એમ નહોતું. તરૂણ વયથી એના કેટલાક વિચારો ને સ્વપ્નાંઓ ઘડાઇ રહ્યાં હતાં. અમુક ઢાળકાંઓ એનું સ્વરૂપ થઇ રહ્યાં હતાં અને તેમાં ફેરફારને સ્થાન નહોતું આજ સ્વપ્નાંઓની સિદ્ધિ માટે એ એનું જીવન વ્યતીત કરતો હતો, અને દિનપ્રતિદિન આજ સ્વપ્નાંઓની સંપૂર્ણ સિદ્ધિ કરવામાં એનું જીવન પણ વહ્યું જશે.

પણ ઇવાનનું સ્વપ્નું તો બદલાઇ ગયું હતું.

જેમ જેમ એ એન લેન સાથે, આ લોકો સાથે વધારે રહેવા લાગ્યો તેમ તેમ એ જોઇ શકયો કે એની દેશભકિતના આદર્શો ને વિચારશ્રેણી બદલાયાં હતાં, એને એમ થયું કે આ માણસોના હાથમાં રાજસત્તા સારી નહી, કારણ કે પ્રમાણિકતા અને સરલતા જીવન પ્રગતિ માટે બસ નહોતાં જો હોય તો પણ એ પ્રમાણિકતા અને સરલતાની કક્ષા ઘણી ઉંચી હોવી જોઇએ.

ઇવાને એના પર વિચાર કર્યો. આ લડાઇ પછી દેશને કોણ ઘડશે, કોણ એના કાયદા અને ધોરણ ઘડશે, કેવા કાયદા થશે? એણે જોયું કે એન લેનને તો જેટલી વાતની સમજ ન પડે તેટલી પર એ રાજ્ય કરી શકવાનો નથી. જીવનપ્રકાશ જ્ઞાન, શિસ્તપાલન, નિયમિતતા, લાલિત્ય, આ બધાની જીવનમાં

એટલી જ આવશ્યકતા છે પણ એ એન લેન સમજવાનો નહી. ઇવાનના મગજમાં બીજાજ વિચારો આવ્યા એને તામાએ બદલી નાખ્યો કે કેમ ? એણે એની રોજની વર્તણુકમાં પણ નિયમ પ્રેમ અને લાલિત્ય શીખ્યું હતું. એની સાથેનાં દશ વર્ષ તો એની નસેનસમાં વસી ગયાં હતાં. આ આત્મભાન બહુ જ કડવું લાગતું. જાપાનની દશ વર્ષની જીંદગી એના હાડમાં વસી ગઇ હતી. જાપાનનું જીવનઃ એનામાં ઓતપ્રોત થઇ રહ્યું હતું. પોતાના દેશ કરતાં જાપાનમાં સહિસલામતી વધારે હતી. જાપાન નિયમવશ હતું માટે જ આટલું સહિસલામત હતું. પણ એન લેન પાસે દુશ્મનના ગુણો ગાવાની એની હીંમત નહોતી. કોઇપણ પોતાના દેશનો પૂજક, દુશ્મનનાં દેશની મુકતકંઠે પ્રસંશા કરી શકે તે એન લેન સમજી શકત જ નહી. ઇવાન પોતાની જાતને ઓળખતો હતો. તેને પોતાનું વતન વહાલું હતું છતાં તે સમજતો હતો કે પોતાનો દેશ ખૂબ દરિદ્ર હતો. એમની નિરંકુશતા ખરી સ્વતંત્રતા નહોતી કારણ કે એને લીધે તો તેઓ ભૂખમરો, લુંટફાટ અને ખરારવટીઆઓના ગુલામ બન્યા હતા. અને એને વિચાર આવતો કે સ્વતંત્રતા અને વ્યવસ્થા સાથે સાથે જાય તે જ ખરી સ્વતંત્રતા.

આ બધા જ વિચારો એના પરિપકવ બનેલા વ્યકિતત્વનો આભાસ કરાવતા હતા. એને ખાત્રી થવા માંડી કે જીવન પર્યંત એ એન લેન સાથે કામ કરી શકવાનો નથી. આ લડાઇના અંત સુધી એ એનો સાથી બની રહેશે. પણ આનાથી પર એક નવી દુનિયા સર્જવી જોઇએ. તે કેવી હશે તે એ હમણાં કહી ન શકે. પછી એણે વિચાર કરવો છોડી દીધો. જે પળો હતી તેજ પળોનો વિચાર કરવો બસ હતો. અને તેના વિચારો છોડી પોતાનાં બાળકો અને તામાને આ દેશમાં કયારે લાવી શકાશે તેનો વિચાર કરવા માંડયો.

શિયાળાના લાંબા દિવસો જ્યારે વસંતની રાહ જોતાં હશે, મકાઈ કોલીયાંગ ઉગી નીકળશે ત્યારે એ તામા અને બાળકોને દરિયાપાર જઇ ઘેર લાવશે. એ લોકોને પોતાનું ઘર કેવું લાગશે? ઘર ક્યાં હશે? એને પોતાના વિશાળ દેશનો વિચાર આવ્યો. ઉત્તરનો ધીકતો સૂર્ય, શીતળ ઉનાળો, હીમ ભરી શિયાળાની રાત, બધું જ તાજગીભર્યું ને આરોગ્યભર્યું હતું. મધ્ય દેશની લીલી ફળદ્રુપ ભૂમિ અને દક્ષિણનાં ફૂલ ફળો, તામાને તો આ પુષ્પો જરૂર ગમશે જ. આવા વિશાળ દેશમાં એનાં છોકરાંઓ શિશુવયમાંથી પુખ્ત ઉંમરનાં ક્યાં થશે એ કહેવાનું રહેલ નહોતું. એ તો બધાં જ મોટાં મોટાં શહેરોની કલ્પના કરી રહ્યો હતો. હાન્ચાઉ, સુઆઉ, નાન્કીંગ, હાન્કો.

અને પછી દુશ્મનો એક પછી એક શહેર કબજે કરતા ગયા. પાનખરમાં શાંઘાઇ ગયું. એના પિતાએ એને એક ભયંકર વિગતોથી ભરપૂર પત્ર લખ્યો. કેટલાય ઘાયલ થયેલાં સૈનિકોની વાર્તા લખી કે જેમની સારવાર પણ કરવી મુશ્કેલ થઇ પડી હતી. સુચાઉ શિયાળાની શરૂઆતમાં જ ગયું. હંગચાઉ પણ હવે આપણા કબજામાંથી ગયું. આ સ્વર્ગીય ભૂમિમાં નાનપણમાં એના માતપિતા સાથે એ એક વસંતઋતુમાં ગયો હતો.

કોણ જાણે કેમ જો કે દુશ્મન એ લોકોના દેશની ભીતરમાં પ્રવેશ્યા કરતો હતો તો પણ નાન્કીંગ જશે એની કલ્પના પણ એને ન આવી શકી. ચ્યાંગ ત્યાં હતા. એને આ માણસમાં કંઇ અકથ્ય શ્રદ્ધા હતી, એના પિતા જેવો એ પણ હતો. એ પ્રભુમાં માનતો નહોતો, પણ ચ્યાંગને એનો પ્રભુ બનાવ્યો હતો. છતાં નાન્કીંગ પડયા પછી તો સૌનું અંતર બેસી ગયું. એક દિવસ તો લોકો બધાં જ શોકમાં બેસી ગયાં. ગયેલા પ્રદેશનો શોક કરતાં વિચારસૃષ્ટિમાં ડૂબી રહ્યાં. એન લેન જ એક મિજલસ

કરી. બધાને ભેગા કરી, હિંમત આપી દુશ્મન સામે ઉભાં કરી શક્યો.

'આપણે આ બધાં શહેરોને શું કરવાં છે? આપણને નાન્કીંગ જોડે શું લેવા દેવા? ત્યાંથી આપણને શું આવતું હતું? આપણે તો એ ગુમાવ્યું છે એવું લાગશે જ નહી. આપણે જો હમણાં લડત ખેંચી લઈએ અને દુશ્મનને જીતવા દઈએ તો પછી આપણે એકલા લડવું જ પડશે ને? તેના કરતાં હમણાં બધાં ભેગાં લડી નાખીએ તો આપણે જીતીશું અને દેશ પણ આખો આપણો થશે.'

આવું આવું એન લેન બોલી જાદુગરની જાળ પાથરતો. એની આંખ શબ્દે શબ્દે ચમકતી, અવાજ ભર્યો ભર્યો લાગતો. એની ભાષા સરળ, લોકોને સમજાય તેવીજ હતી. પણ ઇવાનને થયું કે એન લેનની આ લોકપ્રિયતા લડાઇ પછી ટકવાની નથી. રાષ્ટ્રના ઘડતર માટે આનાં બહુ નિષ્ફળ બની જશે. તે વખતે એન લેન કંટાળી જશે, એની ધીરજ જીવન સાથે ખૂટી જશે, અને પછી પાછો પોતાની બાત પર જઇ બીજો બળવો શરૂ કરશે. પરન્તુ હમણાં તો તે દેશની જરૂર પૂરી પાડી રહ્યો હતો.

આ પછી જ્યારે પણ એકાદ શહેર દુશ્મનનાં હાથમાં જતું ત્યારે તેઓ વધારે જોરથી લડતાં. તેઓ દુશ્મન સાથે મોટી મોટી લડાઇ ખેલતાં નહોતાં. છડેચોક જીતતા કે હારતાં નહોતાં પણ દુશ્મનમાં ઘસારો પેસી રહ્યો હતો. છૂપા ઘામાથી વહી જતા રૂધિર વ્હેણ જેવી એના પર અસર થતી. કંઇ બહાર કહેવામાં આવતું નહીં અને છાપાંઓ પણ કશું છાપતાં નહોતાં, છતાં કોઇક રાત્રે દુશ્મનની છાવણીમાંથી સો માણસો મરેલાં નીકળતાં કે કોઈ પૂલ તૂટી પડતો, કે કોઇક વાર આગગાડી પાટેથી સરી જતી. કે કોઇક વાર દેખાતા સીધા રસ્તાની નીચેથી દારૂગોળો

દુશ્મનની મોટરો ઉરાડી નાખતો. અથવા તો કેટલીક વાર દુશ્મનની છાવણીમાં આગ ભડકતી દેખાતી અથવા દારુગોળા ને પિસ્તોલ ભર્યાં કંઇક જાપાની વહાણો લૂંટાઇ જતાં. આ રીતે અનેક પ્રકારે જાપાનને નુકશાન પહોંચતું.

આ જાતની લડાઇ ઐન લેનનાં માણસોને આવડતી. ઇવાનને ખાત્રી થઇ કે આ રીત જ બરાબર છે. ઐના પિતાના પત્રમાં રોજ આવતું કે દક્ષિણમાં ચીની લશ્કર બહુ બહાદુરીથી લડે છે ને દાતરડાથી ઘઊં વઢાય તેવી રીતે દુશ્મનોને કાપી નાખે છે. દુશ્મનોની તોપને મોઢે જવાનું હોય તો પણ કંઇક અજબ આજ્ઞાકિતતાથી તે આગે કુચ કરે જાય છે. ચ્યાંગે પરદેશી પદ્ધતિનું જ અનુકરણ કર્યું હતું. ઇવાનને થતું કે પરદેશી યુદ્ધ નીતિથી આપણને સફળતા મળવાની નથી. ઐન લેને જૂની શસ્ત્રવિદ્યા કબજે કરી હતી તેજ તેમને માટે તો સારી હતી.

એક દિવસ ઐના પિતાએ લડાઇના અંતની શંકા બતાવી. ઐના પિતાના અંતરમાં યુદ્ધની બીક સંચરવા માંડી. 'આપણાં માણસો પાસે ફક્ત શૂર છે. યંત્રો સામે ઉભા રહેવા નાની પિસ્તોલ સિવાય બીજું કશું જ નથી. ઘણીવાર ખાલી હાથે જાય છે. સારા સારા જુવાનીયાઓ તો ક્યારના ખતમ થયા છે અને આ કતલખાના માટે બીજાને કેળવવા બહુ જ મુશ્કેલ થઇ પડે છે.'

ઐન લેન પાસે ઇવાન ઐના પિતાનો પત્ર લઇ ગયો. ઐન લેનને કહ્યું 'તું ચ્યાંગ પાસે જા અને એને આપણી યુદ્ધ વિદ્યા સમજાવ. ઐની પાછળ પડીને કહે તો?'

એ લોકોએ લાંબો વખત વાતો કરી. પહેલાં ઐન લેનને આ સૂચના પસંદ ન પડી, કારણ કે ઐને વ્હેમ પડયો કે ત્યાં ઐને મારી નાખવાની તક તો કોઇ સાધી નહીં લેને?

'તું મ્હારે બદલે કેમ નથી જતો? તું તો સદાય સહિસ-

સલામત જ છે. તારા જેવા પિતાના પુત્રની સામે કોઇ આંગળી પણ ચીંધવાનું નથી.'

'ચ્યાંગ થોડો મ્હારૂં સાંભળવાનો છે?' એના પિતા સંબંધી મારેલું મ્હેણું ઇવાન ગળી ગયો. 'એ જાણે છે કે તમે કેવા દુશ્મન હતા!'

એન લેન હસી પડયો. એણે એના બાપને તાર કર્યો ને એના પિતાએ મેક ગર્કને એન લેનને તેડી લાવવા કહ્યું. એ લોકોને હસવાની પળો મળી ખરી. પણ એકાએક હવામાં ઉડતાં પહેલ્લી વાર એન લેનને બીક લાગી. ઇવાનના હાસ્યે એની એ બીક ઉરાડી દીધી. ઇવાને ગગને વિહરતું અદૃશ્ય થતું વિમાન જોયા કર્યું. ચ્યાંગને ને એન લેનને મળતા જોવાની બહુ જ મજા પડશે.

ઇવાનની વાત ખરી પડી હતી. એન લેન જઇને તરતજ પાછો આવી ગયો. એનાથી તો પેલા શહેરમાં બહુ રહેવાયું જ નહી. ચ્યાંગે જ્યાં ત્યાં ઢંઢેરો પિટાવ્યો કે હવે આપણાં લશ્કરો પરદેશી રીતો પ્રમાણે ન લડે. જ્યારે દુશ્મનો આવે ત્યારે પાછા હઠે. જ્યારે દુશ્મનો પાછા હઠતા હોય ત્યારે જ એ લોકોએ હુમલો કરવો. જ્યારે દુશ્મનો હુમલાની આશા ના રાખતા હોય ત્યારે જ એ લોકોએ હુમલો કરવો. પશ્ચિમની સામસામાં લશ્કરોએ લડવાની રીતોજ મૂકી દેવી.

જ્યારે આ વાત કરવામાં આવી ત્યારે દરેક ચીનામાં પાછું ચેતન આવ્યું. તેઓને લડતાં આવડતું હતું તે રીતે જ લડવાનું હોય તો તો જરુર જીતશું જ. ઇવાનને એના અંતરમાં સંતોષ થયો કે હવે માણસો નકામાં મરશે જ નહી. ભવિષ્યમાં હવે દુનિયામાં સારામાં સારા સૈનિકો સામે ટક્કર ઝીલે એવી તૈયારીઓ કરવી ને એવું સૈન્ય ઉભું કરવું. દરેક જાતનાં વિમાનો, અને વ્હાણો બનાવી નૌકાધારીઓ અને નાવિકો તૈયાર

કરવાં. પણ હમણાં તો જેમ છે તેમજ જે છે તેને ઉત્તમ માની યુદ્ધ લડી લેવું.

આ રીતે લડતાં એન લેને ભાગ્યેજ એકાદ માણસ ગુમાવ્યો હતો. જો કોઇ માણસ પોતાની જીંદગી ગુમાવી દે તો તો એ એની નિર્બળતા કે કંઇ પણ ભૂલ થયેલી મનાતી, છતાં દુશ્મનનાં લીધેલા જીવોની સંખ્યા રોજ વધતી જતી.

એન લેન અને ઇવાનનો મેળ હવે મળવાનો નહોતો. જેમ જેમ વખત પસાર થતો ગયો અને મકાઇના છોડ વધવા માંડ્યા તેમ રોજે રોજ માણસો પાછાં લડવા નીકળી પડ્યાં. દુશ્મનોને મારી નાંખતાં ત્યાં લગી ઇવાન કશુંજ ન બોલ્યો. પણ જ્યારે કેદી તરીકે જપાનીઓને પકડી લાવતાં ત્યારે એને અને એન લેનને મતભેદ થતો. ઇવાન આ બાબતમાં એન લેન કરતાં ઉંચા આદર્શો બતાવતો. એન લેન જન્મ સાથે જે કંઇ જડતા લાવ્યો હતો તેને જ વળગી રહ્યો હતો. શિશુવયમાં જોએલાં દુકાળો, જીવનની કમનશીબી, અનેવેઠેલાં દુઃખો એ કદી ભુલતો જ નહીં. પોતાને જે વીત્યું છે તેને માટે માણસોનો જ વાંક કાઢતો. એને તો એના પોતાના જેવા જ માણસો પ્રિય હતા. પણ જે એના જેવાં નહોતાં અને એની વિચારશ્રેણીનાં નહોતાં તે લોકો એનાં મટી જતાં ને પારકાં થતાં. આને લીધે એનો માર્ગ નહીં અનુસરનારને એ ધિઃક્કારતો અને એને મન દરેક જપાની મનુષ્ય કરતાં નીચી કોટીનો પ્રાણી હતો.

ઇવાનને શિશુવયની સ્મૃતિ મીઠી હતી. એ તો બહુ જ સુખ અને લાલપાલનમાં ઉછર્યો હતો. એને એકવાર જે વસ્તુ અત્યંત કટુ લાગતી તેજ વસ્તુઓ આજે એને નિર્જીવ લાગી. એકવાર એની દાદી પર એને ધિક્કાર છૂટતો હતો. આજે જ્યારે એ અવસાન પામ્યાં હતાં, જ્યારે એ મૃત આત્માને શાંતિ મળે તેની રાહ જોતી એનાં દેહ મંદિરમાં દટાઇ રહી હતી, ત્યારે

એને થતું કે એ કેવો એની અફીણની વાસને ધિઃક્કારતો હતો ! એના ઉંડા દિવ્યપ્રેમ પાસે આ કેવી તુચ્છ વાત હતી ! ઇવાન જરા ગંભીર થતો ત્યારે પણ એ કેવી ચિંતા દર્શાવતી અને એને વિનવતી. આ બધું સ્મૃતિમાં આવતું. તે પહેલાં એ સમજ્યો હતે તો જરૂર એ એને કદી ધિઃક્કારત જ નહી.

એના અને એન લેનના પૂર્વજીવનની ભૂમિકા જ જૂદી હતી. આજે ઇવાન આનું જ પૃથક્કરણ કરી રહ્યો હતો. બંદિવાનોને ઠાર કરવા બાબત આ બન્નેને મતભેદ થતો. પિયોની ઘણીવાર આ તકરારોનું સમાધાન કરતી અને કહેતી :

'એન લેન, તું જડ છે, વેદીયો છે. ઇવાન, તું પણ જડ છે. પણ તારી જડતા ને નાજુકાઇ પોષવામાં આવેલાં છે. રૂમઝુમતી સોનાની ઘુઘરીઓની લગામથી બંધાયલા વેગવંતા અશ્વના જેવાં છે. તું ઘોડાને બળદ થવાનું ના કહેતો ને બળદને ઘોડો કરવા ના જતો.'

પણ આ બાબતમાં પિયોની યે બન્નેને સમજાવી શકતી નહી.

ઇવાન આવ્યો ત્યારે એન લેનનાં માણસોને બંદિવાનોને મારી નાખવાની ટેવ પડી ગઇ હતી. ફક્ત કોઇકજ બચતાં. જે કોઇ બહુ તોફાની દેખાતાં, કે જરા બંડ ઉઠાવતાં દેખાતાં, કે જેમને મૃત્યુ પણ ડારતું નહી પણ એક રમત જેવું લાગતું, તેવાઓને તે જીવતા પકડી લાવતા. આ લોકોને ધીમે ધીમે પોતાને આનંદ પડે તેમ સતામણી કરી રીબાવી રીબાવી યમસદન પહોંચાડતાં. પહેલાં તો એ લોકોને કોઇ પાંજરામાં પૂરી દેતાં કે ઝાડ સાથે બાંધી દેતાં. સળીયા ભોકતાં, સળગતી મશાલોથી હાથ પગે ડામતાં કે જેનાથી શરણે આવેલા દુશ્મનની હાંસી થાય અને લોકોને ઘડીભર ખેલનો આનંદ મળે.

એક દિવસ એન લેન પર ખૂબ ગુસ્સે થઇ આવેશમાં

ઇવાન એની પાસે આવ્યો.

'તું આ બધું જ ચાલવા દે છે?'

તે વખતે એન લેન નકશામાં રાત્રે હુમલો કર્યા કરવો તે જોઇ રહ્યો હતો.

'બારણાની બહાર જો.' ઇવાને કહ્યું.

એન લેન બહાર આવ્યો અને બારણું ઉઘાડ્યું.

'શું છે?' એણે પૂછ્યું.

'તું કશું જ જોતો નથી?' ઇવાને ભયંકર બની પૂછ્યું.

'ના રે, હું કશું જોતો નથી.' એણે જાણી જોઇને કહ્યું. 'તું આ માણસો આનંદ કરી રહ્યાં છે તેની વાત કરે છે?'

'તું એને આનંદ માને છે?' ઇવાને બૂમ પાડી. તેજ વખતે એક મૂર્ખા માણસે હસતાં હસતાં ટોળામાંથી બહાર આવી પેલા સાંકળથી બાંધેલા માણસની આંખમાં અંગુઠો ફેર્યો. એની આંખો ફાટી ગઇ અને રૂધિર વહેવા લાગ્યું. એ માણસે ફક્ત એક જ ચીસ પાડી. પછી હોઠ દાંતમાં દાબી ચૂપ થઇ ગયો. આ ઉજળી હવામાં એને મોઢે પરસેવો નીતરી રહ્યો.

'આ લોકોને બધાની જ કેમ મનાઇ કરી શકાય?' આ બધું જોતાં ઠંડે કલેજે એન લેન બોલ્યો. 'બીજાં બધાં વિજયી સૈન્યને શું શું મળે છે તેનો વિચાર કર. દારૂ, ખોરાક, પૈસા, લુટફાટમાંથી મળેલું બધું, અને આપણું સૈન્ય જ્યારે દરરોજ મરી રહ્યું છે, પોતાનું જીવન આપી રહ્યું છે ત્યારે એ લોકોને એનો એજ ખોરાક અપાય છે. આપણી પાસે પૈસા પણ નથી. એ લોકોને પણ કંઇક તો જોઇએ ને?'

'ના, પણ આવી શરમભરી રમતો તો નજ રમવા દેવાય. ઇવાને કહ્યું, 'આવું તો અસંસ્કારી ને અણઘડ લોકો જ કરી શકે!'

'હા, એ લોકો અણઘડ ને જંગલી જ છે!' એન લેને

જરા ધીમા પડી કહ્યું. એની ચમકતી આંખોમાં કઠોરતા પાકું સ્વરૂપ લઇ બેઠી હતી.

'હજુ તું સ્વપ્નઘેલો જ રહ્યો છે. ઇવાન, તું હજુ માને છે કે પૈસાદાર કરતાં ગરીબો વધારે સારાં છે? હું તો ધનવાનોને ધિઃક્કારૂં છું. ગરીબો પણ સારાં તો નથી જ. એ લોકો યે દેવ નથી જ. એ લોકો તો ન્હાનાં બાળકો જેવાં છે. એ જે કંઇ કરે છે તે ઉઘાડે છોગે કરે છે.'

ઇવાન જરા શોકમય ઉદ્દગારો કાઢી હાથમાં મોઢું સંતાડી ભીંતે ટેકવી ઉભો રહ્યો.

'તું વધારે પડતો નાજુક રહી ગયો છે.' એન લેને કહેવા માંડ્યું. 'તારે પણ મ્હારી માફક ઘડાવાની જરૂર હતી. મ્હારા બાળપણમાં મ્હેં ખોરાક માટે કુક્કરને માર્યો હતો. દુકાળમાં મ્હારા પિતાએ ખોરાક માટે અમારો પોતાનો બળદ કાપી નાખ્યો હતો. મ્હારી માએ જન્મેલુ બાળક ફાડી ખાધું હતું અને હું ચોરી ને લુંટફાટ પરજ જીવતો થયો. મ્હેં તો જેનાં આંખ નાક અને કાન ચાલ્યાં ગયેલાં હોય તેવાં માણસો જોયાં છે અને જો મારી સ્મૃતિ સાચી હોય તો મરેલા માણસનો હીસાબ જ નહોતો. મ્હારે જાપાનીઝની દરકાર શા માટે કરવી જોઇએ.'

ઇવાન જરા ટટાર થઇ આંખો લુછી બેસી ગયો.

'જાપાનીઓ પણ માણસ છે તેથી નથી કહેતો. મ્હને તો ચીનાઓ આમ વર્તે તેની વધારે શરમ આવે છે.'

'તું ભુલી જાય છે. જાપાનીઓએ નાન્કીંગમાં શું કરેલું?' એન લેન ચ્હીડાઇને બોલ્યો 'આપણે ગમે તેટલું કરશું તો પણ એ દુષ્ટાચારને પહોંચશું જ નહી. એનું વેર વાળી શકશું જ નહીં.'

'હું ક્યાં એ લોકોની વર્તણુંક ક્ષમ્ય છે એમ કહું છું! જો જાપાનીઓ એવા થાય તો હું લાચાર છું પણ મ્હારા લોકો આવા થાય ત્યારે જરૂર મ્હને શરમ આવે છે.'

'હા, તું તો દેશભકત થઇ ગયો છે.' એન લેન વાત કરતાં વચમાં બોલ્યો. 'ઇવાન, તું દેશભક્ત નથી. તું મૂર્ખ છે. તને સાચું કહું છું.'

'જેમ જેમ હું આવું વર્તન વધારે જોઇશ તેમ તેમ હું એને વધારે ધિક્કારીશ.' ઇવાને કહ્યું.

'ત્યારે તું બીજે કશે જા. જ્યાં આવાં દસ્યો જોવાં જ ન પડે. કદાચ તને જપાનના કલ્યાણકામમાં જોડાવું ગમશે અને ત્યાંની ઢીંગલા જેવી સરકારને મદદ આપવી ગમશે.' એન લેને કહ્યું.

ઇવાનનો મિજાઝ હાથમાં ના રહ્યો. એ બેઠો હતો ત્યાંથી એકદમ કૂદકો મારી એન લેન પર કૂદી પડ્યો. એન લેન ચમકી ઉઠયો. બે પુરુષો કરતાં બે બાળકોની જેમ એ લડી રહ્યા. બીજા ખંડમાં સૂતેલી પિયોની એકાએક એજ પળે જાગી ઉઠી. બૂમો પાડતી, ધ્રૂજતી એ ત્યાં આવી પહોંચી.

'આ શું! કેવું શરમભર્યું લાગે છે! ઇવાન, તું અને એન લેન આ શું કરી રહ્યા હો!' બન્નેના હાથ કરડી પિયોનીએ બન્ને ને છોડવ્યા. બન્ને જણા દુઃખતા હાથ દબાવવા લાગ્યા.

પિયોનીને દોષ દેતો એન લેન બોલ્યો 'મને લોહી નીકળે છે'

'હા પણ તને એવું જ જોઇએ.'

એન લેન હસી પડ્યો.

'મેં એને દેશભકત કહ્યો તેમાં એ મારા પર તુટી પડ્યો.'

'ના, ના, એન લેન, સાચું બોલ. ઇવાન કંઇ ગધેડો નથી. તમે બેઉ શાથી લડી પડ્યા?'

'આ બધા રાજકેદીઓની વાત પર.' ઇવાને કહ્યું.

'કયા કેદીની વાત પર?' પિયોનીએ પૂછ્યું. બન્ને જોવા મંડ્યાં. પણ એ લોકો લડતા હતા તેટલામાં એને કોઇ ઉપાડી

ગયું હતું.

'એ તો મરી ગયો.' ઇવાને એકાએક કહ્યું.

'ત્યારે પછી એના પર તકરાર શી ?' પિઓનીએ કહ્યું.

'પણ આવતી કાલે વધારે કેદી આવશે તેનું શું ?' ઇવાને પૂછ્યું.

'ઇવાનને એમ છે કે એ બધાને ખમાખમા કરી મારી નાંખવા' એન લેને કહ્યું. 'અને હું કહું છું કે, આ પીડીત જીંદગીમાં આ લોકો છોને અપાનીઓને રીબાવી ને થોડી ગમ્મત મેળવતાં.'

'અને હું કહું છું કે આપણે એ લોકોને કંઇક સારૂં શીખવવું જોઇએ' ઇવાને જવાબ વાળ્યો. પિયોની સામે જોયું અને બોલ્યો. 'મ્હને કહે છે કે હું નાજુક છું, પણ પિયોની, તું યે મ્હારા પિતાને ત્યાં રહેલી છે. બોલ હું ખરૂં કહું છું કે ખોટું ?'

એને પિયોની કહે તેની પડી નહોતી. એને તો ખાત્રી હતી કે એનું કહેવું ખરૂં છે.

'પણ પિયોની તો એ ઘરની ગુલામડી હતી.' એન લેને જરાક તિવ્રતાથી કહ્યું.'પૈસાદારને ત્યાં ગુલામડીએ તો દુઃખ જ વેઠવાનું ને ?'

'હા, તો પણ ઇવાન સાચું કહે છે. આપણા માણસોએ આવા દુષ્ટ થવું ઘટતું નથી. સમજ્યાને એન લેન ! હું ઇવાન કહે છે તે સમજી શકું છું. જ્યારે કોઇવાર એની દાદી મ્હને સળગતી બીડી ચાંપતી ત્યારે હું મ્હારા હૃદયમાં એને એવુંજ કહેતી. 'તું ઘાતકી ને દુષ્ટ છે પણ હું તો નથી જ. મ્હને તો શરીરે થોડી વાર દુઃખી મટી જશે પણ તું તો દુષ્ટ મનાશે.' જરા ઇવાને સામું જોઇ શરમાતી પિયોની બોલી.

'એ એવું કરતી હતી ?' ઇવાને એને ધીમેથી પૂછ્યું.

પિયોનીએ પોતાની બાંય ઉંચી કરી. એનો આખો હાથ ગોળ ચકામાંથી ભરેલો દેખાયો.

'તેં તો મ્હને કદીજ આ વાત કરી ન હતી.' ઈવાને કહ્યું.

પિયોનીએ દુઃખભરી રીતે કહ્યું. 'હું કોઈને કહી કેમ શકું ? મ્હારાથી કોઈને કહી શકાતુંજ નહીં. કોણ જાણે કેમ એણે તો મ્હને સાચી ગુલામડી બનાવી દીધી હતી અને તેથી જ હું બધું સંતાડતી હતી.'

'પણ તારે મ્હને તો કહેવું હતું !' ઇવાને કહ્યું. ઇવાનને તો આવેશમાં રડી નાખવાનું મન થયું 'મ્હને તો દરેક રીબા-વણીમાં દુષ્ટતા લાગે છે. હું રીબાવણીને ધિક્કરું છું.'

'હું પણ ધિક્કારું છું.' પિયોનીએ બાંય નીચે નાખી અને એન લેન સામું જોયું 'ઈવાન ખરું કહે છે.'

'હા, કદાચ એનું કહેવું ખરું હશે.' એન લેને કબૂલ્યું. એના મોઢા પરની છાયા કહી રહી હતી કે માન્યતા વગર એ ઇવાનને નમતું આપી રહ્યો હતો.

પણ તે દિવસ પછી ફરી ઇવાને કદી આવી રીબાવણી



થતી જોઇ નહી.

આના પછી ઇવાને પોતાના વિચારોનો નકશો દોરવા માંડયો. જે વિચારો આજ કેટલાય વખતથી એના મનમાં ઘોળાયા કરતા હતા. ઘણા વખતથી એને વિચાર આવ્યો હતો કે કોઇવાર સૈન્ય દોરવાનું આવે ને સામો બન્જી જે જીવતો કે મરેલો મળે તો તો એ શું કરે ? અલબત્ત, આ સંભવિત ન હતું તો પણ એના મગજમાં આવા વિચારો આવતા હતા.

તેથી જ એ કોઇકવાર ઝાડીમાંથી નીકળતાં કે બારણેથી આવતાં માણસ પર ઝડપથી એક નજર નાંખી દેતો ને જોઇ લેતો કે એ બન્જી તો નથીને !

ના, એ કદી માણસને પાછળથી તો મારતો જ નહી.

કદાચ બન્જી હોય એ બીકે, કદી એ જોયા વગર કોઇને મારતો નહી. જો કોઇ નહાસી જતો હોય ને એનું મોઢું ન જોવાયું હોય તો તે જવા દેતો. તામાએ પણ બન્જી વિષે કંઇજ ખબર આપી નહોતી. એ તો એટલુંજ લખતી કે બન્જી જીવતો છે. એનો છોકરો ચાલતો થયો હતો. બીજા બાળક માટે સત્સુને ભારે ઝંખના હતી. સદાય પૂરું થતું દેખાતું આ યુદ્ધ અવિરામ જ લાગતું હતું. ઇવાનની જાણ પ્રમાણે બન્જી જીવતો જ હતો.

એણે મનમાં નક્કી કરી રાખ્યું હતું કે જો બન્જી હોય તો શું કરવું. પકડાયલાં કેદીઓમાં એ આવી જાય તો એને ભગાડી દેવો. એને આ વિચાર આવ્યો કે તરત જ એણે નક્કી કર્યું હતું. જ્યારે એવું થશે ત્યારે એ તૈયાર રહેશે. પણ પહેલાં તો એ બન્જી સાથે વાતો કરશે અને એને પણ આ લડાઇનાં દુષ્ટ પરિણામો સમજાવશે. બન્જીના લોકોએ ઇવાનનાં લોકો પર કેવી ચઢાઈ કરી હતી તે પણ એ બન્જીને સમજાવશે.

ઇવાને ઘણાયે કેદીઓ સાથે વાત કરી હતી. અને એને ખાત્રી થઇ હતી કે એ લોકોને તો ઘર કુટુમ્બ છોડી આ હજારો ને સેંકડોની સંખ્યામાં શા માટે જવાનું છે તે પણ કહેવામાં નહોતું આવ્યું. ઘણીવાર મરી ગયેલા સૈનિકોનાં ખીસ્સામાંથી પત્રો મળી આવતા ત્યારે એને એ લોકોની મર્યા પહેલાંની લાગણી સમજાતી. બધા જ પત્રોમાંથી એક જ સ્વર મળી આવતો કે આ લડાઇ જ સાચી છે ને તે દેશને તારશે. જાપાનનું રક્ષણ કરવા માટે આજ સાચો માર્ગ છે.

ઇવાનને આ લોકોની ચીઠ્ઠીનો જવાબ આપવાનું મન થતું હતું. 'અમને તમારો દેશ જોઇતો નથી પછી શા માટે તમે મારી રહ્યા છો?' પણ એ લોકો તો મરી રહ્યા એટલે જવાબ કોને આપે!

પિયોનીના ડામ જોઇ એન લેનને કરૂણતાનું ભાન થયું. તે દિવસથી કેદીઓને લાવવા બંધ કરી દીધા હતા.

ઇવાનને વિચાર આવ્યો, આપણે શા માટે આ કેદીઓને સત્ય આચરણ ન શીખવવું. એમની સાથેનું વર્તન પણ દયામય રાખવું ને એમને તેમના સૈન્યમાં પાછા મોકલી આપવા. કે જેથી પોતાના લોકોમાં એ ખરી વાતોનો પ્રચાર કરી શકે અને સત્યનો માર્ગ સૂચવે.

એન લેન પાસે એ આ યોજના લઇ ગયો. એન લેન એને 'તું પોચો છે' એવું કહી દેશે એવી એને બીક રહેતી હતી.

જેમ જેમ એન લેન આ યોજનાનો વિચાર કરવા લાગ્યો તેમ તેમ એ મુગ્ધ થતો ગયો. ઇવાનને તાળી દઇ એન લેન હસવા લાગ્યો. 'આ યોજના તો મઝાની છે. આપણા હાથમાં સો શસ્ત્ર આવ્યાં હોય એવી બળવાન લાગે છે. ઇવાન, તારામાં ભેજું છે ખરૂં એ મ્હારે કહેવું જોઇએ. જો એમના સૈનિકો લડાઇમાં માનતા જ બંધ થઇ જાય તો એમના હાથનું અડધું જોર હણાઇ જાય.'

ઇવાનને થતું કે એન લેનના ને એના વિચારોમાં ભેદ હતો છતાં એ લોકોને આ યોજના ગમી તેથી એને પોતાને ખૂબ આનંદ થયો. તે પછી તો કેટલાય કેદીઓને જીવતા પાછા મોકલવામાં આવ્યા. એમની સાથે બહુજ વિનીત વર્તણુંક ચલાવવામાં આવી. એક બે અઠવાડીયાં સારી રીતે શીખવી એમને છોડી દેવામાં આવતા. આમ છૂટતાં માણુસ આશ્ચર્યચકિત થઇ જતા. સમજી પણ શકતા નહી અને મૂઢ જેવા લાગતા. હવે પછી શું થશે તે પણ સમજતા નહી.

પણ બન્જી માટે તો આ નકામું હતું. પાનખરમાં ઇવાનને તામાનો પત્ર આવ્યો. શોકભર્યો પત્ર ઇવાન પર આવ્યો કે બન્જી ટાયરવેંગની લડાઇમાં મરી ગયો હતો. ઇવાન દર વખતની

માફક તામાનો કાગળ વાંચી બાળીને પોતાના ખંડમાં ગયો. ઇવાનને બન્જીનાં ને મુરાકી કુટુમ્બનાં સંસ્મરણો તાજાં થતાં એ દુઃખમાં ફસી ગયો. કેવો આનંદી અને ઉમળકા ભર્યો છોકરો! યુદ્ધ ન થયું હતે તો જરૂર એ દીર્ઘાયુષી ને સુખી જીવન ભોગવતે. પણ યુધ્ધે એના જીવનનો દોર અણધાર્યો કાપી નાખ્યો હતો. પહેલાં પણ યુદ્ધે જ એને બગાડી મૂકયો હતો. લડાઇના પરિશ્રમ માટે એ બહુ જ ભોળો અને સરલ છોકરો હતો. આથી જ એની દેહ ભાંગી પડી. હવે ઇવાનને એને મળવાની બીક ગઇ. સત્સુનું જીવન ધૂળમાં રોળાઇ ગયું અને એની બીજા પુત્રની આશા ધૂળમાં મળી ગઇ.



ઉનાળામાં એક દિવસે ઇવાન પર તાર આવ્યો. ચ્યાંગે લખ્યું હતું કે 'વાવાઝોડું પત્યું હશે તો એક ગર્ક આવીને ઇવાનને લઇ જશે.' ઇવાન આ સંદેશો લઇ એન લેન પાસે ગયો. બન્ને જણ એકબીજા સામે જોઇ વિચાર કરી રહ્યા. છતાંય બોલાવવાનું કારણ સમજી શકયા નહી. આ સંદેશો રાજકીય નહીં હોય, નહી તો એને એકલાને નજ બોલાવે.

'કોણ જાણે, પછી મ્હારા પર મહેરબાની ન હોય.' એન લેને કહ્યું.

પણ આ વાતમાં કંઇ સત્ય દેખાતું નહોતું. થોડાજ દિવસ પહેલાં અણધાર્યા પૈસા ચ્યાંગ તરફથી એન લેનનાં માણસો સારૂ શિયાળામાં ગરમ કપડાં લેવા માટે આવ્યા હતા. કદાચ એને પોતાનાંજ કારણસર બોલાવ્યો હશે.

ઇવાનને તામાનો વિચાર આવ્યો. ચ્યાંગને એની જાપાનીઝ સ્રી માટે તો વાત નહી કઢાવવાની હોય ને? કદાચ તામાને છોડી દેવા ચ્યાંગ કહેશે તો?

ચ્યાંગ એવું તો કહેજ નહી. કહે તો પણ તે વખતે શું કરવું, શું જવાબ આપવો તે તેજ પળે નકકી કરી લેવાશે. એ

પણ પોતાના દેશ માટે લડવા પાછો આવ્યો હતો. એનું સત્ય તો દેખીતું છે. એની અને તામાની વચ્ચે જે કંઇ હતું તેને ભૂતકાળ અને ભવિષ્ય સાથેજ લેવા દેવા હતું એનું વર્તમાન તો એણે દેશને જ અર્પણ કર્યું હતું. અગમ્ય ભવિષ્યબંધન તો એ કોઇ સાથે બાંધવાનો નથી.

કટકામાં ખેડૂત વિંટાળે તેમ કપડાં બાંધી તૈયાર થઇ એ એરોપ્લેનની જગ્યાએ ઉભો રહ્યો

'કેમ તૈયાર ?'

'હા, તદ્દન જ'

'ચાલો ત્યારે. આપણે જલ્દી જલ્દી ઉપડીએ. હવે ૨૦ મીનીટમાં નીકળીશું.' કહી મેકે વિમાનમાંથી કૂદકો માર્યો. આ પણ એક આવવા જવાની ઠીક રમત થઇ રહી છે. નાન્કીંગમાં જ્યારે આ સેનાની હતો ત્યારે મજા હતી. હેન્કોથી અહીં લગીની હવા તો ભારે વિચિત્ર છે. ખાડા ખબચાવાળી છે ને દરેક ખાડામાં સરકી પડાય એવું છે.

એણે એન લેનની છાવણી તરફ ચાલવા માંડયું 'લાવ એક બીડી પી લઉં અને ઘૂંટડો ચ્હા પણ પી લઉં તે પછી આપણે ઉપડીએ. હજુ તો બહુ ઉજાસ છે.' મેકે કહ્યું.

ગ્રામ્ય વિશ્રાંતિગૃહના ચોકમાં એ લોકો બેઠા હતા. એક સ્ત્રી આવીને કાળા ચીંથરાથી ટેબલ લૂછી ગઇ. પ્યાલા રકાબીમાંથી ધૂળ ઉરાડીને ફરીથી લૂછી નાખ્યાં. એટલામાં મેકે બુમ પાડી.

'આને કહેને કે રહેવા દે તારું સાફ કરવાનું. મ્હને ગંદુ હશે તોયે ચાલશે. હું તો ગોળીઓ પણ પચાવી શકું છું. પણ જંતુની વાત જ જુદી.'

ડોસી સામે એ ગુસ્સાથી જોઇ જ રહ્યો હતો. ચ્હાને જોરથી ફૂંક મારી. થોડીકતો જમીન પર ઢોળી. પછી મોટા

અવાજે ઘૂંટડા ભરવા લાગ્યો.

'તું અમારી ભાષા કદીજ શીખી શકવાનો નથી. શીખ્યો હોત તો તું તારી ફરિયાદ બરાબર રીતે કરી શકત!' ધ્વાને હસતાં હસતાં કહ્યું.

'ના રે! મ્હારે એની જરૂર નથી. જો હું મોટેથી બોલું, બે ત્રણ વાર બોલું, અને જરા એ લોકો સામે જોરથી આંખો ફાડી નજર નાખું તો તરત જ એ લોકો સમજી જાય છે. મ્હને શીખવાનો વખત જ ક્યાં છે?'

થોડી વારમાં બન્ને વિમાનમાં બેસી ગયા. ધ્વાને આ વખતે એના અનન્તતામાં પથરાયલા દેશનો મોટો ભાગ જોયો. ગોળ વિંટાતી ગીરીમાળાઓ, એમને ઘેરી રહેતાં કે ગોટેગોટા વાળી રહેતાં વાદળાઓ, તેઓ વટાવી રહ્યા હતા. પણ ધ્વાનને અત્યારે સૃષ્ટિસૌન્દર્ય નિરસ લાગતું હતું. એને તો આમ બોલાવવાનું કારણ જ સમજાયું ન હતું. એને એજ જાણવું હતું.



એણે હોન્કોગ પહેલાં કદી જોયું જ નહોતું. એ બાલક હતો ત્યારે એના બાપે ઘણી વાર વાતવાતમાં કહ્યું હતું કે કોઈ એકાદ વાર આપણે કુનાન જઈશું. આપણા કુટુમ્બની પુરાણી ભૂમિ જોઈશું. ત્યાંથી હજુ પણ ખેતરોની દાણ આવતી હતી. ધ્વાનને ખબર હતી કે યાંગ્સુ નદીને બે કાંઠે હાન્કો અને વુચાંગ સ્તંભ જેમ ઉભાં છે. એ સ્તંભના દરવાજામાંથી પસાર થતાં અંતર પ્રાંતના વિશાળ દેશોનું દર્શન થતું હતું. આવે કોઈક ઠેકાણે એના વડવાઓની ભૂમિ પડી હતી. હજુ પણ એમણે કોઈએ એ જોઈ નહોતી. ત્યાં કૃષિકારો વંશપરંપરાથી જમીનો ખેડી દૂર દૂર વસતા અજ્ઞાત શહેનશાહને ખંડણી ભરતા હોય તેમ એમને જમીનનું મહેસુલ આપી રહ્યા હતા. હજુ એને તો એના પિતા કોઈકવાર કહેતા ત્યારે વિચાર આવતો. ફક્ત કોઈકવાર એના પિતા બોલતા 'આ વર્ષે ઠીક મહેસુલ આવ્યું છે.' કોઈકવાર વળી પાછું

એમ સંભળાતું કે આ વખત કંઈજ મહેસુલ આવ્યું નથી. રેલનાં પાણી પાક ઘસડી ગયાં છે. કોઇકવાર ધાડુપાડુઓ ધાડ પાડી જાય, આમ હોવા છતાંય એના પિતાને ત્યાં લક્ષ્મી એકધારી વહી આવતી હતી. આમ થાય કે તેમ થાય તો પણ!

પણ જ્યારે ચ્યાંગને મળવા જતાં એ હોન્કોંગના રસ્તા પર ચાલી રહ્યો હતો ત્યારે ત્યાંના લોકોની ભાષા એ સાંભળી રહ્યો. એ લોકોની સ્થાનિક ભાષા શાંઘાઇ કરતાં અને એન લેનની ઉત્તરની ભાષાથી તદ્દન જ જુદી લાગતી હતી. અલબત, સમજ પડતી હતી પણ એ જૂદી તો લાગતી જ હતી. બધાને એકજ જાત સાંધતી. આ સૌમાંનો એ પણ એક હતો. છતાં પોતાના લોકોમાં બહુજ ભેદ હતા. તામાના લોકમાં ભેદ દેખાતા નહી. લોકો બધાંજ એકજ તરેહના દેખાતાં. યુદ્ધને લીધે જે પ્રજા હમણાં એકત્ર થઈ રહી હતી, તેજ પ્રજાને યુદ્ધ પછી એકત્ર રાખી શકાશે ? એને એન લેનનો વિચાર આવ્યો. એની અને એન લેનની વિચાર સૃષ્ટિમાં પણ મોટું અંતર હતું. અત્યારે તો યુદ્ધ બન્નેને સાંધી રહ્યું છે. લડાઇ પછી સ્મૃતિ સિવાય બીજું કશું જ રહેશે ખરૂં ? મનુષ્યની સ્મૃતિ લાંબી ટકતી નથી. એમને એકત્ર રાખવા માટે યુધ્ધ જેવું બળવાન ને દુસ્મન સામે સંરક્ષણ જેવું ફરજીયાત કંઇક હોવું જોઇએ જ.

વિચારમાં એ બધુંજ ભૂલી ગયો. હમણાં એ આવા વિચારોમાં ઘણું ભૂલી જતો. એકાએક એની મોટર એક ઇંટના ઘર પાસે અટકી પડી. દ્વારપાળે અંગુઠાથી સમજાવ્યું કે એ લોકો પોતાને સ્થાને આવી પહોંચ્યા છે. ઇવાન એકલો બ્હાર ગયો. એક વિમાનનું યંત્ર સુધારવા આગળ રહ્યો હતો. એક ઘંટડી વાગી ને બારણું ઉઘડયું.

એક સફેદ ઝભ્ભાવાળા નોકરે બારણું ઉઘાડયું. એ પણ ઇવાનની રાહ જોતો હોય તેમ બેઠો હતો. ઇવાનને એ બાજુના

ખંડમાં લઇ ગયો અને બેસવા કહી ચાલ્યો ગયો. ખંડમાં કંઇ વિશિષ્ટ નજર એંઓ એવું હતું નહી. સરલ અને સામાન્ય વસ્તુઓ નજરે પડતી હતી. એ કંઇક વિચારમાં પડે તે પહેલા બારણું ઉઘડયું અને એના પિતા આવ્યા. ઇવાનને પણ ખૂબ આશ્ચર્ય થયું.

'બેસ' એના પિતાએ કહ્યું.

એના પિતા અત્યંત થાકેલા, સુકાઇ ગયેલા લાગ્યા. ગયા વર્ષ કરતાં એમની તબિયત લથડી લાગતી હતી.

'કેમ પિતાજી! આપને ઠીક નથી લાગતું?' ઇવાને પૂછ્યું.

જેમ જેમ ઇવાન એના પિતા સામે જોતો ગયો તેમ તેમ એનું મન ચિંતાગ્રસ્ત બનતું ગયું. એણે એના પિતાને આવા ઢીલા કદીએ નહોતા દીઠા. એની મહાન શકિત અને મનસ્વીતા બધું જ ચાલી ગયું હતુ. એ બેઠા અને જાણે ફરી ઉઠતાં એમને ઘણો શ્રમ પડશે એવું લાગ્યું.

'આ પરિસ્થિતિમાં જેટલો સરો રહી શકાય એટલો સારો છું. આ લડાઇ આપણને એક નહી ને બીજી રીતે મારી રહી છે. મ્હને હમણાં જ નાન્કીંગથી પત્ર આવ્યો છે. મ્હેં નવું નગર નાન્કીંગને બનાવ્યું: રાજનગરી માટે મ્હેં ત્યાં કેટલીય લોનો આપી. મ્હને તો એને માટે કેટલું અભિમાન હતું! અને હવે એ પણ ગયું.'

'તમે કહો છો તે તદ્દન જ ખંડિયેર થઇ ગયું છે?' ઇવાને જરા ધીમા અવાજે પૂછ્યું. એને યાદ આવ્યું કે એ ચ્યાંગને પહેલી વખત મળવા ગયો હતો તે પહેલાંનાં આ નગરને તો નવાં મકાનો ને સુંદર પહોળા રસ્તાઓ હતા. બધા જ આ નગરીને સગર્વ જોતાં.

'જેનો વિનાશ નથી થયો તે બધું જ દુશ્મનના કબજામાં ગયું.' પછી પોતાના ઘુંટણ પર હાથ મૂકી એણે ઇવાનને ધીમેથી

કહ્યું ' મ્હને આ ખંડિયેર ઘરોની કે મરેલાં માણસોની ચિંતા નથી મતી પણ ઢેર ઢેર અફીણ વેચાવા માંડયું છે અને હવે છેક ચોક વેરવા માંડયું છે. જીવતાની પણ કાયા ભાંગી નાખવી છે ને સૌને વિનાશને માર્ગે દોરવા છે.'

ઈવાન તો ભયચકિત થઈ ગયો. એના પિતાની આંખમાંથી અશ્રુધારા વહેતી જોઇ. પિતાએ આંસુ લુછયાં પણ નહી અને પડવાં દીધાં. એને સ્હમજ ન પડી કે શું કરવું કે શું બોલવું ! નીચું મોઢું રાખી એ બેસી જ રહ્યો. એણે આ અફીણની વાત સાંભળી હતી. આના જેટલી બીજી કોઇ પણ બાબત એન લેનને વધારે ઉશ્કેરતી નહી. જ્યારે દુશ્મનની પાસેથી એક શહેર પણ એ લોકો ફરી જીતતાં ત્યારે અફીણ આમ વહેંચાતું તે એ લોકોને ઉશ્કેરી રહ્યું હતું.

' હું તો આથી વધારે વસ્તુઓ માટે રડું છું.' એના પિતાના શબ્દોમાં દીનતા હતી. છેવટે એમણે બાંયથી આંસુ લુછતાં કહ્યું ' ચાલ ઇવાન. તું થોડા દિવસ રજા લે. આપણે આ જમીન જોઇ આવીએ. હું તો એ જમીન ભોગવવા નથી પામવાનો પણ તારો પરિવાર ત્યાં રહી શકશે અને કોઇ દિવસ એ જમીન તારી થશે.'

પછીથી સંભારતાં એને યાદ આવ્યું કે એના પિતા ઇકો માટે એક શબ્દ પણ બોલ્યા નહોતા. પણ ફક્ત ' જમીન તારી થશે ' એવું બોલ્યા હતા.

' હાજી. હું આવીશ.'

' જે કંઇ રહેશે તે ચીનનો અંતર વિભાગ જ રહેશે. એ પણ કોણ કહી શકે ? પણ અત્યારે જે કંઇ આપણા પર વીતી રહ્યું છે તેનાં પરિણામ કંઇક તો આવશે ને ? લોકો સમુદ્ર કિનારાથી ભાગી અહીં આશ્રય શોધી રહ્યાં છે. અહીં વિદ્યાલયો ખસેડવામાં આવ્યાં છે. ગયે અઠવાડિયે મ્હેં હજારો ડોલરો

હેન્કોમાંથી અંતરવિભાગમાં થોખંડનું કારખાનું ખસેડવા માટે ધીર્યા!' એના પિતાએ કહ્યું.

'ચ્યાંગ હેન્કો નથી બચાવવાના?'

એના પિતાએ ડોકું ધુણાવ્યું. 'ગઇ કાલેજ કેન્ટોન છોડી દીધું છે અને થોડા દિવસમાં હેન્કો પડશે. ચ્યાંગની ધારણાઓ સાચી પડે તો સારૂં. નહી તો આપણો અંત આવી પહોંચ્યો છે.'

ઘડીભર તો એ ચૂપ થઇ બેઠા.

ઇવાનને પ્રશ્ન થયો કે એના પિતાને ચ્યાંગ પર શ્રદ્ધા છે ખરી? કેન્ટોન ગયું ને હેન્કો પણ ચાલ્યું.

એટલામાં બારણું ઉઘડયું અને ચ્યાંગનાં પત્ની અંદર આવ્યાં. એ લોકોએ ઉઠીને પ્રણામ કર્યાં. મેડમ ચ્યાંગે પોતાના મીઠા અવાજે કહ્યું 'આપને મળવા સૈનાની તૈયાર છે.' એમ કહી એ આ બન્નેને ચ્યાંગના ખંડમાં લઇ ગઇ.

એ બન્ને ગયા કે ચ્યાંગ પણ ઉઠયો. ઇવાને એને પહેલાં ઉભેલો નહોતો જોયો. એ ઉંચો પાતળો અને સીધો દેખાતો હતો. પહેલાં તો એ કશું જ બોલ્યો નહી. મેડમ ચ્યાંગે બધાને ચ્હા આપી. એ જે કંઇ કરતાં તે સ્વાસ્થથી કરતાં. એમનું તરવરતું અંગલાલિત્ય શરીરનાં દરેક અંગમાં વેરાયું હોય તેમ, એમની સુડોળ ડોક, ત્વરાભરી ચાલતી આંગળીઓ, આ સર્વ જોનારને એમના તરફ આકર્ષતું. સૈનાની સામે જોયું, નમન કરી પાછું બારણું બંધ કરી એ ચાલ્યાં ગયાં.

હવે બન્ને એકલા પડયા. ઇવાને જરા ચ્યાંગને શું કહેવુ છે તે જાણવા માથું ઉંચું કર્યું. 'મ્હેં તને બે કારણ માટે અહીં બોલાવ્યો છે. એક તો એ કહેવા કે તારો ભાઇ ઇકો મરી ગયો છે.'

આ તો કંઇક કડક શબ્દોમાં ચ્યાંગ બોલ્યા. પછી ઇવાનના મોઢા પર આની અસર શી થઇ તે જોવા એમણે નિરીક્ષણ કર્યું. ઇવાનથી મનાતું જ નહોતું કે ઇકો મરી શકે.

એને લાગ્યું કે એના મગજ પર લોહી ધસવા માંડ્યું છે. એણે એના પિતા સામે જોયું. નીચે માથે એ ખુરશીમાં બેઠા હતા.

'પિતાજી! આપને આની ખબર હતી?'

'હા, ગઇ કાલે જ પડી.'

'પણ તને જાણવાની જીજ્ઞાસા થશે કે એ કેમ મરી ગયો.' ચ્યાંગે એક પત્ર લઇ ઇવાનના હાથમાં મૂક્યો.

એક ગંદા કાગળ પર પેન્સીલથી લખાયેલો એ પત્ર હતો. એના પર લખનારનું નામ નહોતું. પણ એમાં જે કંઇ લખ્યું હતું તે સરળ હતું. પાંચ માણસો દુશ્મનો સાથે છાની મસલત કરી રહ્યા હતા તેમાં ત્રીજું નામ ઇકોનું હતું.

ઇવાને ફરી ચ્યાંગ સામે જોયું.

'પણ મ્હારો ભાઇ શા માટે......'

એ આગળ બોલવા જાય એટલામાં તો અટકી ગયો. ચ્યાંગે કહ્યું. 'બળવાની એક યોજના તૈયાર કરી હતી. જાપાનીઝ સરકારે પોતાની સરકારમાં એને ઉંચુ સ્થાન આપવા વચન આપ્યું હતું.'

ઇવાને પાછો કાગળ પેટીમાં મૂકી દીધો.

'મ્હને ૧૪ દિવસ પહેલાં એક માણસ સંદેશો આપી ગયો. જે માણસે એ મોકલ્યો તેણે મોઢેથી કહાવ્યું હતું. મ્હેં તરતજ એને બોલાવ્યો અને એનું નામ પૂછ્યું, ત્યારે એણે કહ્યું: 'લીમ' મ્હને એમ પણ કહ્યું કે તને અને તારા ભાઇને એ ઓળખે છે. તારા ભાઇ પર એને કોણ જાણે કેમ પહેલેથી જ ચીડ હતી.' જરા થંભી ચ્યાંગે ફરી કહ્યું 'મ્હને ખાત્રી આપી કે તારો ભાઇ રાજદ્રોહી છે. મ્હેં એને બીજા સાથે ફાંસી આપવા હુકમ કાઢ્યો.'

ઇવાન આ શબ્દે શબ્દ સાંભળવા લાગ્યો. એને પણ બીક લાગવા માંડી. પણ એ તો ચ્યાંગની સામે જોઇ રહ્યો.

ઇવાનને જરા જેકી લીમની નિર્ગુણતા લાગી. જેકી લીમ

સાથે એ કેટલો માયાળુંપણે વર્ત્યો હતો ? એણે જ એના ભાઈને પકડાવી દીધો !

પણ ચ્યાંગે તરતજ કહ્યું. 'એને દોષ ન દઈશ. એ તો પ્રમાણિક માણસ છે. એ વધારે પડતો સરલ દીલનો આદમી છે.

'સૈનિકો ઠઠ્ઠા મશ્કરીમાં કહેતા હતા કે બધા સેનાપતિઓ જાપાનની લાંચ લે છે એ એના માનવામાં ન આવ્યું. એણે પોતે બધી ખબર કઢાડી. ખૂબ તપાસ કર્યા પછી હિંમતથી બધી જ વાત મ્હને સીધે સીધી કહી દીધી. એ અમેરિકામાં રહ્યો હતો. ત્યાં માણસો પોતાના રાજ્યકર્તાઓથી બ્હીતા નથી.'

'એ હમણાં ક્યાં છે ?' ઇવાને પૂછ્યું.

'મ્હેં તો એને લડવા મોકલી આપ્યો છે. એટલે હમણાં ક્યાં છે તેની ખબર નથી.'

હવે કશું જ કહેવાનું બાકી નહોતું. એના પિતા જરા પણ હાલ્યા ચાલ્યા વિના સ્થિર થઇ બેઠા. ઇવાન જરા ઉંડો નિશ્વાસ નાખી ટટ્ટાર થઇ ઉભો. એણે ઇકોનાં જીવન ચિત્રો અને સ્મૃતિ પાસે લાવવા પ્રયાસ કર્યો.

ન્હાનાં હતાં ત્યારે ઇકો સાથે બાગમાં રમેલા, ત્યારે ઇવાનને હમેશાં લાગતું કે એનો મ્હોટો ભાઇ કેવો મજબુત અને સુંદર હતો ! ઇકો બહુ જ જડ. કશું ન મળે ત્યારે જમીન પર પડી હાથ પગ પછાડી રડતો. ઇકો એક રૂપાળો જુવાન ! એજ ઇકો મૃત્યુ પળે કેમ વર્ત્યો હશે ? મરતાં એ કોઇક નરવીર જેમ મર્યો કે પહેલાના ફટવેલા બાળક જેમ. આ બધું જાણવું અશક્ય હતું અને એને હવે એ જાણવું પણ નહોતું.

'આ એની પરદેશી સ્ત્રીનાં જ કારસ્તાન હતાં. હું તો એની સ્ત્રીને ફરી જર્મની મોકલાવી દઈશ.' એના બાપે ધીમેથી કહ્યું 'એજ એને આપણા લોકો તરફ તિરસ્કાર ઉત્પન્ન કરતી હતી. એ આવી ત્યારથી જ એનામાં કંઇ ગુણો તો હતા જ

નહી. એને અમારો ખોરાક નહી ભાવે, અમારૂં જીવન ન ગમે, એના દેશ જેવું કંઇજ સારૂં નહોતું. રોજ એ ઇફ્રાને કહેતી કે આપણા સૈનિકો જરા પણ સારા નથી. કશાને પાત્ર નથી. જાપાની સૈનિકો સારા છે. જાપાન સાથે લડવું નિરર્થક છે એવી કોઇની માન્યતા થઇ ત્યાંસુધી એને ભંભેર્યો. તેથી જ ઇફ્રાએ આવું કર્યું' એના પિતાનો અવાજ પડી ગયો. 'એને થયું કે કેન્ટોન પડવાનું જ તો એ—' ચ્યાંગ સામે એના પિતાએ જરા જોયું 'હું એનો પક્ષ નથી લેતો' ધીમેથી એના પિતા બોલ્યા.

ચ્યાંગે એના પિતાને બોલવા જ દીધા. જ્યારે એ બોલતા હતા ત્યારે ચ્યાંગના મુખ પર આર્દ્રતા છવાઇ રહી હતી.

'હવે આપણે એક મેકને સમજ્યા' ચ્યાંગે કહ્યું.

ઇવાનને કદી પણ પિતા પર આવો પ્રેમ નહોતો આવ્યો.

'હવે આપ બહાર જાવ. આરામ લ્યો. મ્હારે આપના પુત્ર સાથે વાતો કરવી છે.'

એના પિતા નમન કરી બહાર ગયા.

ઇવાન અને ચ્યાંગ બન્ને એકલા પડ્યા. ચ્યાંગની મુખરેખા એકદમ કઠોર થઇ. એની કુમાશ ચાલી ગઈ. ઇવાન તરફ ક્રૂરદ્રષ્ટિ ફેંકતાં બોલ્યા.

'મ્હારે તારૂં ફરી કામ પડ્યું છે. પણ તું તો એક જાપાનીઝ સ્ત્રીને પરણ્યો છે?'

ઇવાન જરા અસ્વસ્થ થઇ ગયો. આ માણસ બધુંજ જાણે છે, પણ એણે તરતજ જવાબ આપ્યો:

'હાજી, હું પરણ્યો છું તો ખરો.'

'જે રીતે તું તારા દેશપ્રેમી પિતાનો પુત્ર છે તેજ રીતે એક રાજદ્રોહીનો ભાઇ પણ છે.' એનો અવાજ અત્યંત કઠોર બની રહ્યો હતો ને દયા પણ ચાલી ગઇ હતી. 'હું કેમ જાણું કે તુ

કેવો નીવડીશ?'

'તે હું તમને કેમ સ્હમજાવી શકું?'

'તું તારી જાપાની સ્ત્રીને છોડી દઇશ?'

'આપના હુકમે?' ઇવાને પૂછ્યું.

નિરૂત્તર બની ચ્યાંગે એની સામે આંખો ફાડી જોયાં જ કર્યું.

'ના' ઇવાને કહ્યું. થોડીવાર પછી એણે ઉમેર્યું 'હું મ્હારી સ્ત્રી અને બાળકોને મૂકીને અહીં લડવા આવ્યો છું અને લડું છું. જ્યારે સર્વત્ર શાંતિ સ્થપાશે ત્યારે હું મ્હારાં બાળકો અને સ્ત્રીને અહીં લાવીશ. મ્હારા બાળકો ચાઇનીઝ છે અને એની માતા પણ મ્હારીજ રહેશે.'

'પણ શાંતિ સ્થપાતાં તો કંઇક વર્ષો નીકળી જશે.'

'તે હું જાણું છું.'

'શહેર તો ખંડિયેર બની રહ્યું હશે!' બારીની બહાર નજર નાંખી. છાપરૂં છાપરાંને અડકી રહ્યું હતું. શહેરમાં તસુની જગા નહોતી દેખાતી 'આ શહેર અને આવાં તો બીજાં કંઇક વિનાશ દેખશે. જ્યારે શાંતિ થશે ત્યારે શહેર જ રહ્યાં નહીં હોય.'

'કંઇ નહી. ભાંગેલી ભૂમિ તો રહેશે જ ને?' હવે એના પિતાની વાતનો મર્મ એ સમજ્યો. જ્યારે એમણે કહ્યું હતું કે તારે માટે અને તારા પુત્રો માટે આ જમીન છે.

'હા, ભૂમિ તો અચલ રહેશે જ.' ચ્યાંગે કહ્યું. ઇવાને જે પરિવર્તનની ચ્યાંગમાં આશા રાખી હતી તેજ બદલાતા નયનભાવથી એમણે પૂછ્યું 'તારી જાપાનીઝ સ્ત્રી કેવી છે?'

જવાબમાં ઇવાને તામાના પત્રો ચ્યાંગ પાસે ધરી દીધા. આ છેલ્લા બે પત્રો હજી એણે ફાડી નાખ્યા નહતા.

તામાના સુંદર સ્વચ્છ અક્ષરનો પત્ર હતો એમાં જીવનની નાની નાની વાતો લખી હતી. અમુક ઝાડ મોટું થયું હતું-

ક્રીસેન્થીમમ્ઝનો ફાલ વસંતમાં ખીલ્યો હતો. દરિયાના તોફાનમાં પડદાઓ ફાટી ગયા હતા તે એણે અને જીરોએ સાંધ્યા હતા. છોકરાઓ પણ મોટા થઇ રહ્યા હતા. એ એના પિતાને ત્યાં જઇ શકી નહોતી. છોકરાઓને એ રોજ કહેતી: 'તમારા પિતા એક દેશભક્ત છે. હમણાં એ પોતાના દેશ માટે લડી રહ્યા છે. એ દેશ તમારો પણ છે. સુલેહશાંતિ થશે ત્યારે આપણે બધાં ત્યાં જઇશું અને તમારા પિતા ભેગાં રહીશું.' સ્ત્રી પોતાના પ્રિય પતિને લખે તેવો જ સરલ એ પત્ર હતો.

ચ્યાંગ એ વાંચતો હતો ત્યારના એના મુખભાવ ઇવાન નિહાળી રહ્યો. કાગળને પરબિડીયામાં પાછો મૂકી દેતાં એણે ચ્યાંગને કંઇક વિચારમાં પડી ગયેલા જોયા. એમણે ઇવાનને પત્રો પાછા આપી દીધા.

'બોલ, હવે તારે કૈં પૂછવું છે?' ચ્યાંગે પૂછ્યું.

'હાજી, મ્હને મારા પિતા સાથે થોડા દિવસ રહેવા દ્યો. અમે અમારા પૂર્વજોની જમીનો કદી જોઇ નથી તે સાથે જઇને જોઇ આવીએ.'

'અને પછી' ચ્યાંગે પૂછ્યું

'હું પાછો મ્હારી જૂની જગ્યાએ લશ્કરમાં જોડાઇ જઇશ.' એટલામાં ઘંટડી વાગી, ઇવાન સમજ્યો કે એને જવાનું કહે છે. નમન કરી એ ત્યાંથી ચાલ્યો ગયો.

'પેલો બર્માના નવા રસ્તાનો નકશો ક્યાં છે? થોડી વાર પહેલાં મ્હારી પાસે પડ્યો હતો.'

ઇવાનના કાનમાં આ શબ્દો ગુંજી રહ્યા. 'બર્માનો નવો માર્ગ' એ પુરો થઇ ગયો હતો! નવો રસ્તો કેટલાંય સ્ત્રી પુરુષો બાંધી રહ્યાં હતાં એવું એણે સાંભળ્યું હતું. કેવી વિચિત્ર લડાઇ! પૂર્વમાં જ્યારે દારૂગોળાથી ધરતી ફાટી રહી હતી ત્યારે પશ્ચિમમાં રસ્તાઓ બંધાઇ રહ્યા હતા. પણ એ લોકોની રીતજ

એ હતી. જો એનાં બાળકો આ નવા ચીનના અંતર પ્રાંતોને જ એ લોકોનો ખરો દેશ માને તો શું વાંધો હતો? એમની દૃષ્ટિ પૂર્વના દરિયા તરફ નહીં પણ ડુંગર માળની પેલે પાર પશ્ચિમમાં હિંદુસ્તાન પર પડશે? કોને કશાની ખબર હતી?

પછી એ એના પિતાને શોધવા એ નીકળી પડયો.



☆ સમાપ્ત ☆



તામા જાપાનની નવયુગની બાલિકા છે. તે નવયુગની છે, છતાં તેની ભૂમિકા ને સંસ્કાર જાપાનના જ છે. ઘરવિષે, બાળઉછેરવિષે, લગ્નવિષે, માંગલિક પ્રસંગો ને બધાંવિષે તેને શિશુવયથી શીખવવામાં આવ્યું છે. દેહ ઉપભોગની કલા પણ કલા માફક તેને લગ્ન પહેલાં જ શીખવવામાં આવી છે.



ચીન જાપાન વચ્ચેના પ્રસંગો યુદ્ધનું સ્વરૂપ લે છે અને જાપાનનું વાતાવરણ બદલાઇ જાય છે.



આ નવલકથા અગર વાણીમાં કંઇક કહી રહી છે. પ્રેમ આ જાતિ કે તે જાતિ પર નથી રચાયો. દેશ, સંસ્કૃતિ કે જાતિ પર એનું અવલંબન નથી રહેતું. સંકુચિત રાષ્ટ્રભાવના પર વિજય પામતાં આ સ્ત્રી પુરુષના પ્રેમની માનવતા યુદ્ધવિરામ પછી ફરી તેમને ભેગાં કરશે. અગાધ સમુદ્ર અને અગમ્ય ભાવિ એમની વચ્ચે અંતરાયલાં હોવા છતાં ઝવાનનાં તામા તરફ અને તામાનાં ઝવાન તરફ પુનર્મિલનની આશાભર્યાં જોઇ રહેલાં કરુણ નેત્રો, પુસ્તક વિરમતાં, વાંચકની સ્મૃતિમાં સદાય તરવર્યા કરશે.